# મધુપરાગ

: લેખક :

રતિલાલ ગિરધરલાલ શાહ

એમ. એ. એલએલ. બી.

ઈ. સ. ૧૯૪૩ ] [ વિ. સં. ૧૯૯૯

# પરિચય



શ્રી. રતિલાલ શાહ ઉત્સાહી લેખક છે; અને એમના સ્વાભાવિક ઉત્સાહથી એ આ પુસ્તક ગુજરાતને ચરણે ધરે છે.

ગીતાજીથી ફ્રેંચ વિપ્લવ અને સ્નેહ અને સાહિત્યથી ગામડાંઓ જેવા સર્વગ્રાહી વિષય પર એમણે આ પુસ્તકમાં ચર્ચા કરી છે. એમાં અભ્યાસ અને મનન બંને જડશે.

ગુજરાતી સાહિત્યની સેવા ભાઈ રતિલાલ કર્યે જાય એવી શુભેચ્છા સાથે હું એમના પહેલા પ્રયત્નને આવકાર દઉં છું.

૨૬, રીજ રોડ,
મુંબઈ,
તા. ૬-૩-૪૩



**કનૈયાલાલ મુનશી**

# નિવેદન

પાંચેક વર્ષ પહેલાં શેઠ અમુલખ અમીચંદના પુત્ર બાળ મધુના પરિચયમાં આવવાનો પ્રસંગ આવ્યો. તે વખતે હું મારો એમ. એ. નો અભ્યાસ કરતો હતો અને મધુને સાંજના શિક્ષણ આપવા જતો હતો. આ સમય દરમ્યાન એ ઉગતા બાળકમાં મેં અસામાન્ય બુદ્ધિ અને સ્મરણશક્તિ દેખી. આપેલા પાઠો એ એક જ કલાકમાં પૂર્ણ કરી નાંખતો. એકબે વખત વાંચીને એ પાઠોના પાઠો યાદ રાખી શકતો.

પણ આ બાળકમાં એની બુદ્ધિ અને સ્મરણશક્તિ ઉપરાંત એક મહાન વસ્તુ મેં અનુભવી—એ એનું પ્રેમાળ અને કોમળ હૈયું. એના હૈયામાં સર્વ માટે સ્નેહની સુંવાળી લાગણી હતી. મારા પ્રત્યે એના હૃદયમાં પૂજ્યભાવ અને પ્રબળ પ્રેમની ભાવના મેં અનુભવ્યાં. કોણ જાણે શાથી યે — આ જગતમાં એ થોડા દિવસનો અતિથિ હશે એ કારણે કે કોઈ અન્ય કારણે બાળ મધુ પ્રત્યે મારા નાનાભાઈ પ્રત્યે પ્રેમ હોય એવો પ્રેમ મારા હૈયામાં ઉત્પન્ન થયો.

કોઈ કોઈ વાર મુંબાઇથી માટુંગા હું મધુને ભણાવવા જતો નહિ ત્યારે એ મને પૂછતો, "તમે કેમ કાલે આવ્યા નહોતા ? તમારી બહુ જ રાહ મેં જોઈ. ફરવા પણ ન ગયો. તમે આપેલા પાઠો મેં તૈયાર રાખ્યા હતા." ત્યારે એના નિર્દોષ મુખ પર નર્યું વ્હાલ મારા માટે હું દેખતો, ત્યારે એના આ શબ્દો મારા હૈયાને સ્પર્શતા.

બધા ય બાળકો રમતિયાળ હોય છે. આ બાળક પણ રમતિયાળ હતો. પણ એ જેટલો રમતિયાળ હતો તેટલો એ ઘણીવાર શાન્ત અને ગંભીર પણ બની જતો. એની ગંભીરતા અને શાન્તિ જોઈ હું વિચારમાં પડી જતો. બાળકને પણ વ્યક્તિત્વ હોય છે; બાળકની નિર્દોષતા, પવિત્રતા અને સ્નેહની લાગણી મોટી ઉંમરનાં મનુષ્યોને પણ અસર કરે છે એ સત્ય મેં પ્રથમવાર મારા જીવનમાં અનુભવ્યું. "સ્નેહ અને સાહિત્ય" નામનો જે લેખ આ

પુસ્તકમાં મેં લખ્યો છે તે મધુ જેવા બાળ અને અન્ય સ્નેહીઓ પ્રત્યે અનુભવેલા વિશ્વવ્યાપી દિવ્ય સ્નેહના કારણે જ હું લખી શકયો છું.

કોઈ દિવસ એણે નિશાળ કે ઘરમાં કોઈને કડવા શબ્દો કહ્યા નથી. કોઈ દિવસ એણે રીસ કે ગુસ્સાની લાગણી કોઈને દર્શાવી નથી. એનું નામ મધુ હતું અને એની જીભમાં સર્વ પ્રત્યે પણ મધુ હતું.

મારી એમ. એ. ની પરીક્ષા જે દિવસે પૂર્ણ થઈ તે પછીના બીજે જ દિવસે રા. રા. શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશીજીના હાથ નીચે એમના અંગત મદદનીશ તરીકે હું મુંબાઈ સરકારના સેક્રેટરીએટમાં દાખલ થયો. એટલે માટુંગા જવાનું મારે માટે બંધ થયું. છતાં ય તે દિવસોમાં મધુ મને યાદ આવતો. એક દિવસ અમુલખશેઠને મળવા ગયેલો ત્યારે મધુ એકદમ મારી પાસે આવ્યો અને એ જ સ્નેહના શબ્દોથી, નિર્દોષ ભાવથી એણે મને કહ્યું, "હવે શું તમે મને ભણાવવા નહિ આવો?" પ્રેમભર્યું મારું હૈયું એને દેખીને કાંઈ જ બોલી શકયું નહિ; અને મને યાદ છે કે મારી આંખમાંથી આવતાં બેત્રણ અશ્રુબિન્દુને મેં સખ્તાઈથી અટકાવ્યાં.

પછી એ પંચગીની ગયો. પંચગીનીનાં હવાપાણી એની તબીઅતને અનુકૂળ ન આવ્યાં. એનું શરીર સુધરે એ હેતુથી એનાં માતાપિતાએ એને પંચગીની મોકલ્યો હતો. પણ કુદરતની ઇચ્છા ન્યારી જ હતી. મધુ માટે પંચગીની પ્રતિકૂળ બન્યું. એની માંદગીની શરૂઆત ત્યાં થઈ. કૉંગ્રેસ પ્રધાન-મંડળનાં રાજીનામાં સાથે શ્રી. મુનશીજીની ગૃહમંત્રી તરીકેની કારકીર્દી સમાપ્ત થઈ અને સાથેસાથે એમના મદદનીશ મંત્રી તરીકેની મારી કારકીર્દી પણ સમાપ્ત થઈ એટલે મુંબાઈ છોડીને હું વડોદરા આવ્યો. વડોદરા મને સમાચાર મળ્યા કે મધુની બિમારી વધી પડી હતી. હું મુંબાઈ આવ્યો. એ જ દિવસે મધુને જોવા હું હરકિસનદાસ હૉસ્પિટલમાં ગયો.

હૉસ્પિટલમાં મધુને જોયો ... એથી દુઃખ અને કમ્પારી મેં અનુભવ્યાં. મધુ પલંગમાં બેઠો હતો. અમે એકમેક તરફ જોઈ રહ્યા. સ્નેહ અને દુઃખનાં અશ્રુ આવતાં અટકી પડ્યાં. એના મુખ પર ફેલાઈ રહેલી ફિકાશ જોઈ મને કુદરત પ્રત્યે ક્રોધ થયો...આવા ઉગતા બાળપુષ્પને કરમાવનાર અને કચરાવનાર

કુદરત કેવી વિચિત્ર અને હૈયાવિહોણી હશે? આ વિચારમાં હું મધુ-પ્રત્યે દુઃખથી, સ્નેહથી જોઈ રહ્યો. એક પણ શબ્દ ઉચ્ચારવા હું અસમર્થ બન્યો.

મધુની માંદગી લગભગ બે વર્ષ સુધી ચાલી. એનાં માતાપિતા એને જુદે જુદે સ્થળે હવાફેર કરવા લઈ ગયાં. પણ ક્યાં ય એને આરામ મળ્યો નહિ. આવા નિર્દોષ અને અસામાન્ય બુદ્ધિવાળા બાળકને કુદરત શા માટે આટલી શારીરિક પીડા આપતી હશે? — તે આશ્ચર્યમાં મારી લાગણી અને કલ્પનાએ એમની મર્યાદા ઓળંગી. મધુ જે સ્થિતિમાં હતો તે સ્થિતિથી હું વધારે વિચારક અને ગંભીર બનવા લાગ્યો. બિમાર હાલતમાં મધુને દેખતાં જે દુઃખ મેં અનુભવ્યું તે મારે માટે પ્રથમ જ હતું.

બીજી વાર મધુને હરકિસનદાસ હોસ્પિટલમાં રાખવામાં આવ્યો. બીજી વાર હું એને મળવા ગયો. ત્યારે એને જોતાં જ મારી આંખો બંધ થઈ ગઈ. એણે મારા પ્રતિ એક દૃષ્ટિ ફેંકી. તે દૃષ્ટિએ મારા આખા ય હૃદયને અવર્ણનીય પ્રેમ અને પીડામાં ફેંકી દીધું.

તે જ દિવસે મધુને હોસ્પિટલમાંથી ઘરે લઈ જવામાં આવ્યો. ત્યાર પછીના બીજે દિવસે ખબર મળ્યા કે બાળ મધુએ આ ફાની દુનિયાનો ત્યાગ કર્યો હતો. આ સમાચારે મારા હૈયાને અસહ્ય આઘાત આપ્યો. મારું હૈયું એટલી બધી પીડા અને વ્યથા અનુભવી રહ્યું કે જાણે મેં મારો નાનો બાળભાઈ ગુમાવ્યો. એ દુઃખને કારણે શરૂઆતના એક અઠવાડિયા સુધી મધુનાં માતા-પીતાને આશ્વાસન આપવા હું માટુંગાના મધુમહાલમાં ન જઈ શક્યો!

“બા, હવે હું જાઉં છું.” મરણ પહેલાંના એકબે કલાક પહેલાં આ શબ્દો મધુ બોલ્યો હતો. જીવનની છેલ્લી પળ સુધી એને સર્વ વસ્તુનું ભાન હતું. આ દસ વરસના બાળકે એની સમીપ આવી ઉભેલા મૃત્યુને દેખ્યું. એટલે એ બોલ્યો, “બા, હવે હું જાઉં છું.” અનુભવી, જ્ઞાની કે વિજ્ઞાનીને મરણની ખબર પડે છે. પણ આ દસ વરસના બાળકને ખબર પડે એ ખરે જ કુદરતની ક્રૂરતા સાથે એની લીલા પણ છે. મધુએ એના મરણની આગાહી કરી, કારણ કે એનો આત્મા ઉચ્ચ અને પવિત્ર સંસ્કારયુક્ત હતો.

બે વરસની લાંબી બિમારીમાં મધુએ અનેક દુઃખો શાંતિથી સહન કર્યાં. ઘણી યે કડવીખાટી દવાઓ પીધી. એક દિન એની ભાભીએ કહ્યું, “ મધુભાઈ, આવી કડવી દવા પીતાં કંટાળો નથી આવતો ? જલદી સાજા થાઓ.” મધુએ ભાભીને જવાબ આપ્યો, “ શું કરું ભાભી ? નશીબમાં લખ્યું હશે ત્યાં સુધી દવા પીધા શિવાય શું છુટકો ? ન પીઉં તો બાને કેટલું દુઃખ થાય ?” ડહાપણ–ભર્યાં મધુના આ શબ્દો એના કુટુંબમાં સૌને સ્મરણે રહ્યા છે અને સદા ય રહેશે.

મધુના અવસાન પછી થોડેક દિવસે ધીમી ચાલે અને કમ્પતે હૈયે હું ટ્રામમાંથી ઉતરી મધુ–મહાલ તરફ ચાલવા લાગ્યો. પગ ઉપડતા જ ન હોતા; કારણ કે માટુંગામાં મધુ–મહાલ હતો પણ એમાં મધુ મારે માટે નહોતો. જેમ જેમ આંખોમાંથી નિકળતા અશ્રુપ્રવાહને મેં રોકયો તેમ તેમ મારું હૈયું ધબકી રહ્યું. મધુ–મહાલમાં અમુલખશેઠ અને એમનાં પત્નીને મળ્યો. મધુના અવસાનથી એ પણ પારાવાર દુઃખ અનુભવી રહ્યાં હતા.

મધુનાં માતાપિતાને મધુ માટે અપરંપાર પ્રેમ હતો. પાંચ વર્ષ પહેલાં માટુંગામાં જે મકાન એમણે બંધાવ્યું હતું તેનું નામ એમણે મધુ–મહાલ રાખ્યું હતું. મધુની ચાકરી અને સારવાર કરવામાં એમણે પારાવાર પરિશ્રમ ઉઠાવ્યો હતો. એમના પરિશ્રમનું કાંઈ પરિણામ ન આવ્યું. ભાવિ કે કુદરતની ઈચ્છા આગળ માનવીનો અવિરત પરિશ્રમ પણ શું કરે ?

હું અમુલખશેઠ પાસે બેઠો. મેં જોયું કે એમને કે એમનાં પત્નીને આશ્વાસન આપવા મારા પ્રાણ કે મનમાં શક્તિ નહોતી. જ્યાં અમે બંને જણાં દુઃખ અનુભવતાં હતાં ત્યાં કોણ કોને આશ્વાસન આપી શકે ? અલ્પ વાતચીત કરી અમે છૂટા પડ્યા.

કૉલેજમાં શેલીનો અભ્યાસ કરતો હતો ત્યારે કોમળ હૈયાવાળા એ કવિએ મરણનાં દોરેલાં ચિત્રો મારે સ્મરણે આવવા લાગ્યાં. એ કવિની માફક પણ મારું હૈયું લાગણીભીનું બન્યું. મધુ સ્વર્ગે સિધાવ્યો પણ મધુનાં સ્મરણોએ મારા આત્માને જાગ્રત કર્યો. જે દિવસે એણે એના નશ્વર શરીરનો ત્યાગ કર્યો તે દિવસથી મરણ અને એના ઊંડા રહસ્યનો હું વિચાર કરી રહ્યો.

આ વિચારમાં કેટલી ય રાત્રિઓ મેં નિદ્રાવિહીન પસાર કરી. મધુનું

સ્મરણ થતાં એક મધ્ય રાત્રિએ હું જાગ્યો. મનને દુઃખદ સ્થિતિમાંથી મુક્ત કરવા એક બે પુસ્તકો લઈને એક પછી એક પુસ્તક વાંચવા માંડ્યો. પણ કશી જ શાંતિ ન મળી. પુસ્તકમાં મન ન જ પરોવાયું. નિદ્રાદેવી દૂર અને દૂર જવા લાગી. મુંબાઈના મારા નિવાસસ્થાનમાં મેં આમતેમ ફરવા માંડ્યું. બારીએથી ખુરશીમાં આવી બેઠો.

આવી માનસિક અવસ્થામાં મેં કાંઈક શાન્તિ અનુભવી. દિવ્યતાનો સહેજ પણ સંચાર થતાં હૃદય પરમ પ્રકારનો આનંદ અનુભવી રહ્યું...ત્યારે મેં જોયું કે હૃદયને પડેલા આઘાતોથી જ આત્મા કે પરમાત્માની ઝાંખી થાય છે. હૃદયની પીડા કાવ્ય અને સાહિત્ય સર્જે છે, હૃદયની પીડા જ્ઞાન અને સનાતન સત્યને પંથે લઈ જાય છે. આંગ્લ કવિ શેલીનું કાવ્ય યાદ આવ્યું:—

"Our sweetest songs are those that tell of saddest thoughts."

મનને વિચારના ભારથી મુક્ત કરવા ગીતાગ્રંથ મેં હાથમાં લીધો. એ ગ્રંથનો એક શ્લોક તે રાત્રિએ મને બહુ જ પ્રિય લાગ્યો :—

**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।**
**उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥**

જગતમાં ઉત્પતિ કે લય જેવું કશું જ નથી. જે છે તે પરિવર્તન અને રૂપાન્તર છે. આ સત્યનો અનુભવ થાય તો ઉત્પતિ અને લય અંગેનાં આપણાં અજ્ઞાન અને ભ્રમણા દૂર થઈ જશે. આ સત્યનો અનુભવ થવો અશક્ય છે. એનો અનુભવ પળવારમાં થાય ને પાછો અદૃશ્ય થાય. એટલે ઘડીકમાં મને અનુભવ થયો કે મધુ અમર હતો...આજે ય અમર છે...પળવારમાં એ સત્યથી મન ચલિત થયું એટલે પાછું મન સંતાપ અનુભવવા લાગ્યું...

પળે પળનાં સુખ અને દુઃખમાં મારું મન અથડાઈ રહ્યું. આનંદ અને વિષાદની પરંપરા જામી. મારા મનનું પૃથક્કરણ મનથી પર મારામાં રહેલી શક્તિ કરી રહી. એ અવલોકન અને પૃથક્કરણમાં મન ચંચળ, પ્રવાહી અને પારદર્શક લાગ્યું; મન લાગણી, વેદના, સુખ અને આનંદના વેગને આધીન જણાયું; મન અસ્થિર, અસ્પષ્ટ અને અવર્ણનીય લાગ્યું.

આ શરીર શું હતું ? આ મન શું હતું ? આ જગત શું હતું અને આ વિશ્વ શું હતું ? આ અપરિમિત આકાશ પેઠે બધું જ અપરિમિત હતું... મધુના મૃત્યુએ અમર્યાદિત – Infinite – ના વિચારો મારા મનમાં ઉત્પન્ન કર્યા. મેં મારી જાતને પૂછ્યું, "આ બધું શું છે ?" આ ગંભીર, ગૂઢ અને મુશ્કેલ પ્રશ્નનો મારી અલ્પ શક્તિ કેમ જવાબ આપી શકે ? રાજકવિ રોબર્ટ બ્રીજનું કાવ્ય સ્મરણે આવ્યું,

"Wisdom will repudiate thee, if thou think to inquire
Why things are as they are or
whence they came: thy task
is first to learn What Is, and
in pursuant knowledge
pure intellet will find pure
pleasure and the only ground
for a philosophy conformable to truth."

અમર્યાદિતના વિચારો મેં છોડી દીધા; કારણ કે એ જટિલ સમસ્યા ઉકેલવા ન તો મારામાં શક્તિ હતી કે ન તો કલ્પના હતી. કારણ કે,

"Thou art come round wrongfully again
to question Nature,
Who by her own faculty in thee
judgeth herself..."

આવા અનેક વિચારપ્રવાહથી કંટાળીને ખુરશીએથી હું પાછો બારીએ આવી ઉભો.

બારીએથી નજર નાંખતાં મેં રાત્રિનો ગાઢ અંધકાર દેખ્યો. એ અંધકાર દેખી મારા મનની મુંઝવણ વધી પડી. કાંઈક શાન્તિ કે સુખ અર્થે મેં આકાશ તરફ જોયું. ત્યાં કરોડો ચળકતા તારા દેખ્યા. તારાના નિરીક્ષણમાં મારા વિહ્વળ બનેલા મનને કાંઈક શાન્તિ મળી, મારા આત્માએ દિવ્ય ઉલ્લાસની ઊર્મિ અનુભવી. મારી આસપાસ અને નીચે મેં ભયાનક અંધકાર દેખ્યો.

આકાશમાં મેં દિવ્ય અને અપૂર્વ પ્રકાશ દેખ્યો. એક તરફ પ્રકાશ અને બીજી તરફ અંધકાર વચ્ચે હું ઊભો હતો. એ અંધકારમાં મને અજ્ઞાન જણાયું, અંધકારમાં મને દુઃખ જણાયું, અંધકારમાં હું મધુના મૃત્યુના રહસ્યને સમજી શક્યો; અને પ્રકાશમાં મેં જ્ઞાન જોયું, પ્રકાશમાં મેં દિવ્યતા દેખી, પ્રકાશમાં મને પરમાત્માનો પરિચય થયો...પ્રકાશમાં પ્રાણ અને ચેતન હતાં, ઉલ્લાસ અને ઓજસ હતાં, પ્રકાશમાં મધુનો આત્મા હતો.

અને છતાં ય અંધકાર અને પ્રકાશ મને એક જ દેખાયા. જીવન અને મૃત્યુ એક જ હતાં. ચેતન અને જડ એક જ હતાં...આ એકતા એ જ સનાતન શક્તિ હતી, આ એકતા એ એક જ આત્મા અને પરમાત્માસ્વરૂપે હતી અને આ એકતા જ અખિલ અમર્યાદિત વિશ્વસ્વરૂપે હતી.

તે રાત્રિના દિવ્ય અનુભવે હું જાગ્રત અવસ્થામાં કલ્પના અને સ્વપ્નાં અનુભવી રહ્યો. કાંઈક વખત પછી મેં મારું નાનકડું કબાટ ઉઘાડ્યું. જૂની ફાઈલો તપાસી. એમાંથી લખેલા કેટલાક લેખો મેં જોયા. આ લેખો જોતાં મધુ સ્મરણે આવ્યો; કારણ કે પાંચ વર્ષ પહેલાં જે દિવસે હું અને મધુ પ્રથમ પરિચયમાં આવ્યા તે દિવસથી આ લેખો લખવાની મેં શરૂઆત કરી હતી. મધુને ભણાવતો હતો તે વખતે મારા એમ. એ. ના અભ્યાસમાં આ પુસ્તકના ઘણાખરા લેખો મેં લખ્યા હતા. આમ 'મધુ–પરાગ'ના અડધા લેખોની શરૂઆત મધુના પ્રથમ પરિચયે થઈ. કુદરતની કેવી બલિહારી !

જે લેખોની શરૂઆત મેં મધુના પરિચયે કરી તે લેખો મધુના અમર આત્માને અર્પણ કરવાનો નિશ્ચય મેં આ મારી નિદ્રાવિહીન મધ્યરાત્રિએ કર્યો.

સવારે તપાસ કરતાં મને જણાયું કે અમુલખશેઠ દેશમાં ગયા હતા. મેં એમને એક પત્રમાં લખ્યું, "મધુ ગયો. તમારું દુઃખ હું સમજું છું. મારું દુઃખ તમે સમજતા હશો. મધુના સ્મરણે 'મધુપરાગ' બહાર પડે એ મારી ઈચ્છા છે. એના જવાબમાં અમુલખશેઠે હા પાડી.

મધુના વિયોગથી પડેલા આઘાતને વિસરવા આ 'મધુપરાગ' હું ગુજરાતને ચરણે ધરું છું; અને આશા રાખું છું કે આ પુસ્તક મધુનાં માતા-પિતાને લાગેલા આઘાતની પીડા દૂર કરશે.

મધુના પ્રેમને લીધે આ પુસ્તક અસ્તિત્વમાં આવ્યું છે.

મધુના સ્મરણે આ ‘ મધુપરાગ ’ છે.

આ છે સંક્ષિપ્તમાં, ‘ મધુપરાગ ’ ના જન્મનો ઇતિહાસ.

*　　*　　*　　*

*　　*　　*　　*

પુસ્તકમાં લખેલા લેખો મારા અભ્યાસ અને ચિન્તનને આભારી છે. પરમહંસ સ્વામી રામકૃષ્ણના અને શ્રીમદ્ રાજચંદ્રના જીવનના અભ્યાસથી અને એમના પુનિત જીવનની મારા પર પડેલી ઊંડી અસરથી પ્રેરણા મળતાં હું તેમના જીવન વિષે લેખ લખી શક્યો છું. તે જ પ્રમાણે ગીતાનો અભ્યાસ કરતાં મારા માનસ પર તે ગ્રંથની થયેલી અસર મેં વર્ણવી છે.

“ આપણાં ગામડાં ” વિષે લખેલો લેખ સાત વરસ સુધી મારા નાનકડા ગામમાં વસવાટ કર્યાથી હું લખી શક્યો છું. મારા ગામની ખેતી મેં જોઈ છે, એની ગરીબાઈ અને બેકારી પણ જોઈ છે. આજે ય મારા ગામનાં બધાં ય સ્ત્રીપુરુષોનો મારા પ્રતિનો પ્રેમ હું અનુભવું છું. એ સહચાર, સંસ્કાર, વાતાવરણ અને પ્રેમથી “ આપણાં ગામડાં ” વિષેનો લેખ મેં લખ્યો છે.

“ આપણી શિક્ષણપદ્ધત અને બેકારી ” એ લેખ ઘણાખરા શિક્ષકોના પ્રસંગમાં આવવાથી, અને કોઈ મિત્રોનાં બેકાર જીવન જોઈ થયેલા દુઃખથી, મેં લખ્યો છે.

“ હિન્દનું ભાવિ રાજ્યબંધારણ ” અને આર્થિક અને રાજકીય બાબતો વિષેના અન્ય લેખો જેમ જેમ પુસ્તક છપાવા માંડ્યું, અને જેમ જેમ પ્રેસના મેનેજરે લેખની માગણી કરી તેમ તેમ હું લખતો ગયો. “ ફ્રેંચ વિપ્લવ ” વિષેનો લેખ એ વિપ્લવના અભ્યાસને અંતે જે જે મેં વિચારો કર્યાં અને જે જે સુખદુઃખ અનુભવ્યાં — તે સર્વ એ લેખમાં મેં દર્શાવ્યાં છે.

ધાર્યા કરતાં આ પુસ્તકને પ્રગટ કરવામાં વિશેષ વિલંબ થયો છે. આ માટે જે મિત્રો અને સ્નેહીઓ પુસ્તક જલદી જોવા આતુરતા રાખી રહ્યા હતા તેમની માફી ચાહું છું.

મધુને સ્મરણે નવલકથા લખવાને બદલે મેં આપણા આજના ધાર્મિક આર્થિક અને રાજકીય પ્રશ્નો વિષે મારા નમ્ર અભિપ્રાયો દર્શાવ્યા છે. સામાજિક દૃષ્ટિએ આ પુસ્તક ઉપયોગી થશે એવી મારી આશા છે. આ પુસ્તકનો પરિચય આપવા માટે શ્રી મુનશીનો આભાર માનું છું.

ગુજરાતને ચરણે મધુપરાગ ધરતાં આનંદ થાય છે; કારણ કે 'મધુ-પરાગ' એ મારું પ્રથમ જ પુસ્તક છે...

૩૧, કૉવેલ ક્રૉસ લેન,<br>
મુંબઈ,<br>
તા. ૨૨ મી માર્ચ ૧૯૪૩

રતિલાલ ગિરધરલાલ દેસાઈ

# અનુક્રમણિકા

## અર્પણ

બાળમધુને...

" ન જન્મ પામે, ન કદાપિ મૃત્યુ,
ના તે હતો થઈ, ન થશે નથી વા;
જન્મે ન તે, નિત્ય, પુરાણ, શાશ્વત,
હણાય ના દેહ હણાય તો ય એ. "

જન્મ :
સંવત ૧૯૮૯ ના મહાવદ
૧ શનિવાર
તા. ૧૧-૨-૩૩

અવસાન :
સંવત ૧૯૯૮ ના શ્રાવણ સુદ
૨ શુક્રવાર
તા. ૧૪-૮-૪૨

# મધુપરાગ

## મરણનું રહસ્ય અને જ્ઞાન

પૂજ્ય બેનની સેવામાં,

કેટલોક સમય વિત્યા પછી જ્યારે તમને મળ્યો ત્યારે તમને જોતાં દુઃખ થયું. તમે કંઈક વિચારસાગરમાં, અસ્તવ્યસ્ત જીવન નૌકામાં હુવે પછીનું જીવન જીવતા હોય એમ જણાયું. જરા આનંદવિહીન, જરા શોકમગ્ન, જરા અસંતોષી અને હ્રદયને કાંઈ પીડા કે પરિતાપ થતાં હોય તેમ તમે જણાયા.

જેમ આપણા પ્રાણ અને શરીરનો સંબંધ મરણ સુધી કાયમ છે, તેવીજ રીતે આપણા અને આપણા વ્યવહાર વચ્ચેનો સંબંધ, આપણો અને આપણી પરિસ્થિતિ વચ્ચેનો સંબંધ સદાકાળ ચાલુજ રહે છે; છતાંય આત્મવાદીઓ આ અનિત્ય શરીરથી, આ વ્યવહારસંબંધથી, આ જગતના જંજાળ અને વિલાસથી, આવી પડતા આકસ્મિક બનાવોથી, કોઈ પ્રિયજનના વિયોગમરણથી, વિરક્ત અને ભિન્ન રહી આત્મસાધના કર્યેજ જાય છે.

કર્મ કહો કે માયા કહો, પ્રકૃતિ કહો કે નશીબ કહો, એ
આધારે આપણે જીવનની પ્રતિપળે સુખ અને દુઃખ, સ્નેહ અ
ઉદ્વેગ, રાગ અને દ્વેષ અનુભવી રહ્યા છીએ. વળી, આનું કાર
આત્મજ્ઞાનનું અજ્ઞાન પણ હોઈ શકે. કોઈ એક બનાવ આપણ
હૃદયને મરણ સુધી પીડા આપ્યાજ કરે છે. કોઈ એક વ્યવહાર
પડેલો વિક્ષેપ આપણા વ્યવહાર–સંબંધમાં કચકચાટ અ
અસ્થિરતા ઉત્પન્ન કર્યાજ કરે છે, પણ

" અનુભવીએ એટલું રે આનંદમાં રહેવું રે,
જે બને તે જોઈને હરિનામ લેવું રે."

કેટલાય દુઃખ જીવનમાં એવી રીતે જડાઈ જાય છે કે જે
ઉપાય આલમની આખીયે વિશ્વશક્તિ આપણને બતાવી શકતી ન
વ્હાલાનાં વિયોગ કોઈ એવી પળે બને છે કે એ અટકાવવા કે
દેવ યા દિવ્યશક્તિ સમર્થ નથી.

એટલે આ સામાન્ય મનુષ્યજીવનની દયાજનક અજ્ઞાન
આત્મઅનુભવને અભાવે વિશેષ શોક અને પીડા આપ્યાજ કરે
જે દિવ્યચૈતન્ય, જે શાશ્વત પ્રાણાત્મા આપણાં વિનાશી, સ્થૂ
શરીરમાં રહેલો છે તે અનુભવતાં, તે જાણતાં જે જ્ઞાન અ
સર્વોત્તમ દિવ્યાનંદ આપણે અનુભવીએ એ તો કોણ વર્ણવી શકે
ઉચ્ચ અને દિવ્ય જીવન પ્રત્યે જેમ જેમ ઝંખના જીવનમાં
તેમ તેમ આપણાં સ્વભાવની અપૂર્ણતા, આપણાં મનની વ્ય
આપણાં હૃદયની પીડા અવશ્ય અદૃશ્ય થઈ જશે.

આ સ્થૂળ શરીરથી વિરક્ત એવા પ્રાણાત્માના અનુભવ પ
આ જગત પર આપણને ઉચ્ચ કોટીનો વિરાગ આવ્યા વગર કે
રહી શકે ? પુણ્યબળથી ઉદ્ભવેલો વિરાગ એ જીવનની સા
દોલત છે, અને તે મૃત્યુનું રહસ્ય દર્શાવી આપણને મરણની પ

કે વ્હેમમાંથી નિરંતર વિમુકત બનાવે છે. આમ મરણ પણ જ્ઞાન-દૃષ્ટિએ અનાદિ છતાંય માયાયુકત એક મહાન અસત્ય છે.

આ પ્રમાણે મરણનું અસત્ય તમને જણાશે તો તમારા પ્રિય-પુત્રનો વિયોગ પણ અસત્યજ જણાશે. જે મરણવિયોગ આપણને, આપણાં આત્માને અજ્ઞાનમાં રાખી પીડા આપ્યાજ કરે એ મરણવિયોગની પરિસ્થિતિનું મૂળ એ છે કે આ ચૈતન્ય અને જડ વચ્ચેની ભિન્નતાનું અજ્ઞાન આપણને માયાના તરંગમાં મૂકી દે છે...

પણ જે મરણવિયોગ આપણામાં આત્મઝંખના જગવે, જે મરણવિયોગ આ અમર્યાદીત વિશ્વનું, આ સૂર્ય અને ચંદ્રનું, આ તારા અને સાગરનું, આ પ્રકૃતિની અગાધ, અકથ્ય અને અપાર લીલાનું આપણને ભાન કરાવે તે મરણવિયોગ આપણને મરણનું સત્ય સમજાવી આપણામાં જ્ઞાન અને વિશાળ પ્રેમભાવ જાગૃત કરે.

તમારા પ્રિય પુત્રના વિયોગથી જે આઘાત તમને લાગ્યો છે તે શાન્તિથી ભૂલવા ભગવાન તમને બળ અને હિંમત આપે... અને ભગવાન તરફથી પ્રાપ્ત થએલી એ સહાય્યથી તમે આત્માનો દિવ્ય અનુભવ જીવનમાં સિદ્ધ કરો...એજ ઇચ્છા, અને પ્રભુ પ્રત્યે પ્રાર્થના !

# સ્નેહ અને સાહિત્ય

માત્ર પ્રેમના બે શબ્દો વિશે આ જગતઇતિહાસમાં, ધર્મ-શાસ્ત્રોમાં, જીવનચરિત્રોમાં અને જડચેતનના સંબંધમાં ઘણુંયે કહેવામાં આવ્યું છે. નવું શું કહેવાય ? અને આ અમર્યાદીત અખિલ વિશ્વમાં નવું પણ શું છે ? સનાતન સત્યના એકજ ભાગને ભિન્ન ભિન્ન દૃષ્ટિથી અવલોકતાં જે અનુભવ થાય, જે આનંદ કે ખેદ થાય, જે વિકાસ પામતી બુદ્ધિથી ભિન્ન ભિન્ન પરિચય થાય તે જ વિધ વિધ અનુભવ, તે જ આનંદ કે ખેદ, તે જ ભિન્ન ભિન્ન પરિચય માત્ર નવીન છે. આમ ભિન્ન સ્વરૂપમાં સનાતન શક્તિ સ્વરુપે નિરંતર કાર્ય કરી રહેલી સ્નેહશક્તિનું બારિક અવલોકન કરીએ.

શું છે આ પ્રેમ ? એની વ્યાખ્યા કોણ આપી શકશે ? પણ એનું વર્ણન કોણ નહિ કરી શકે ? કવિઓ અને કલાકારોએ સ્નેહને એના જગતવ્યવહારના લલિત સ્વરૂપમાં સમજાવ્યો — અને જગતમાં આનંદરસ રેલાવ્યો. જ્ઞાની અને યોગીઓએ એના વાસ્તવિક સ્વરૂપમાં એને સમજાવ્યો અને તેથી સમાજમાં ધર્મ અને વ્યવસ્થાનાં બંધારણ બાંધ્યાં.

આ સ્નેહનું અસ્તિત્વ ચોમેર ફેલાયું છે, એના કાનુનથી વિશ્વ એના ચાલુ સ્વરૂપમાં દૃશ્યમાન થાય છે. સૂર્ય, ચંદ્ર, તારા અને સર્વ સ્થૂલ અને સૂક્ષ્મ વ્યવહાર આ સ્નેહબળપર અવલંબી રહ્યા છે. આ અદ્‌ભુત આકર્ષણશક્તિ પર કોનો આધાર નથી ? સાગર અને શશિ, સ્ત્રી અને પુરુષ, મિત્ર અને મિત્ર, ગુરુ અને શિષ્ય, પિતા અને પુત્ર — આ સર્વ વચ્ચે સ્નેહની સાંકળ ચિત્રવિચિત્ર પ્રકારની, ભિન્ન ભિન્ન બળવાળી, નિરંતર પરિવર્ત્તન પામતી, સદા

સ્થિર અસ્થિર રહ્યા કરતી આપણને દૃષ્ટિપાત થયા જ કરે છે. એટલે વિશ્વવ્યાપી પ્રેમબળ ઉપર એના બાહ્ય અને સ્થૂલ સ્વરૂપમાં આપણો સાર્વત્રિક વ્યવહાર આધાર અને અસ્તિત્વ રાખી રહ્યો છે.

આ પ્રેમને કોઈએ પરમાત્મા કહ્યો, કોઈએ શકિત કહી, કોઈએ દિવ્ય ચૈતન્ય કહ્યું, કોઈએ પ્રચંડ આકર્ષણ શકિત કહી, કોઈએ વિશ્વગતિનો કાનુન કહ્યો, કોઈએ એને જગત ઉત્પત્તિનું આદિકારણ લેખ્યું, કોઈએ એની શોધ અને સાક્ષાત્કાર સારુ જીવન ફના કર્યું અને કોઈએ આ પ્રેમના અજ્ઞાનથી જીવન વ્યર્થ બનાવ્યું.

છતાંય આ શું છે ? પશ્ચિમના એક ફિલ્સુફે સ્નેહના બળનું અંતિમ મૂળ કામવાસનાની આકર્ષણશકિત પરથી સિદ્ધ કર્યું. પણ પ્રેમ એ તો વિશાળ શબ્દ છે. એના બે અંગ તે સ્નેહ અને કામ. સ્નેહના બે અંગ — એક શુદ્ધ પ્રીતિ અને બીજું ઉદ્વેગ. કામના બે અંગ — એક વાસનાતૃપ્તિ પાછળ રહેલું ઉચ્છૃંખલ, આંધળું અને અવિવેકી ઊર્મિબળ, અને બીજું એ વાસનાતૃપ્તિ પછી ઉત્પન્ન થતી શારીરિક, માનસિક અને આત્મિક પીડા.

આ પ્રેમના પૃથક્કરણને અંતે આપણને જણાશે કે પ્રેમનું અંતિમ મૂળ યા સ્થાન કામભાવના નથી. આ કામભાવના કેવળ વિશ્વ-વ્યાપી પ્રેમનું અશુદ્ધ, અવિવેકી અને આંધળું છતાંય પ્રેમની સાથે નિરંતર નિવાસ કરતું, સૃષ્ટિના આદિકારણ સાથે ઉદ્ભવેલું, પ્રકૃતિપ્રેરીત પ્રેમનું અંગજ છે. પ્રેમનો જન્મ કામથી નથી — કામનો જન્મ પ્રેમથી સંભવી શકે. કામના સ્વરૂપમાં સારોય સ્નેહ સમાઈ જતો નથી, આ સ્વરૂપ સ્નેહશાસ્ત્રનો આખોય વિષય સમાપ્ત નથી કરી શકતું. પશ્ચિમના પેલા ફિલ્સુફની માફક આ કામસ્વરૂપને સર્વમાન્ય જોવું, દિવ્યસ્નેહમાં એને આચ્છાદિત

અને આર્વિભાવ પામતું કલ્પવું, જ્યાં જ્યાં સ્નેહ અને સંબંધ ત્યાં ત્યાં કામનું સ્મરણ કરી એનું અસ્તિત્વ કલ્પનાશક્તિમાં ખડું કરવું — એ કેવળ માનસિક ભૂમિકાની અધમતા સૂચવે છે.

સ્નેહ અને કામ એ પ્રેમના ભિન્ન ભિન્ન શુદ્ધ અને અશુદ્ધ સ્વરૂપો છે. એમાં ભેદ જોવો અને અનુભવવો, સ્નેહ અને મોહને ચતુર હંસની માફક પય અને પાણીની પેઠે ભિન્ન ભિન્ન કરી નાખવા, કામ અને મોહને સ્નેહના શુદ્ધ અને દિવ્ય સ્વરૂપમાં પરિણમવી નાખવા – એ આર્યદેશના ધર્મશાસ્ત્રનું ઉચ્ચતમ શિક્ષણ હતું, ઋષિસંન્યાસીનો જીવન આદર્શ હતો, અને એ આદર્શની સિદ્ધિ સાથેજ મોક્ષપંથે જવાનો કાર્યક્રમ હતો.

ભર્તૃહરિ સમા ભરથારને ભૂલી કામના પ્રચંડપૂરમાં તણાયેલી પીંગળા એક પામર પુરુષને આલિંગન કરે, એ તુચ્છ માણસને પોતાનું અનુપમ યૌવન અને સૌન્દર્ય ન્યોછાવર કરે — ત્યાં વિશ્વવ્યાપી પ્રેમ નથી, કેવળ અંધ, અવિવેકી કામનું ઉચ્છૃંખલ ઉર્મિબળ.......

જેની કંચનવર્ણી કાયામાં સ્થૂલ છતાંય મહામોહ ભર્યું સૌન્દર્ય દેદીપ્યમાન થતું હતું, જેના પ્રત્યેક અંગમાથી મીઠું માર્દવ ઝરી રહ્યું હતું, જેના નયનોમાં ધનુષ્યધારી કામદેવ નાચી રહ્યો હતો, જેના અભિનયમાં પુષ્પધન્વાની વિદ્યુતશક્તિ રોકી ન શકાય એવું અવર્ણનીય ખેંચાણ કરી રહી હતી — એવી મદભરી, મોહક મેનકાના નાચથી હજારો વર્ષનું તપ ત્યાગી વિશ્વામિત્ર એ મેનકાને આલિંગે, એના સંગે કામભોગ આદરે — ત્યાં કામનું અશુદ્ધ સ્વરૂપ, પેલું અંધ, અવિવેકી કામબળજ હતું......

વિદેહી જનકદુહિતાના સૌન્દર્ય પાછળ મોહાન્ધ લંકાધિ-

પતિએ સમગ્ર લંકાને રણયજ્ઞમાં હોમી પોતાનું સર્વસ્વ ફના કર્યું.....
અહીં પણ કામનો સ્થૂલ પ્રભાવજ દૃશ્યમાન થાય છે.......

અને ભર સભામાં પાંચાળીના ચિર ખેંચતો દુઃશાસન, પાંચાળીના દેહપર કામ–દૃષ્ટિથી દેખતો દુર્યોધન, — અહીં પણ એ અવિવેકી કામભાવજ જણાય છે.......

સ્વરૂપી સંયુક્તા સારુ ચૌહાણ નરેશે સામ્રાજ્ય જતું કર્યું — અને જીવન બરબાદ કર્યું........

પણ કૃષ્ણચંદ્રની સોબત ઘેલી ગોપીઓની રાસલીલામાં કયા પ્રકારનો પ્રેમ હતો ? ભગવાનની સહાય્ય સારુ હૃદયસ્પર્શીત આક્રન્દ કરતી એ પંચભરથારી પતિવ્રતાનો જે વિલાપ હતો તે વિલાપમાં કૃષ્ણચંદ્ર પ્રત્યેનો કેવો શુદ્ધ સ્નેહ હતો ? કઈ ભાવનાથી લંકાનરેશે જનકદુહિતાને કાંધે બેસાડી હતી ? કઈ ભાવનાથી શ્રીરામનું રટણ જાનકી કરી રહી હતી ? કઈ ભાવનાથી અંજનીસુત રામને પાદારવિન્દે પ્રણિપાત કરતો હતો ? પ્રેમના કેટલા ઉત્સાહબળમાં, લાગણીના કેટલા પ્રચંડ પૂરમાં રામ અને ભરતની ભેટ ચિત્રકૂટમાં થઈ હતી ? અને કયા સ્નેહસન્માન અર્થે જાનકીને વિખૂટી મૂકી લક્ષ્મણજી શ્રીરામની શોધમાં નિકળ્યા હતા ?

જીવનભર અવર્ણનીય આપદા અને વેદના સહી લયલા મજનુ પાછળ અને મજનુ લયલા પાછળ જીવન ફના કરે — ત્યાં કયો સ્નેહ–સબંધ હતો ?

અગાઉ બે પતિ કરી ચુકેલી સ્રીને પત્ની બનાવનાર સમસ્ત સામ્રાજ્યત્યાગનારને આપણે કેવો પ્રેમી કહીશું ?

મન અને પ્રકૃતિ વિચિત્ર છે. એક સ્રી પત્નિ બને છે, એક

ભગિની બને છે, એક માતા બને છે, એક દૂર રહી બીજાની પરિણીતા છતાંય અન્યની સ્નેહસખી જીવનભર રહ્યા કરે છે. આ ચંચળ મન સ્નેહ અને કામના રંગબેરંગી વસ્ત્રો ધારણ કરી સદાય પરિવર્ત્તન પામી રહ્યું છે. જેમ વસ્ત્રો બદલાય તેમ મન બદલાય, જેમ મન બદલાય તેમ વસ્ત્રો પણ બદલાય. આ પરસ્પરનું પરિવર્ત્તન એ જીવનવિકાસનો અગત્ય અને ઉપયોગી ભાગ.

બાલ્યાવસ્થામાં માતાપિતા પ્યાર કરે, કિશોર અવસ્થામાં મિત્રો પ્યાર કરે, યુવાવસ્થામાં પત્નિ પ્યાર કરે, ગૃહસ્થ જીવનમાં બાળકો પ્યાર કરે — આમ પ્યારની ગતિ નિરંતર ચાલુ રહે... વૃદ્ધાવસ્થામાં, જીવનને અંતે એ ચોતરફના અનુભવેલા સ્નેહનું વાસ્તવિક સ્વરૂપ જણાય, સ્નેહ વિશાલ પ્રેમમાં પરિણમે, પછી યાદ આવે ભગવાનભકિત — આમ સ્નેહનો અનુભવ જીવનનો ઉત્તરોત્તર વિકાસ કર્યા જ કરે.

આ સ્નેહ કયાં નથી? દયા અને અહિંસામાં સ્નેહ છે, સદ્‌ગુણ અને શીલમાં સ્નેહ છે, ધર્મ અને કર્મમાં સ્નેહ છે, યુદ્ધ અને શાન્તિમાં સ્નેહ છે. જેણે પ્રેમ અનુભવ્યો તેણે દિવ્યજ્ઞાન પ્રાપ્ત કર્યું, તેણે સદ્‌ગુણો સંપાદન કર્યા, તેણે પરમાત્માની પ્રાપ્તિ કરી, તેણે જગત જોયું અને અનુભવ્યું. તેને શું દુઃખ? શી પીડા? શી વ્યથા? અને કોનો ભય?

પ્રેમલક્ષણા ભકિતમાં સફળ થયેલા મીરાં અને નરસિંહ શુદ્ધ સ્નેહની દિવ્ય વિદ્યુતશકિતઓજ હતી. તેવીજ શકિતઓ હતી ચૈતન્ય અને ઈશુની.

જેમ જ્ઞાન એ ઉચ્ચતમ વસ્તુ છે અને જેને પ્રાપ્ત કરી જીવન સાર્થક બને છે તેમ શુદ્ધ અને દિવ્ય સ્નેહના અનુભવનો પણ અંતિમ વિકાસ આવોજ હોય છે.

પણ જો જ્ઞાન અભિમાન ઉત્પન્ન કરાવે, જ્ઞાન વ્યર્થ ગૌરવ ઉત્પન્ન કરે, જ્ઞાન સ્વમાનની પરવા કરે, જ્ઞાન શુષ્ક, અરસિક અને નિર્જન મરુભૂમિ સમું સૂકું સૂકું રહે......

તો પ્રેમનું શું ? પ્રેમમાં અમૃત છે, એનાં નિર્મળ અને પુનિત જળબિન્દુઓનો પ્રવાહ ધીરે ધીમે વહી રહ્યો છે. પ્રેમમાં પ્રાણ છે, એમાં જીવનની સુકોમળ મિઠાશ છે, નિરંતર કાર્ય કરી રહેલી દિવ્યતા અને પ્રેરણા છે.

પણ તેમાં કશોયે દુર્ગુણ નહિ ? એનાં સ્વરૂપો ભિન્ન છે, એમાં પ્રીતિ સાથે અપ્રીતિ છે, ત્યાં સ્નેહ સાથે શોક છે, રાગ દ્વેષની પરંપરા ચાલ્યા કરે છે, ત્યાં દુઃખ છે, વસમા વિયોગની હૈયું ભગ્ન કરતી પીડા છે — ત્યાં ભગ્ન હૈયાં હશે, તુટેલાં દિલ હશે, નિરાશી અને નિષ્ફલ પ્રેમીઓ હશે; અને ત્યાં શું નહિ હોય ?

જેમ જ્ઞાનનું ઉચ્ચ સ્વરૂપ દિવ્ય છે તેમ પ્રેમનું ઉચ્ચસ્વરૂપ પણ દિવ્ય જ છે. દિવ્યતાના અંતિમ પગથારે પહોંચવા મનુષ્ય-જાતિના મહાપુરુષો ભિન્ન ભિન્ન પંથે પ્રયાણ કરી રહ્યા છે. આ પંથે પ્રયાણ કરી જીવનમુક્તિ સિદ્ધ થાય છે.

પણ આ જગતમાં શી અસ્તવ્યસ્ત પરિસ્થિતિ વ્યાપી રહી છે ? ઐહિક સુખને અર્થે જગતની ચોમેર સર્વ પ્રકારનાં યુદ્ધો ખેલાઈ રહ્યાં છે. જ્યાં દુઃખ અને દુશ્મનાવટ છે, જ્યાં નિન્દા અને ખટપટ છે, જ્યાં વૈર અને કલહકંકાસ છે, જ્યાં પોતાના સુખઅર્થે મનુષ્યો પાપ અને અસત્ય આદરે છે, જ્યાં વિના હેતુએ અન્ય નિર્દોષ લોકોનું ખરાબ કરવામાં આવે છે, ત્યાં સ્નેહનું સામ્રાજ્ય કેમ વિશાલ હોઈ શકે ? જે સ્નેહના બળની આપણે અગાઉ વાત કરી તે બળ કેટલું નિર્બળ અને અતિશયોક્તિ ભર્યું આપણને ભાસે છે ? વ્યવહારવાદીઓ કહે છે કે કવિઓનો કથેલો, જ્ઞાનીઓએ

સિદ્ધ કરેલો, ભક્તોએ અનુભવેલો, ભાનભૂલેલા પ્રેમીઓએ પીડા અનુભવેલો — એવો સ્નેહ અમારા વ્યવહારમાં નથી, અમારી કમાણી અને કારવાઈમાં નથી, અમારાં સગપણ અને સંબંધમાં નથી, અમારાં દિલ અને મનમાં નથી. એ એક કલ્પના છે જે કવિ માટે મુબારક હો, જ્ઞાની માટે સત્ય હો, ભક્તો માટે વાસ્તવિક હો, પ્રેમીઓ માટે સુખકર કે દુ:ખકર હો, પણ અમારે માટે એ તો કશુંયે નથી — જે છે, તે અમારો વ્યવહાર, અમારો સંસાર-ધર્મ, અમારી વ્યવહારુ નીતિ....

શું એમજ છે? પ્રેમલાગણી વિહોણું હૈયું જગતમાં કયું છે? કોઈ ક્રુર થયેલા એવા હૈયામાં શું સ્નેહનું એકકે બિન્દુ નહિ હોય? બાળકને મારતી પીટતી માતાના હૈયામાં જે વ્હાલ છે તે તો મારતી પીટતી ક્ષણેજ જણાય છે. કુરુક્ષેત્રમાં ભિષણ યુદ્ધ ખેલતાં ધનંજય અને ભિષ્મપિતામહ વચ્ચે કેવા ઉચ્ચપ્રકારના પ્રેમ અને પ્રિયપૂજ્ય ભાવ હતા? ધનંજય અને સારથી પુત્ર કર્ણ અન્યોન્ય એકમેકના વૈરી છતાંય તેમના વચ્ચે કેટલો નૈસર્ગિક સ્નેહ આપણે જોઈએ છીએ? અભિમન્યુનો વિશ્વાસઘાત કરનાર શ્રીકૃષ્ણનાં દિલમાં કેટલું દુ:ખ થયું હશે? નીતિ અને સિદ્ધાન્ત સારુ દેશગૌરવ સુબાઝને કૉંગ્રેસથી નિરાળા રાખતાં કર્મયોગી મોહનદાસનાં હૈયામાં સ્નેહના પ્રત્યાઘાતની શી લાગણી ઉત્પન્ન થઈ હશે?

જગતના પ્રાણીઓ જ્યારે બીજા પ્રત્યે ક્રોધ અનુભવે, કોઈનું અહિત આદરે, કોઈનો વિનાશ કરે, કોઈ સાથેની લાંબા વખતની પ્રીતિ તોડવા પ્રયાસ કરે, કોઈને તુચ્છ ગણી અભિમાનથી અવગણે — ત્યારેજ તે વિમાર્ગે જતાં મનમાં પ્રત્યાઘાત થતાં સ્નેહબળ ઉત્પન્ન થયા વગર રહી શકતું નથી. ખરેજ, મનુષ્ય હૃદય સ્નેહથી અલિપ્ત રહી શકતું નથી. જેને તિરસ્કારીએ છીએ

તેને ઘડી પછી ચાહીએ છીએ, જેને હૃદયમાંથી દૂર કરવા પ્રયાસ કરીએ છીએ તે જ હૃદયમાં નિવાસ કરવા મંડી જાય છે, જેનું અહિત કરીએ છીએ તેનાજ સારુ મન સંતાપ અનુભવે છે. જેના ઉપર ક્રોધ કરીએ છીએ તેનાજ માટે પશ્ચાતાપ અને પીડા સહેવા પડે છે. જેને તુચ્છ ગણીએ છીએ તેનાજ તરફ વિનય અને નમ્રતા હૃદયના એક ભાગમાં ઉત્પન્ન થાય છે.

આનું શું કારણ ? આ અખિલ વિશ્વના ભિન્નભિન્ન જીવાત્માઓ વચ્ચે પરમાત્મા સ્વરૂપી પ્રેમ એકજ અને અવિચલ, સ્થિર અને શાશ્વત, બધાય ઘર્ષણો અને દ્વન્દ્વોથી પર, બધાય વિશાદ અને ઉદ્વેગથી પર, — એવો સનાતન દિવ્ય સ્નેહ, સૃષ્ટિ અને વિશ્વના આદિકારણ સમો, એક અને અખંડ — એના સુક્ષ્મસ્વરૂપમાં આકાશ સમો વિશાલ સર્વત્ર અદૃશ્ય અસ્તિત્વ ધરાવી રહ્યો છે. એના પ્રખર બળથી શશિ અને સાગર વચ્ચે, સૂર્ય અને ગૃહમંડળ વચ્ચે, ઝબકતા અગણિત તારલા વચ્ચે વિશ્વગતિનું નિયમન થઈ રહ્યું છે. એ નિયમનમાં આપણી સૃષ્ટિ અને તેનો વ્યવહાર ચાલી રહ્યા છે — ત્યાં સ્નેહબળ પ્રતિપળે દૃશ્યમાન થયાજ કરે છે.

જ્યારે એ આકર્ષણ ઓછું થશે, ત્યારે જગત અસ્તવ્યસ્ત બનશે. જ્યારે સ્નેહની સાંકળો તુટવા માંડશે, ત્યારે જગતનો પ્રલય થશે. એવો પ્રલય શરૂ થતાં સૃષ્ટિમાં અકલ્પ્ય, ભિષણ અને દારૂણ યુદ્ધ મંડાશે. અજ્ઞાન વધતાં મનુષ્યપ્રાણીઓ પરસ્પર વૈર અને વૈમનસ્ય અનુભવી નાશ પામશે. કુરુક્ષેત્રમાં યાદવાસ્થળી મચાવી, અડધી સૃષ્ટિનો સંહાર કરી પાન્ડવો પણ રાજ્ય ન કરી શક્યા અને પાપનું પ્રાયશ્ચિત કરવા 'હિમાળે હાડ ગાળવા નિકળ્યા.' અને તેવીજ રીતે જડ વિજ્ઞાનમાં આગળ વધેલા, પ્રેમભાવના-

વિહીન શુષ્ક બનેલા યુરોપખંડના માનવીઓ આજે પરસ્પર સંહાર કરી રહ્યા છે — અને પરિણામે આજ સુધીની કરેલી કારવાઈઓ નાશ કરી રહ્યા છે.

સ્નેહના વિકાસ અર્થે વિશાલ ભ્રાતૃભાવનું શિક્ષણ ક્રાઈસ્ટે આપણુને આપ્યું ... સ્નેહના અનુભવ માટે આપણા યોગીત્યાગી ઓએ આપણુને આત્માના પંથે પરવરવા શિખામણ આપી. સ્નેહ કોઈ બદલાની આશા રાખતો નથી. તેની સાથે સમર્પણ અને સ્વાર્પણ સમાયેલા છે. એ માનવ હૃદયમાં ઉચ્ચ કોટીની ક્ષમા ઉત્પન્ન કરે છે, એમાં અભેદતા સમાયેલી છે, એનો અનુભવ થતાં અદ્દભુત નિર્ણય અને વિવેકબુદ્ધિ જાગૃત થાય છે. બધાય દુ:ખ, અપમાન, અવગણના અને અન્યાય વિસરી જઈ પ્રેમીજન પરમાત્માની પદવીએ પહોંચે છે. આવા પ્રેમનો પરમ મહિમા શ્રીકૃષ્ણે ધનંજયને ગીતમાં શિખવ્યો.

ભગવાન કહે છે, —

તારા તરંગી અને અસ્થિર મનને, સેંકડો ફાંટાં પડી ગયેલી એવી તારી બુદ્ધિને મારામાં સ્થિર કરી અનન્ય ભાવ અને પ્રેમથી મારૂં સ્મરણ કર અને મારામય બની જા. તારો સર્વ કર્તવ્યવ્યવહાર મને આપીદે. મારા પર પ્રીતિ રાખી સર્વ પર પ્રીતિ તું રાખી શકીશ.

દ્વેષવિહોણો બની સર્વનો સ્નેહી બન; અને જગતના દુ:ખી જીવો પર કરુણાભાવથી નિહાળ. વ્યર્થ માયામમતા ત્યાગી, અહંકારથી અલિપ્ત રહી મારા પ્રત્યે પ્રિયપૂજ્ય ભાવ વિકસાવી સ્નેહનો સનાતન મંત્ર શિખ અને આ ઐહિક સુખદુ:ખ પ્રત્યે સમભાવી અને ઉદાસીન બન........

સર્વનો પ્રિયજન બની જા — અને સર્વને પ્રિયજન બનાવ

અને તે યોગ આદરી સર્વમય બની વિરાટ્ સ્નેહનું અમૃત ચાખ.... કોઈથી અને કશાથી ઉદ્વેગ પામીશ નહિ; કોઈને કશાથી ઉદ્વેગ આપીશ નહિ.

આ વિશ્વવિરાટી સ્નેહનો અનુભવ કરતાં બધીય આશા દિલથી દૂર રાખજે, બુદ્ધિને કોઈ પણ પક્ષપાતથી નિરાળી રાખજે. તારૂં હૈયું સર્વપ્રતિના પ્રેમથી પરિપૂર્ણ રાખજે.

તેથી ભૂલી જજે ઘડીભરના હર્ષ અને શોક, શુભ અને અશુભ; ભૂલી જજે મિત્ર અને દ્રોહી, ત્યજી દેજે માન અને અપમાન, પરવા ન કરજે કશાની અને રહેજે સદા શાન્ત અને સંતોષી, અને તેથી બનજે સર્વ પ્રકારે સુખી.

આવો મારો ભક્ત છે. આ પ્રેમભક્ત મારો પ્રિયતમ છે. તેના સ્નેહ–હૈયામાં હું સદા નિવાસ કરી સર્વ પ્રાણીઓને તેના તરફ આકર્ષણ કરૂં છું. આ ભકતનો હું પ્રાણ છું. તેથી સર્વ પ્રાણીઓ આ ભકતને અપૂર્વ માન અને અવર્ણનીય સ્નેહ – ઉર્મિથી પ્રણિપાત કરે છે.

ગીતામાં વર્ણવેલા સ્નેહનો આ મહામંત્ર કેટલો અણમૂલ છે? માનવ જાતમાં સહકાર, શાન્તિ અને બંધુત્વ સ્થાપવા કેટલો ઉપ-યોગી છે? જગતના તમામ ધર્મો આ દિવ્યસ્નેહનો વિકાસ અને અનુભવ કરવા શિક્ષણ આપી રહ્યા છે. જે ધર્મ પરમાત્માને જગતકર્ત્તા, સૃષ્ટિનિયંતા નથી માનતો તે ધર્મ પણ આ દિવ્ય સ્નેહનો મંત્ર સ્વીકારે છે. જે પદાર્થવિજ્ઞાન અને અવળે રસ્તે વિક-સાયેલું બુદ્ધિબળ નાસ્તિકતાનો પ્રચાર કરે છે તે પદાર્થવિજ્ઞાન અને બુદ્ધિબળ સ્નેહના બળનો સ્વીકાર કરે છે.

ઈશ્વરનું અસ્તિત્વ નહિ સિદ્ધ કરનાર મહાપુરુષ સિદ્ધાર્થના હૈયામાં માનવજાતિ માટે કેટલો દિવ્ય અને પ્રચંડ સ્નેહ ઉભરાતો

હતો ? કર્મબળનું સમર્થન કરનાર મહાત્યાગી મહાવીરના હૃદયમાં જગતના પીડાતા પ્રાણીઓપ્રતિ કેટલી પ્રીતિ અને સહાનુભૂતિ હતા ? જ્ઞાનમાં ગરકાવ છતાંય શ્રીમદ્ શંકરાચાર્ય અને કલિકાલ–સર્વજ્ઞ હેમચંદ્રાચાર્યે કેટલા સ્નેહબળથી પોતાના વાદનો વિજયડંકો વગાડ્યો હતો ?

"હું તો સમભાવી અને નિર્દોષ છું. પણ જે મને એના હૈયામાં સમજી મારૂં પૂજન કરે છે તેને હું મારા હૈયામાં રાખી કરૂણા દર્શાવું છું." આ સત્ય શોધવું શું મુશ્કેલ ?

આજના વિજ્ઞાન પ્રમાણે પ્રત્યેક શબ્દની ઘોષણા આ વિશાળ વિશ્વના હવા–આકાશમાં અબજો માઈલો દૂર પર્યટન કરી રહી હોય છે — તેમ સ્નેહનું બળ અને સંધાન વિશ્વવ્યાપી છે, આ સ્નેહબળ વિશ્વશક્તિ સાથે સંધાન કરે છે. આવા સ્નેહઉર્મિના પરસ્પર સંધાયેલા અગણિત રજ્જુબળથી આ જગત અને જગતનો વ્યવહાર અસ્તિત્વ ધરાવી રહ્યા છે. આ દેખાતા ભેદભાવ અને વિસંવાદમાં, અપ્રસ્તુત અને પરસ્પર વિરોધમાં માત્ર દિવ્યસ્નેહનો સંવાદ સ્થિર અને શાશ્વત, સ્નેહયોગીને જણાયાજ કરે છે.

આ દિવ્ય સ્નેહના સંવાદને સૂણતાં અને અનુભવતાં જીવન દિવ્ય બને છે. આ દિવ્ય ગાન આત્માનું જ્ઞાન અને આત્માનું અદ્વૈત છે —, આ દિવ્ય ગાન પ્રકૃતિનો આનંદભર્યો મધુરો સ્વર છે, આ ગાન કૃષ્ણગોપીઓની રાસલીલા છે, આ ગાન ત્યાગીઓનો ત્યાગ-સ્નેહ છે. બધાય વિસંવાદમાં, બધીય અવ્યવસ્થામાં, બધીય વિપદામાં આ સ્નેહનો સંવાદ નિરંતર અચળ અને અમર છે.

જીવન સારુ આપણે શું શીખીશું ? સ્નેહમંત્રની સીદ્ધિ અર્થે જીવનની બધીય અપૂર્ણતા દૂર કરી નિસ્વાર્થ જીવન જીવીશું તો આજનું અસ્તવ્યસ્ત જગત કેવું સરસ બનશે ? જો ઐહિક અને

આર્થિક પીડાથી જગતના માનવીઓ પીડાય છે તેમની પીડા દૂર કરવા આ સ્નેહમંત્રનું શિક્ષણ કેટલું અજબ કાર્ય કરે ? કારણ કે સેવા તો સ્નેહ સાથે સદા સંકળાયેલીજ છે. નિસ્વાર્થ સેવા વિહોણો સ્નેહ એ સ્નેહ નથી. એ તો આજના યુગની ઉપર છલી સંસ્કૃતિ — મીઠી જીભાન — જે પોતાના સ્વાર્થ સારુ સ્નેહજાળ ફેલાવે છે, દુર્ગુણીના ગુણ ગાય છે, સાહેબની ખુશાલી અને ખુશામત ખાતર હસ્ત લંબાવે છે, અને કોઈ સિદ્ધાન્તવિહોણું સ્વાર્થી જીવન જીવે છે.

જગતના માનવીઓ, આ અમર્યાદીત, અનંત વિશ્વમાં સમય પણ અમર્યાદીત અને અનંત છે. પણ જે નશ્વર, ભૌતિક દેહમાં આપણે પુરાણા છીએ તે દેહ અલ્પ સમય સારુ છે. આ અનંત કાળની એક ઘડી સારુ આપણે આ મૃત્યુલોકમાં આવ્યા છીએ. એ અલ્પ સમયમાં, અનંત અને ચિર કાળની આપણા આયુષ્યની એ અલ્પ પળમાં ચાલો આપણે પરસ્પરનાં અન્યાય અને પીડા વિસરી સ્નેહઅમૃત ચાખીએ અને હૃદયને દિવ્ય કોમળતાથી ભરીએ. વૈર અને વૈમનસ્ય વિસરી ચાલો આપણે પ્રેમ અને દયાની દૃષ્ટિએ પરસ્પર નિહાળીએ અને સર્વ પ્રત્યે અગાધ સ્નેહનાં અશ્રુ આપણાં અલ્પ જીવનમાં સરવા દઈએ. ભગવાન સારુ ભકતોએ સ્નેહનાં અશ્રુ સેરવ્યાં, પ્રેમીઓ પાછળ પ્રેમીઓએ પ્રેમનાં અશ્રુ સેરવ્યાં, સ્નેહીઓ પાછળ વિયોગીઓએ અશ્રુ સેરવ્યાં, સાસરે સીધાવતી શકુન્તલા નિરખી કણ્વઋષિએ અશ્રુ સેરવ્યાં, મહાવીર મોક્ષ જતાં ગૌતમે અશ્રુ સેરવ્યાં — ચાલો, આવાજ અશ્રુ સેરવી જીવનને કૃત્યકૃત્ય બનાવીએ અને પ્રેમના અમરફળનો આસ્વાદ ચાખી, દેહથી દેહિનની ભિન્નતા અનુભવી દિવ્ય મુક્તિની જીવતાંજ પ્રાપ્તિ કરીએ.

પ્રેમ ! પ્રેમ ! પ્રેમ ! પ્રેમ ! પ્રેમ !

# સ્ત્રી અને પુરુષ

સ્ત્રી અને પુરુષના સંબંધ જુના છે. ક્યારથી શરૂ થયા એ કહેવું અશક્ય છે. સારીય સૃષ્ટિની — માનવજાતની ઉત્પત્તિનું કારણ કોઈની દૃષ્ટિએ આ સંબંધ પર અવલંબતું દેખાય છે. પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે આ સંબંધ પહેલાં શું હતું ? જગતની ઉત્પત્તિનું સંપૂર્ણ સંતોષકારક રહસ્ય એ સંબંધથી સમજાવવું મુશ્કેલ છે. આવા અનાદિ ગૂઢ પ્રશ્નોનું નિરાકરણ વિજ્ઞાન, ધર્મશાસ્ત્ર, અને તત્ત્વજ્ઞાન કરવા પ્રયાસ કરી રહ્યા છે. એ અંગે ઈતિહાસ–વિશારદ પુરુષો અથાગ, ભગીરથ પ્રયાસ આદરી રહ્યા છે. જગતની ઉત્પત્તિના વિચારમાં જીવન વ્યતિત કરનાર ઘણાયે પુરુષો આજે પૃથ્વીના પટ પર પડ્યા છે. છતાંય આ અગમ્ય સત્ય આજદિન સુધી અગમ્યજ રહ્યું છે. પ્રકૃતિની લીલાના વિશાલ સામ્રાજ્યમાં મનુષ્યનું મર્યાદિત દૃષ્ટિબિંદુ જે સમજે છે તે સમજાવી શકતું નથી. આ અનુભવ અદૃશ્ય રહે છે. કવિ, તત્ત્વજ્ઞાની અને પ્રણયીઓ જીવનનો ઘણોય ભિન્ન ભિન્ન અનુભવ ચાખે છે. બુદ્ધિવિકાસ અનુસાર એ અનુભવનું તેઓ વિવરણ અને સ્પષ્ટીકરણ કરે છે. એક પક્ષી મર્યાદિત સત્યનું સ્થાન કોઈને સર્વમાન્ય જણાય છે. એ સત્ય-જીવન સાથે જોડી જીવનને અભ્યાસ અને જ્ઞાનથી આગળ વધારે છે. અંતિમ સત્ય અનુભવવા વિશાલ દૃષ્ટિબિન્દુ, તિક્ષ્ણ બુદ્ધિપ્રકાશ, અને સચોટ કલ્પના જોઈએ. આ ત્રણ વસ્તુ જોડે બારિક નિરીક્ષણશક્તિ, સંયમ, નિખાલસતા અને સહૃદયતા જોઈએ. આ છ સાધનોથી જીવન જ્ઞાનરસ ચાખી શકે. એ રસ ચાખ્યા પછી દિવ્ય અનુભવ થાય. એ અનુભવ પછી જગત અને વિશ્વનું અવર્ણનીય રહસ્ય અનુભવાય.

કોઈ પણ પ્રકારના જીવનમાં મનુષ્યને સત્યનો અને જગતનો અનુભવ થયાજ કરે છે. પછી તે મનુષ્ય પાપી હોય યા પુન્યશાળી હોય. આ માટે મુખ્ય વસ્તુની આવશ્યકતા .... અને તે નિરીક્ષણ શક્તિ. પણ કેવળ નિરીક્ષણશક્તિને લીધે થયેલા અનુભવથી જીવનનો વિકાસ થતો નથી. કારણ કે, નિરીક્ષણશક્તિ તો પાંગળું સાધન છે. સર્વદેશીય જીવન જીવવાની શરૂઆત થાય તોજ સર્વદેશીય સત્યનો અનુભવ થાય. એટલે પ્રેમીઓને, જ્ઞાનીઓને, કળાકારને, કવિને, સંસારી માણસોને વગેરેને એમના ભિન્ન પ્રકારના જીવનમાં ભિન્ન ભિન્ન અનુભવ થયાજ કરે છે. કોઈ પણ પ્રકારના જીવનમાંથી પૂર્ણતા પ્રાપ્ત કરી શકાય છે. એ કાર્ય અત્યંત વિરલ છે. સંકુચિત સત્ય સ્વીકારીને પ્રસંગને છોડતાં જવું અને દિન પ્રતિદિન દૃષ્ટિ-ગોચર થતા અને અનુભવમાં આવતાં વિશાલ સત્યને પકડવું. આ પ્રકારની યોજનાથી સંકુચિત ક્ષેત્રમાં દાખલ થયેલો સત્યશોધક ક્રમે ક્રમે દૈવીકૃપાથી, સર્વગ્રાહી સનાતન ઈશ્વરી લીલા જાણી જીવનની પૂર્ણતા પ્રાપ્ત કરે છે પરન્તુ એ માટે સાચી તમન્ના, મજબૂત મહત્ત્વાકાંક્ષા, સંપૂર્ણ ધીરજ અને અડગ નિશ્ચયબળ જોઈએ.

આ સત્ય જાણવા આપણે પ્રેમીઓનો પંથ નિહાળીએ. એટલે આખીય લગ્નસંસ્થા અને પ્રણયશાસ્ત્રનું સામાન્ય અવલોકન કરવું આવશ્યક છે. છેવટે આ પંથે પસાર થતા પથિકો કઈ રીતે સંપૂર્ણતા પામી શકે એ આપણે જોઈશું.

સ્ત્રી અને પુરુષના સંબંધ કોઈને પ્રકૃતિના નિયમ અનુસાર જણાય છે, કોઈને જીવનની જરૂરિયાત માટે જણાય છે, કોઈને આત્માનાં ઐક્ય અર્થે જણાય છે, કોઈને ભાવિ પ્રજાની ઉત્પત્તિ અર્થે દેખાય છે. એટલે આ જૂદા જૂદા સંબંધનો વિચાર ઘડીભર આપણે નિષ્પક્ષપાત બુદ્ધિથી કરીએ.

સ્ત્રી અને પુરુષના સંબંધમાં દેહવાસના મુખ્ય ભાગ ભજવે છે. સ્થૂલ દેહવાસના પળે પળે પલટાય છે. દેહ વાંચ્છનાનું કારણ માત્ર દેહ માટેજ નથી. એ વાંચ્છના પાછળ નિષ્પક્ષપાત અને નિર્દય કુદરતનો કાનુન કાર્ય કર્યાજ કરે છે. ઇચ્છાએ યા અનિચ્છાએ સૌને દેહની ભાવના થાય છે. એ વાંચ્છનાને અકુદરતી કહેવી એ સત્યને નહિ સમજવા જેવું છે. એ વાંચ્છનાને કેવળ વિલાસી કહેવી એ ઉંડા રહસ્યને અવગણવા જેવું છે. એ વાંચ્છનાને સંયમની સાંકળથી અંકુશમાં રાખવી એ સંન્યાસીનો સંન્યાસ છે. એને દિવ્યવાંચ્છનામાં પરિણમવી એ યોગીનો યોગ છે.

દેહવાંચ્છના ખાતરજ જોડાયેલા સ્ત્રી પુરુષો માટે જ્ઞાનપંથે જવું બહુ વિકટ છે. સ્ત્રી અને પુરુષ કામભાવની તૃપ્તિ અર્થે એકમેકને ઇચ્છે છે. એ તૃપ્તિ પહેલાં એકમેકને ઝંખે છે, એ તૃપ્તિ ખાતર એમની અક્કલ—બુદ્ધિ ઘડીભર અદૃશ્ય થાય છે. પરસ્પર વચ્ચેનો અણગમો તે વખતે એકાએક અદૃશ્ય થાય છે. એક બીજાની ભૂલ બન્ને જણાં વિસરી જાય છે. બન્નેની અપૂર્ણતા વિલય પામે છે. એ તૃપ્તિ પહેલાંની એક ક્ષણ, અને તૃપ્તિ પછીની અન્ય ક્ષણ જીવનમાં વિષાદ ઉત્પન્ન કરે છે. સ્ત્રી અને પુરુષ એકમેકને તિરસ્કારની દૃષ્ટિથી દેખે છે. અન્યોન્ય વચ્ચે અભાવ વધતો જાય છે. એક બીજાને ઘડીભર નહિ દેખાયેલી પરસ્પરની ભૂલ દેખાય છે. બન્નેનો વાંક બન્ને કાઢે છે. જે કુદરતના મહાન બળને તાબે થઈ એક બીજા દેહતૃપ્તિ અનુભવે છે તે બળની પળ વિલય થતાં જીવન આનંદવિહોણું, અકારૂં, દુઃખભર્યું લાગ્યાજ કરે છે. આવા ભિન્ન પ્રસંગો જીવનમાં એક પછી એક ચાલ્યાજ કરે છે.

આજના સ્ત્રીપુરુષોનાં સંબંધો ઘણું કરીને દેહતૃપ્તિને અર્થેજ છે. એટલે જીવનના આવા અનેક પ્રસંગોમાં સ્ત્રી પુરુષ એકમેકને સહી શકતા નથી, સમજી શકતા નથી. બન્ને સહનશક્તિ

ગુમાવે છે, બન્ને સ્નેહ અને ઉદ્વેગની પરંપરા અનુભવે છે, બન્ને એકમેકથી છૂટા થવા ઇચ્છી રહ્યા છે, બન્ને અસંતોષની આગમાં જળી રહ્યા છે. ઝીણી ઝીણી બાબતમાં બન્ને લડે છે. પુરુષ સ્ત્રીને ચૌદમું રતન ચખાડે છે ત્યારે સ્ત્રી ગુસ્સે થઈ પુરુષને અપમાન આપે છે. આ જીવનભરની તકરાર જીવનભરની દેહતૃપ્તિ સાથે જોડાયેલી છે. વાસ્તવિક જ્ઞાન વિહોણું આ જીવન સંસારથી ઘણીયે વાર કંટાળે છે. છતાંય મર્યાદાની ખાતર ઇચ્છાયે યા અનિચ્છાયે જીવન નિભાવે છે. બન્ને સદાય સમાધાની કરે છે.

આ દેહ લગ્નમાં વિક્ષેપનાં અન્ય કારણો નિહાળીએ. પુરુષને પત્ની ન ગમે, પત્નીને પુરુષ ન ગમે. અહીંયાં બુદ્ધિનું કજોડું હોય, રૂપનું કજોડું હોય, ઉંમરનું કજોડું હોય, શરીરનું કજોડું હોય. સંસ્કારી પુરુષને અસંસ્કારી પત્ની મળે, અસંસ્કારી પુરુષને સંસ્કારી સ્ત્રી મળે એટલે જીવનમાં સદાય બુદ્ધિનો અસંતોષ રહે. સ્વરૂપવાન સ્ત્રીને બેડોળ પુરુષ મળે, બેડોળ સ્ત્રી સ્વરૂપવાન પતિને મળે એટલે સદાય મનનો અણગમો કાયમ રહે. મોટી ઉંમરની સ્ત્રીને નાની ઉંમરનો પતિ હોય, નાની ઉંમરની પત્નીને વૃદ્ધ પતિ હોય એટલે જીવનભર જીવન નિરસ રહે, અને શરીરના કજોડે જીવન આલ્હાદ અને ઊર્મિવિહોણું બને.

જ્યાં આ ચારે પ્રકારનું કજોડું હોય, તેવા સ્ત્રી અને પુરુષો નિર્ધનતાને લીધે અસંતોષ અનુભવે, પુરુષ પ્રત્યેના સ્ત્રીના પ્રેમ અને માનમાં આથી વિક્ષેપ પડે અને લગ્નસુખનાં – પાર્થિવસુખનાં — સ્વપ્નાં સેવતી પત્ની નિરાશ બને. એ નિરાશાની અનહદ અસર પુરુષ પર થાય. પુરુષને પોતાની પત્ની પોતાની નિર્ધનતા દેખે એ જાણી દુઃખ થાય. પ્રસંગવશાત્ ઓછી કમાણી હોય, ઝાઝાં

બાળકો હોય, ત્યારે ઘરમાં નિરંતર કજીયા — કંકાસ ચાલ્યાજ કરે. લગ્નસમયે દેખાયેલો આ સોનેરી સંસાર માયા–મૃગજળ સમો જણાય. ગૃહની જવાબદારીથી કંટાળેલી, પતિના સ્વભાવને સાનુકૂળ થવામાં, પળે પળે પતિનો માર ખાવામાં પત્ની સહનશક્તિ ગુમાવીદે, આત્મહત્યાના વિચાર એના મનમાં ચારે તરફ વિંટળાયા કરે. સાસુ સસરાનો દાબ એના હૃદયને દબાવી દે. પુરુષ ચાહે દેહ–તૃપ્તિ અર્થે, સાસુસસરા પરવા કરે પોતાની સેવા અર્થે, બાળકો મા કહે દૂધ પીવા સારુ! સ્ત્રીને લાગે પોતે દુઃખી છે. પુરુષને લાગે પોતે દુઃખી છે. દુઃખની વાત તો એ છે કે કોઈ કોઈને છોડી શકતું નથી. કોઈને વ્યક્તિવિકાસનો વિચાર નથી. બન્ને સંસારી કાર્ય કર્યાજ કરે છે. જીવનમાં દુઃખના પ્રસંગો બહુ હોય છે; અને તે લાંબો વખત ટકે છે. સુખના પ્રસંગો ઓછા આવે છે; અને તે પળવારમાં પસાર થઈ જાય છે.

ધનનું કજોડું સ્ત્રીપુરુષના જીવનમાં સમાનતા અને સ્નેહ નથી સ્થાપી શકતું. બહુ ગરીબ ઘરનો પુરુષ હોય તેને બહુ શ્રીમંત ઘરની કન્યા મળે. અહીં જીવન નિભાવવું બહુ મુશ્કેલ પડે. માબાપની શ્રીમંતાઈમાં ઉછરેલી કન્યાને ગરીબના ઘરમાં રહેવું ન ગમે. સસરાની શ્રીમંતાઈનો લાભ લઈ ઘરજમાઈ થવામાં પુરુષનું સ્વમાન હણાઈ જાય. એની શક્તિઓ અવિકસિત રહે, એની પરાધિનતા એના સ્વમાનને સંહારે, અને અનેક પ્રસંગે એની પત્નીનાં મેણાં — ટોણાં એના મગજને ફેરવી નાખે. જગત એને સુખી કહે; એનું દુઃખ તો એજ જાણે.

ગરીબ ઘરની સંસ્કારી છોકરી પોતાની ઇચ્છાથી યા માબાપની ઈચ્છાથી શ્રીમંત પતિને પ્રાપ્ત કરે તો સાસુ સસરાનો પ્રેમ અને માન પ્રાપ્ત નજ કરી શકે. પોતે માત્ર કેળવાયેલીજ હોય અને અણકેળવાયેલા શ્રીમંતના પ્યારમાં પડી, પૈસા ખાતરજ

લગ્ન કરે તો પણ જીવનનો અંત કરુણજ આવે. પૈસા પર આધાર રાખતો સંબંધ કેવળ દેહસંબંધ છે એટલુંજ નહિ પરન્તુ તે ઉપરાંત તે સંબંધ બહુજ પાર્થિવ કોટીનો છે. તે લાંબો વખત ટકતો નથી. કારણકે લક્ષ્મી લાંબો વખત ટકતી નથી. સુખમાં અને સામગ્રીમાં સહકાર અને સ્નેહ મુશ્કેલ નથી બનતા પરંતુ દુઃખમાં અને જીવનની કટોકટિમાં આ સંબંધ પળવારમાં તૂટી જાય છે ! સુખ મળ્યું ત્યાં સુધી સંબંધ — એ ગયું એટલે સંબંધ પણ ગયો !

દેહલગ્નથી ઉત્પન્ન થતાં દુઃખનો અનુભવ વિષમ છે. છતાંય એ દુઃખનો ઉપયોગ કરવાની જેમને આવડત છે તેમને એ દુઃખ જ્ઞાન અને વિકાસ તરફ લઈ જાય છે. જીવન-વિકાસ જેટલો દુઃખમાં છે તેટલો સુખમાં નથી, જેટલો પ્રતિકૂળ અવ-સ્થામાં છે તેટલો અનુકૂળ અવસ્થામાં નથી, જેટલો અપ્રિયમાં છે તેટલો પ્રિયમાં નથી. ત્યાગ એટલે દુઃખનો સ્વીકાર. હવે આ દેહસંબંધમાં જીવનને કઈ રીતે જ્ઞાન અને સત્ય પ્રતિ લઈ જવું, એના ઉપાયો દર્શાવવા — એ ઉપાયોનો ઉદ્દેશ સમજાવવો સહેલો છે. પણ જીવનક્રમમાં એનું પાલન કરવું અતિશય આકરું છે.

દેહ–સંબંધથી જોડાયેલા સ્ત્રીપુરુષો જીવનને ધીમે ધીમે વિકાસને પંથે લઈ જઈ શકે. એ માટે જીવનનું અંતિમ લક્ષ હોય તોજ બની શકે. અણકેળવાયેલી પત્ની હોય તો પુરુષ એનો પ્રિય–પ્રેમી શિક્ષક બનવાની ફરજ અદા કરે અને સ્ત્રીની માનસિક પ્રગતિમાં પોતાનો બનતો ભોગ આપે. એટલે બુદ્ધિનું કજોડું આમ ધીમે ધીમે દૂર થાય. એ દૂર કરવા ગંભીરતા અને સહનશકિત અત્યંત જરૂરી છે. પુરુષે સ્ત્રીની માનસિક ભૂમિકા બરાબર જાણી લેવી જોઈએ. સ્ત્રીનું માનસ બરાબર સમજવું જોઈએ. એ અજ્ઞાન જીવ પ્રત્યે પુરુષ જો માન અને સ્નેહથી દેખે

તો જરૂર સ્ત્રીની બુદ્ધિનો વિકાસ થઈ શકશે. વિદ્યા પ્રતિનો એનો કંટાળો જતો રહેશે. સાચો, સ્થિર સ્નેહ, આમ અણઘડ સ્ત્રીને સંસ્કારી બનાવશે. બુદ્ધિવિકાસનું ઢાંકણું જરા ઉઘડ્યું કે તરતજ સ્ત્રીના માનસમાં અજબ પરિવર્ત્તન થશે.

પછી એ સ્ત્રી પોતાના પતિને સમજશે, પતિના દુઃખ સમજી શકશે, પતિને જીવનમાં સદાય સહાયભૂત નીવડશે. આ એક કર્ત્તવ્ય છે કે જે પૂર્ણ કરતાં પુરુષને કપરી કસોટીએ ચઢવું પડશે. જો જીવનમાં આદર્શ હોય, પત્નીના કલ્યાણ માટે ખરેખરી ભાવના હોય તો પુરુષે આ ફરજ બજાવી પોતે સુખી થવું અને પત્નીને સુખી બનાવવી રહી.

આ તો માત્ર બુદ્ધિના કજોડાનો ઉપાય. પરન્તુ અન્ય કજોડાંનો શું ઉપાય? ઉપાય માત્ર એકજ છે; અને તે આખાય માનસનું પરિવર્ત્તન. સ્ત્રી સ્વરૂપવાન ન હોય, યા તો પુરુષ સ્વરૂપ-વાન ન હોય તો એજ કારણથી સંબંધમાં વિક્ષેપ ન આવવો જોઈએ. બન્નેએ વિચાર કરવો જોઈએ કે સ્વરૂપ એટલે શું? સ્વરૂપ એટલે સફેદ રંગ નહિ. આત્માની દૃષ્ટિએ સ્વરૂપ એટલે સદ્‌ગુણ. સાચું સ્વરૂપ સદ્‌ગુણમાં છે. દરેકના મગજમાં આ વસ્તુ ન આવી શકે એ સ્વાભાવિક છે. સ્ત્રીમાં સદ્‌ગુણ હોય અને સ્વરૂપ ન હોય, યા તો પુરુષમાં સદ્‌ગુણ હોય અને સ્વરૂપ ન હોય તો આત્મજ્ઞાનનો આશ્રય લઈ જીવન ઘણીજ સરસ રીતે નીભાવી શકાય. પરન્તુ સ્વરૂપ હોય અને સદ્‌ગુણ ન હોય તો જીવન નિષ્ફળ નીવડે. સદ્‌ગુણ અને સ્વરૂપ બન્ને એક સાથે હોય એ વિરલ છે.

હવે શરીરના કજોડાંનો શું ઉપાય? સ્ત્રીની ઉંચાઈ ૬ ફીટ હોય અને પુરુષ ૪॥ ફીટનો હોય, યા તો પુરુષ ઉંચો હોય અને સ્ત્રી ઠીંગણી હોય, સ્ત્રીનું શરીર અત્યંત જાડું, સ્થૂલ હોય, પુરુષનું શરીર પાતળું હોય તો શું ઉપાય?

જો ઉંચાઈ વધારી શકાય તેમ હોય તો જરૂર વધારવી. જો જાડા થઈ શકાતું હોય તો જરૂર યોગ્ય કસરત, વ્યાયામ અને આસન વગેરે કરી યોગ્ય પ્રયાસ કરી લેવો. પણ ધારો કે એ અશક્ય હોય તો શું કરવું ? બન્ને વચ્ચે જો અન્ય પ્રકારનું કજોડું ન હોય, બન્ને વચ્ચે બુદ્ધિની, જ્ઞાનની મૈત્રી હોય તો આ પ્રકારનું કજોડું જીવનમાં સુખી બની શકે.

ઉંમરનું કજોડું અતિ નિંદનીય છે. એનું અસ્તિત્વ જોતાં હૃદયને દુઃખ ઉદ્દ્ભવે છે. સમાજે આવાં કજોડાં બળ–જબરીથી નાબૂદ કરવાં રહ્યાં.

બધાંય કજોડાંનો સામાન્ય નિયમ ઉપર મુજબ છે. પણ જ્યાં આવાં કજોડાં નથી હોતાં ત્યાં પણ જીવન સુખથી સદાય નથી નીભાવી શકાતું. પુરુષની કમાણી ન હોય તો સ્ત્રીએ ધીરજ રાખવી જોઈએ. પતિને પ્રેરણા અને સદાય ઉત્સાહ આપતા રહેવું જોઈએ. દુઃખમાં સ્નેહ અને સહાનુભૂતિ વિશેષ કરવાં જોઈએ. પત્નીએ સમજવું જોઈએ કે પતિની ગરીબાઈ સદાકાળ માટે કાયમ નહિ રહે. સુખ, દુઃખ પળેપળનાં દૃશ્ય છે, ત્યાં સ્થિરતા નથી. દુઃખના દિવસ વહી જશે. સુખની સવાર આવશે. પતિની આર્થિક સ્વતંત્રતા વધે તે માટે પતિને સ્નેહયુક્ત પ્રેરણા સદાય આપ્યાજ કરવી. પોતે શ્રીમંતાઈ અનુભવી હોય તો પતિની નિર્ધનતાથી શરમાવવું નહિ. શ્રીમંત પતિએ ગરીબ ગૃહથી આવેલી પત્નીને સન્માનથી સાચવવી જોઈએ.

અત્યાર સુધી આપણે દેહલગ્ન અને તેને અંગેની થોડીક ચર્ચા કરી. હવે આપણે અર્વાચીન યુગમાં જેને સ્નેહલગ્ન કહેવામાં આવે છે તેની વાત કરીએ. સામાન્ય રીતે સ્નેહલગ્નમાં કજોડાં હોતાં નથી. પરન્તુ સ્નેહલગ્નમાં દેહવાસના તો દેહલગ્ન જેટલી — બલકે તેથી પણ વિશેષ જોવામાં આવે છે. એટલે જ્યાં

સુધી કામવાસનાનું જોર છે ત્યાં સુધી સ્નેહલગ્નમાં કે દેહ-લગ્નમાં કાંઈજ ફરક નથી હોતો. દેહલગ્નમાં વધતાં કજોડાંને અંગે, તેમાં રહેલી બીજી અન્ય ખામીને લીધે, પશ્ચિમની સંસ્કૃતિની અસરને લીધે, આજની કેળવણીને લીધે વગેરે અનેક કારણોથી સ્નેહલગ્નની લગની આજકાલ સામાન્ય થઈ પડી છે. સ્નેહલગ્ન પરસ્પરની પસંદગી પર, પરસ્પરની સમજુતી પર, પરસ્પરની ખાસિયત પર આજે અવલંબી રહ્યું છે. સ્નેહલગ્ન કેટલીક ગણત્રી પર યોજાયેલું કરારનામું છે. સ્નેહલગ્ન અને આવી ગણત્રી વચ્ચે જ્યાં સુધી સંબંધ કાયમ રહે છે ત્યાં સુધી સ્નેહલગ્ન સુખનું અજબ સાધન બને છે. એ ગણત્રી દૂર થતાંજ સ્નેહલગ્નનો બહુજ કરુણ રીતે અંત આવે છે.

ભિન્ન ભિન્ન પ્રકારની જે ગણત્રી ઉપર સ્નેહલગ્ન અસ્તિત્વમાં આવે છે, તે ગણત્રીનો આપણે વિચાર ચલાવીએ. સંસ્કારી પુરુષ કેળવાયેલી, સંસ્કારી પત્નીની વાંચ્છના રાખે છે. જેને તત્ત્વજ્ઞાનનો શૉખ હોય છે તેવો પુરુષ તત્ત્વજ્ઞાનવાળી કન્યા પસંદ કરે છે. જેને કવિતા પ્રિય છે એવો પુરુષ કવિ સ્ત્રીની વાંચ્છના રાખે છે. કોઈ કળાકારને કળાની જાણનાર બાળા પર પ્રેમ જાગૃત થાય છે. એટલે પોતામાં જે હોય તે જ પોતાના જીવનભરના સાથીમાં ઇચ્છે છે. તે જ પ્રમાણે સ્ત્રીની પસંદગી પુરુષ પર ઉતરે છે. સ્નેહલગ્ન પરસ્પરની ખાસીયત — mutual acquirement — પર અસ્તિત્વ ધરાવે છે. ત્યાં આત્માનો સંબંધ ઓછો હોય છે. મન અને શરીરનો સંબંધ વિશેષ હોય છે.

સ્નેહલગ્નની જરૂરિઆત, એનાં સુખ અને દુઃખ એ આજના સમાજશાસ્ત્રીઓ માટે અને આખીય માનવ જાત માટે અતિ અગત્યનો પ્રશ્ન છે. એની જરૂરિયાત એટલાજ

વાસ્તે કે દરેક વ્યક્તિ પોતાનું સુખ પોતેજ જાણી શકે. ત્યાં અન્ય હરકત કરતાં કાનુન યા રૂઢિનો ભંગ કરવાનોજ રહ્યો. બુદ્ધિના આનંદ અર્થે સ્ત્રી અને પુરુષ માટે સ્નેહલગ્ન કરવાનો યોગ્ય પંથજ કહી શકાય. સ્નેહલગ્નમાં સમજુતી છે, પસંદગી છે, સમભાવ છે અને સમાનતા પણ છે. સમાનતાથી બન્નેનો બુદ્ધિવિકાસ એકી સાથે પ્રગતિ કરે છે. પસંદગીથી એકમેક એકમેકને વાસ્તે ઝંખી રહ્યા હોય છે. સમજુતીથી બન્નેમાં સહનશકિત વધે છે. અહીંયાં બન્નેનાં દૃષ્ટિ–બિન્દુ વિશાલ હોય છે. ત્યાં હુકમ અને અમલ જેવું ઓછું હોય છે. સાથે હરવાફરવામાં, નાટક, સીનેમામાં, મિત્રોને મહેમાન બનાવવામાં અને તેમના મહેમાન બનવામાં, સભામાં કે જલસામાં બન્ને એકબીજાની સોબતથી સુખી માને છે. એવા સંપૂર્ણ સ્નેહ અને સહકારથી ઉદ્‌ભવેલી પ્રજા સંસ્કારી નીવડે છે.

સૌ કોઈ કેળવાયેલા યુવક યુવતી આ લગ્નના હિમાયતી છે. એ હિમાયતી છે તેનું એક કારણ તેમની કેળવણી છે. સ્નેહલગ્નનાં સ્વપ્નાં સેવવાં મુશ્કેલ નથી. એ લગ્નની સોનેરી કલ્પનાથી જીવનને સુખી માનવું એ ઘડીભરની ઊર્મિ છે. સૌને એમાં જીવનનો સાચો આનંદ જણાય છે, સૌને સૌના સાથીદાર પસંદ કરવા સ્વતંત્રતા જોઈએ છે. એ સ્વતંત્રતાના શોખીનો હિન્દના પૂરાણા સમાજ બંધારણને હચમચાવી રહ્યા છે. વડીલોની સત્તાનો સૂર્ય અસ્ત થતો જાય છે. નવયુવક અને નવયુવતી માટે સ્નેહલગ્નનો યુગ આવી પહોંચ્યો છે. વડીલોને સ્વતંત્રતા આપતાં દુઃખ થાય છે. જુવાનોને આ પ્રકારની સ્વતંત્રતા વિના જીવન દુઃખભર્યું લાગે છે. એક તરફ ઉપકારી વડીલો પ્રત્યે ફરજ અદા કરવાની, અન્ય તરફ પોતાના સુખને જતું નહિ કરવાની વિષમ સ્થિતિમાં આજના કેળવાયેલા અતિશય કંટાળી રહ્યા છે.

સ્નેહલગ્નની નબળાઈ જોઈએ. એમાં જેટલાં સુખ છે તેટલાં દુઃખ છે. એની સૌથી મહાન નબળાઈ એ એની અસ્થિરતા છે. તેમાં બુદ્ધિનો મતભેદ એ આ અસ્થિરતાનું મહાન કારણ છે. લગ્નક્રિયા પહેલાં યુવક અને યુવતીમાં અજબ પ્રકારનો તન્મનાટ જોવામાં આવે છે. એ દૃશ્ય, એ કલ્પના, એ આદર્શ અને એ ભાવના — જીવનના કોઈ એક અગમ્ય ભાવનું દિગ્દર્શન કરાવે છે. બન્નેનો બુદ્ધિસંગ બન્ને ઇચ્છે છે, બન્ને પોતાના વિચારો ધીરે ધીરે ખુલ્લા કરે છે, બન્નેની માન્યતા પ્રિયતા અને અપ્રિયતા એક બીજાને જણાવે છે, બુદ્ધિનો વિનોદ અવધિએ પહોંચે છે. પછી લગ્નક્રિયા થાય છે, કાંઈક પ્રસંગ વહે છે.

પછી બુદ્ધિનો મતભેદ ઉત્પન્ન થાય છે. સ્ત્રીના વિચાર, અને માન્યતા બદલાય છે. પુરુષના વિચાર, અને માન્યતા બદલાય છે. આ સ્નેહલગ્ન સમજુતી પર રચાયું હતું. પછી બુદ્ધિના મતભેદ થી પરસ્પર ગેરસમજુતી ઉત્પન્ન થાય છે. બુદ્ધિ વચ્ચે ઘર્ષણ ઉત્પન્ન થતાં પ્રણય બળનો વેગ ઘટે છે. પ્રણય બળનો વેગ ઘટતાં બન્ને એક બીજા તરફ અણગમાથી, અભાવથી, તિરસ્કારથી જુએ છે. પછી તો પુરુષને સ્ત્રીના વિચાર બળવાખોર જણાય છે. અવિશ્વાસ વધતાં જીવનમાં ઝેર રેડાય છે. જે પ્રણય સાંકળથી જીવન જોડા-યેલાં — તે સાંકળ ઘડીભરમાં તૂટી જાય છે. બન્નેનાં હૃદય ભગ્ન થતાં છૂટા થવાનો ઇલાજ શોધી રહ્યા હોય છે. પોતે પસંદગીમાં કરેલી ભૂલ એ પ્રસંગે દેખાય છે. વડીલોની, હિતેચ્છુની તુચ્છ-કારેલી સલાહ યાદ આવે છે. સહનશકિત ઘટે છે. બન્ને છૂટા થઈ પોતપોતાનો પંથ શોધી લે છે. અન્ય પસંદગી કરે છે તેમાં પણ કમનશીબે આવો કપરો અનુભવ થયાજ કરે છે.

વિકાસ પામેલી બુદ્ધિ, સાચા જ્ઞાનના અભાવે જીવનને અસ્થિર બનાવ્યા કરે છે. એટલે આજના બુદ્ધિવાદે સ્નેહલગ્નને અસ્થિર બનાવી

મૂક્યું છે. છૂટથી રહેલાં સ્ત્રી પુરુષો એકબીજામાં વફાદારીની, ચારિત્રની ખામી જુએ છે. આ શંકા વધતી જાય છે. કામભાવમાં ઉત્પન્ન થયેલી અદેખાઈ સ્નેહલગ્નમાં રહેલી ભવ્યતાનો નાશ કરે છે.

આટલી નબળાઈ છતાંય સ્નેહલગ્નની સંસ્થા લાંબા કાળ સુધી અસ્તિત્વમાં રહે તેમ લાગે છે. એમાં સુધારો તો ત્યારેજ થાય કે જ્યારે બુદ્ધિવાદથી ઉત્પન્ન થતી અપૂર્ણતા દૂર થાય. એ દૂર કરવા લગ્નનો અંતિમ ઉદ્દેશ આત્માનાં ઐક્યે માટે હેવો જોઈએ. દેહલગ્ન અને સ્નેહલગ્ન માત્ર સંયમ અને આત્મઅનુભવના અંતિમ ધ્યેય અર્થેજ સમજી સ્ત્રી અને પુરુષે જીવનમાં પ્રગતિ સાધવી જોઈએ. જ્ઞાન અને સત્યની શોધ સારુ લગ્ન માત્ર નિષ્કામ ભાવે સ્વીકારી લેવું જોઈએ. આત્માનો સાચો સંબંધ સદાકાળ અવિચલિત રહે છે, એ સંબંધ બુદ્ધિભેદથી પર છે, એ સંબંધ દેહભાવનાથી પર છે, કોઈ વિચારભેદ એ સંબંધને સ્પર્શ કરી શકતો નથી, કોઈ વિક્ષેપ એ સંબંધને આડે આવી શકતો નથી, કોઈ કાર્ય એ સંબંધને ફેરવી શકતું નથી, અનુકૂળતામાં, પ્રતિકૂળતામાં, સુખમાં, દુઃખમાં, આ આત્મપરિચયથી બંધાયેલા સ્નેહીઓ હરદમ આગે વિકાસ કર્યાજ કરે છે.

સાચું જ્ઞાન થતાં બન્ને વચ્ચે પ્રિયપૂજ્ય ભાવ જન્મે છે. કોઈને કોઈની અપૂર્ણતા જણાતી નથી. નથી ત્યાં અપૂર્ણતા દેહની, બુદ્ધિની કે મનની. બન્ને બન્નેને દિવ્યદૃષ્ટિથી નિહાળે છે. બન્ને બન્નેના આંતર–જીવનને પીછાને છે. કામભાવના એકાએક સરી પડે છે. બન્ને બન્નેના ચૈતન્યને જાણી સંયોગ–વિયોગના સુખ-દુઃખથી પર થાય છે. વ્યવહારક્ષેત્રમાં બન્ને એકજ છે, ધર્મક્ષેત્રમાં બન્ને એકજ છે. સુખદુઃખમાં બન્ને એકજ છે. ત્યાં નિરાળું વ્યકિતત્વ નથી. બન્ને બન્નેથી આત્માનો દિવ્ય આલ્હાદ અનુભવે છે. એ પૂર્ણતા

પછી નિરાળું વ્યક્તિત્વ અનુભવી બન્ને છૂટાં પડી માનવજાતની સેવા કરી શકે છે.

આ આત્માના સંબંધમાં એમણે ઘણુંય સત્ય જોયું હશે, ઘણુંય સત્ય અનુભવ્યું હશે. એ આત્માના સંબંધમાં એમને વિશ્વનો વિચાર આવશે. સૂર્ય, ચંદ્ર, તારાની કલ્પના આવશે. દુઃખપીડિત માનવજાતની પરિસ્થિતિ સમજાશે. પછી આવાજ આત્માના દિવ્ય સંબંધથી તેઓ જગતના અન્ય સ્ત્રી–પુરુષોને આકર્ષશે. એમની જીવન–પ્રતિભા અદ્ભુત બનશે. આ સ્થિર અને અચળ આત્મપ્રાપ્તિ પણ જીવનનું યા લગ્નનું અંતિમ ધ્યેય નથી. એ ધ્યેય પ્રાપ્ત કર્યું એટલે એ સાધન બનશે. શાનું ? માનવજાતની સેવાનું.

પ્રશ્ન એ ઉઠે છે કે આવા આત્મધ્યેય સારુ લગ્ન સ્વીકાર્યા સિવાય શરૂઆતથીજ સંયમ સ્વીકારવો એ શું ઉચિત નથી ? વળી લગ્નનું આવું અંતિમ ધ્યેય કોઈને માત્ર અશક્ય લાગે, કોઈને માત્ર કલ્પિતજ લાગે એ પણ બનવા યોગ્ય છે. પહેલા પ્રશ્નનો જવાબ એ કે જીવનનો વિકાસ અતિવેગથી કરવામાં પાછા પડવાનો ભય પણ વિશેષ રહે છે. અનુભવથી જેટલી આગે કૂચ થાય છે તેટલી કૂચ અંધ વિશ્વાસબળથી થવી જોખમકારક છે. જેનો વિશ્વાસ અંધ ન હોય, જેની પ્રેરણા દૈવી હોય તે ભલે સંન્યાસી થઈ જગતના દુઃખી લોકોની સેવા આદરે. જેને એ પ્રેરણા પ્રાપ્ત ન થતી હોય, જેને પોતાનાં નિશ્ચયબળમાં નબળાઈ જણાતી હોય તે ભલે લગ્નબંધનથી બંધાઈ — એ બંધનનું રહસ્ય જાણી — છેવટે સત્ય અને જ્ઞાન તરફ જાય. બુદ્ધ, તિર્થંકર, પયગમ્બર, રામકૃષ્ણ, રાજચંદ્ર અને મોહનદાસ વગેરેએ લગ્નને સ્વીકાર્યું હતું અને જીવનને દિવ્ય બનાવ્યું હતું. ક્રાઈસ્ટ, શુકદેવ, કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય, દયાનંદ, વિવેકાનંદ વગેરેએ આંતરિક પ્રેરણાથી અને

અગડ નિશ્ચયબળથી બ્રહ્મચર્ય પાળી ગૃહસ્થજીવનનો ત્યાગ સ્વીકાર્યો હતો, જીવનને દિવ્ય બનાવ્યું હતું અને માનવજાતની સેવા આદરી હતી. બીજા પ્રશ્નનો જવાબ ઉપરના પ્રશ્નમાંજ આવી જાય છે. છતાંય વિશેષ ખુલાસા માટે એટલુંજ કહેવાનું કે જીવનનું વાસ્તવિક સુખ જીવનની પ્રગતિમાં છે. પ્રગતિના પંથે પસાર થવાનો પ્રયાસ એ સૌનું ધ્યેય હોવું જોઈએ. પ્રયાસમાં સદાય આગે કૂચ કરવાનીજ રહી. સફળતા મળે યા નિષ્ફળતા પ્રાપ્ત થાય. હૈયે હામ રાખી સદાય આગે ચાલ્યાજ જવાનું છે.

# કવિ અને કુદરત

કવિને સુખદુઃખ વિશેષ અસર કરે છે. એના હ્રદયમાંજ કવિતા સમાએલી છે. જેના હ્રદયમાં આઘાતની વેદના સદાય રહ્યાજ કરે છે, તે હ્રદય કાવ્યરસથી ભરપૂર છે. જેને સમુદ્રની, સરિતાની, વનસ્પતિની, વ્યોમની, ચંદ્રની, સૂર્યની, વગેરેની ભવ્યતા અસર કરે છે તે પણ કવિઆત્મા છે. પુષ્પ એને પ્રિય છે, સૌન્દર્ય એને આકર્ષે છે, વિયોગ વેદના કરાવે છે, સંયોગ સુખ અર્પે છે — ત્યારે એના હ્રદયની કોમલતા અદ્‌ભુત બને છે. એના હ્રદયની આંતરિક કોમલતા સાથે કુદરતનું સંધાન નજરે પડે છે. કુદરતની પ્રત્યેક ક્રિયા, પ્રત્યેક પરિવર્તન કવિહ્રદયને હચમચાવે છે. ત્યાં નિરવ શાન્તિ ઓછી હોય છે. જે જે અનુભવો થાય છે તે અનુભવનો ઉલ્લેખ કાવ્ય દ્વારા, લેખન દ્વારા એ કરી રહ્યો હોય છે. જગતને મન કવિ દિવાનો છે કારણ કે કવિને મન જગત દિવાનું છે. એનું ગાન જગતને કોઈવાર બકવાટ લાગે છે. પણ હ્રદયને જે સ્પર્શે છે તેનો ઉલ્લેખ અનિચ્છાએ પણ કવિને કરવો પડે છે. એટલે કવિમાં દૈવી સંપત્તિના કેટલાય સદ્‌ગુણોનું અસ્તિત્વ હોય છે. કવિ કુદરતનું પ્રિય બાળક છે.

કવિને કુદરત સાથે સંબંધ છે. પણ આ સંબંધ કવિને કેટલીક વાર વિમાર્ગે લઈ જાય છે. જો કુદરતની નરસી અસર એના માનસ પર થાય તો કવિનું કાવ્ય સત્વ વિહોણું અને હલકી કોટીના રસભર્યું નિવડે છે. જો કુદરતની સારી અસર એના માનસ પર થાય તો તે ઉચ્ચ કોટીનું કાવ્ય સર્જે છે. તેવીજ સ્થિતિ કલાકારની છે. આ પ્રકારનો કવિ દૃષ્ટા અને જ્ઞાની હોય છે. પહેલા પ્રકારનો કવિ સામાન્ય જનતાને સારી સામગ્રી અર્પે છે. કલ્પના ઓછા યા વધતા પ્રમાણમાં કવિમાં હોય છે.

બાયરનનાં કાવ્યો હલકી કોટીનાં રસભર્યાં છે. એનાં કાવ્યો એનું આખુંય માનસ દર્શાવે છે. રૂઢિને નિન્દતો બાયરન કામભાવનું સ્થૂલ વર્ણન આપણી સમક્ષ રજૂ કરે છે. આપણને પ્રિય પડે યા ન પડે પણ જે શક્તિ બાયરન પાસે કાવ્ય કરાવે છે તેજ શક્તિ શેલી પાસે, કિટસ પાસે, કે રવિન્દ્રનાથ પાસે કાવ્ય કરાવે છે. શકિત એકજ છે તો કાવ્ય કેમ ભિન્ન છે? એ શકિત શું છે? શું એ બાહ્ય કુદરતની અસર છે? શું કવિની પોતાનીજ એ શકિત છે?

આ ગહન ઉંડાણમાં ઉતરવું અતી મુશ્કેલ છે. જો શકિત બાહ્ય કુદરતનીજ હોય તો કાવ્યની ભિન્નતા માત્ર નામનીજ હોવી જોઇએ. એટલે કવિના કાવ્યમાં સમાનતા હોવી જોઈએ. એ શકિત કવિની પોતાનીજ હોય તો તે સ્વતંત્રપણે પ્રકૃતિની લીલા વિના શા માટે કાવ્ય ન આદરે?

સત્ય એમ છે કે કવિની આંતરશકિત અને પ્રકૃતિની લીલા વચ્ચે અનહદ સંબંધ હોય છે. જેટલા પ્રમાણમાં એ સંબંધની મજબુતાઈ તેટલા પ્રમાણમાં કવિજીવનનો વિકાસ. કવિની આંતરશકિત, જેટલી શુદ્ધ હોય, જેટલી ભવ્ય હોય, જેટલી મહાન હોય, તેટલા પ્રમાણમાં પ્રકૃતિની લીલાનો કવિને અનુભવ થતાં ઉચ્ચ કોટીનું કાવ્ય સર્જાય છે. જેટલા પ્રમાણમાં કવિની આંતરશકિતની મંદતા, ચારિત્રની નબળાઈ, મનની અનિશ્ચિતતા તેટલા પ્રમાણમાં પ્રકૃતિની લીલાનો અનુભવ થતાં અધમ કોટીનું કાવ્ય સર્જાય છે.

કામબળથી પીડિત કવિ કામભાવભર્યું કાવ્ય સર્જે છે. એની કામવાસના, એની આંતરશકિતની અપૂર્ણતા છે. જે વાતાવરણથી કામવાસના ઉત્પન્ન થાય છે તેમાં રહેલું સત્ય પ્રકૃતિની લીલાનું દૃશ્ય છે. બન્ને વચ્ચે સંબંધ થતાં કામભાવ ભર્યું કાવ્ય કવિ સર્જે છે.

હિમાલય સરખા પહાડ દેખી કોઈ એક કવિની આંતરશકિત થનગની રહે છે. કવિ કાવ્ય રચે છે. પહાડની ભવ્યતા, એ પ્રકૃતિનું બળ છે. આ બળ કવિની આંતરશકિતને સતેજ કરે છે અને કવિ પ્રકૃતિની લીલાનું ભવ્ય કાવ્ય સર્જે છે. જેવી પ્રકૃતિની અસર, અને જેવી કવિની આંતરશકિત, તેવું કાવ્ય, તેવું સાહિત્ય અને તેવા પ્રમાણમાં કવિજીવનનો મહિમા.

આંગ્લ કવિ શેલીના જીવનનું જરા અવલોકન કરીએ તો દિવ્યતાનો કાંઈક ખ્યાલ આપણને આવી શકશે. શેલીને આત્માની દિવ્યતાનો તાદૃશ્ય અનુભવ જોઇતો હતો. ઈશ્વરી સ્નેહની ઝંખનામાં કવિનો અનુભવ અણકથ્યો રહી જાય છે. આત્માનાં ઐકય અર્થે દેહઐકયનું સાધન એણે સ્વીકાર્યું. એમાં એ નિષ્ફળ થયો. એક પ્રિયાના પ્યારમાં અસંતોષ જણાયો, અન્ય પ્રિયાના પ્યારમાં પડ્યો — ત્યાં પણ અસંતોષ જણાયો. એકના ત્યાગથી દુઃખ થયું, અન્યના સંગમાં જીવનની પૂર્ણતા ન જણાઈ. દુઃખી હૃદયે, ઉર્મિભર્યાં કાવ્યો સર્જ્યાં. એ કાવ્યમાં આત્માની પીડા છે, જીવનની નિષ્ફળતા છે, છતાંય ત્યાં કવિના આત્માની દિવ્યતા માટેની ઝંખનાનું આપણને દર્શન થાય છે. પ્રકૃતિની ભિન્ન ભિન્ન અસર તળે શેલીનું માનસ વિકાસ પામી રહ્યું છે. જીવનનો ઘણોખરો ભાગ એણે જીવન અને મૃત્યુના વિચારમાં પસાર કર્યો. મરણના રહસ્યમાં એને મિઠાશ જણાઈ, મૃત્યુની વાંચ્છના સદાય કરી રહ્યો. અને જીવનનો કરુણ અંત એજ આવ્યો કે એક દિન એ જલસાગરની સફરે જતાં ડુબી ગયો. શેલીના જીવન અને કાવ્યના અભ્યાસને અંતે આપણને એકજ વસ્તુનો ખ્યાલ આવી શકે; અને તે એજ કે ઘણું ખરૂં કવિઓ પ્રેમીજ હોય છે. એટલે દિવ્ય જીવનની શકિતઓ ત્યાં વિશેષ આર્વિભાવ પામતી જણાય છે.

કોઈ ઉદ્દેશવિના, કોઈ અંતિમ લક્ષ્યવિના કવિ કાવ્ય સર્જે તો એથી નથી થતો કવિનો આંતરવિકાસ કે નથી એ કાવ્ય બનતું માનવજીવનને ઉપયોગી. કયા કવિના કાવ્યને આપણે બિનજરૂરી કહી શકીશું ? જે કાવ્યમાં બિભત્સ શૃંગારરસ હોય તેને આપણે કઈ પંકિતમાં મૂકીશું ? વ્યવહારીક જીવનમાં, મર્યાદિત શૃંગાર રસયુક્ત કાવ્યની જરૂરીયાત છે કે નહીં ? એવા કાવ્યકર્તા કવિ શું જગતની કાંઈજ સેવા નથી કરતા ?

સ્નેહી કલાપીનાં કેટલાંક કાવ્યો શું જીવનની કોમળતા નથી સતેજ કરતાં ? કાળીદાસ અને ભવભુતિનાં કાવ્યોમાં પંડિતાઈ છે, શૃંગાર છે, જ્ઞાન છે, અને ધર્મ પણ છે. કેવળ જ્ઞાની અને ભકત કવિઓનાં કાવ્યમાં અને જીવનમાં આપણને દિવ્યતાનો વિશેષ અનુભવ થતો જણાય છે. અભેદવાદી અખાના છપ્પા વાંચતાં આપણું જીવન કાંઈ ઓરજ લાગણી અનુભવે છે.

મીરાં અને નરસિંહના કાવ્યમાં હૃદયની મૃદુતાનો આપણને અનુભવ થાય છે. અખાના કાવ્યમાં જેમ બુદ્ધિ અને જ્ઞાનબળ છે તેમ મીરાં અને નરસિંહના કાવ્યમાં સ્નેહબળ છે. અખો જ્ઞાનથી દિવ્ય બને છે. મીરાં અને નરસિંહ ભકિતથી દિવ્ય બને છે. ત્રણેનો કાવ્ય રચવાનો એકજ ઈરાદો હતો, કે જીવનને પુનિત બનાવવું અને સાથે સાથે પોતાનાં કાવ્ય દ્વારા મનુષ્યજીવનને યોગ્ય શિક્ષણ આપી સત્ય માર્ગનું સૂચન કરવું. સનાતન સત્ય પાછળ ઘેલા બનેલા અખાએ સર્વ સુખનો ત્યાગ કર્યો, મથુરા અને વૃન્દાવનમાં પર્યટન કર્યું, ગુરુ કર્યા અને કપરો અનુભવ થયો. પરિણામે જીવનઆદર્શ સિદ્ધ થયો. નિર્ગુણ બ્રહ્મવાદી બની જીવનમુક્તિ પ્રાપ્ત કરી. નરસિંહ અને મીરાં કૃષ્ણભકિતમાં ચકચુર બન્યા — સુખે શ્રીહરિને ભજવા નરસિંહે વ્યવહાર અને સંસારનો ત્યાગ કર્યો. જંજાળમાંથી મુકિત મળતાં

પરમાત્માનો પાડ માન્યો. ભકિતરસથી ઉભરાતું કવિનું હૃદય આજે પણ આપણા હૃદયમાં ભકિત ભરે છે. ભકતકવિને ભગવાનનો પરચો થયો, કવિનું જીવન દિવ્ય બન્યું અને એમનાં કાવ્યો આજે આપણને યોગ્ય માર્ગ-દર્શન કરી રહ્યાં છે.

અને જીવનની એવી ધુન માટે મીરાંએ મેવાડના રાણાનો પ્રશંસનીય ત્યાગ સ્વીકાર્યો. એ ધુન માટે બારીક, કિંમતી ચુંદડીનો ત્યાગ કરી, મીરાં કાળી કાંબળી ઓઢી, સ્ત્રી-પુરુષનાં ભેદભાવથી પર થઈ, સાધુવિરાગીના ટોળામાં સતસંગ કરવા જાય અને એમની સાથે કૃષ્ણભકિતના તાનમાં એકતાન બને — ત્યાં મીરાંના દિવ્ય જીવનનો આપણને અદ્‌ભુત અનુભવ થાય છે. લાગણી અને કોમળતાના અભાવે કઠણ થયેલાં માનવીનાં હૈયાંને ઈશ્વરી આકર્ષણ શકિતનો કાંઈક ખ્યાલ આપે છે.

પછી તો આનંદઘનની આશાવરી લ્યો, ભોજા ભગતના ચાબખા લ્યો, ધીરાની કાફી લ્યો કે રાજચંદ્રનું ‘ અપૂર્વ એવો અવસર ક્યારે આવશે ’ કાવ્ય લ્યો, અહીંયાં આપણને મનુષ્ય જીવનમાં રહેલો ઈશ્વરીઅંશ દેખાય છે.

જે શેકસપીઅરની અજબ બુદ્ધિશક્તિએ મનુષ્યના માનસનાં સર્વગ્રાહી સત્યનું અવલોકન કર્યું તે બુદ્ધિની તીક્ષ્ણતામાં દિવ્યતા હતી. જગત અને જગતનાં માનવી આ કવિએ જોયા. જગત સારું પણ દેખાયું અને નરસું પણ દેખાયું. જીવનનો અંત આનંદીપણ લાગ્યો અને કરુણ પણ લાગ્યો. પ્રેમીઓનો પ્રેમ વાસ્તવિક પણ લાગ્યો અને વ્યર્થ પણ જણાયો. જગતમાં પાપ પણ દેખાયું અને પુણ્ય પણ દેખાયું. પાપનો વિજય જણાયો અને પુણ્યની હાર થતી જણાઈ. સંસારના સામાન્ય માણસો સાથે રહેતાં છતાંય શેકસપીઅર જાણે ઉંચે આકાશે બેઠો બેઠો આખીય માનવ-

જાતનું, માનવજાતના વ્યવહારનું પૃથક્કરણ કરતો હોય એમ આપણને શું નથી લાગતું? એ ઘડીમાં મહાન કાવ્યકાર બને છે. ઘડીકમાં માનવજાતનો મહાન શિક્ષક બને છે. ઘડીકમાં નિષ્પક્ષપાતી જ્ઞાની બને છે અને જીવનના અન્તમાં પ્રૉસપેરોના સ્વરૂપમાં કવિ સર્વને પાપની માફી આપે છે અને પોતાનાં પાપની માફી ચાહે છે. સૌને વિસરી જઈ શાન્તિથી સંસાર છોડે છે. શેકસપીઅરના આખાય જીવનમાં જે શકિતનું આપણને ગૌરવ જણાય છે તે શકિત માત્ર કાવ્યશકિત યા અવલોકનશકિતજ નથી પરન્તુ તે શકિતની પાછળ રહેલા સનાતન ઐશ્વર્યનો આપણને કાંઈક અનુભવ થયાજ કરે છે.

પ્રત્યેક કવિના જીવનનો ચિતાર અત્રે અસ્થાને થશે તેમજ વાચકને અપ્રિય પણ થઈ પડે. પ્રકૃતિ પ્રત્યેની અને મનુષ્યજાત પ્રત્યેની કવિની ફરજ કેવી હોવી જોઈએ અને આ ફરજપૂર્ણ કરી માનવજાતની સેવા કેમ કરી શકાય તે આપણે ટૂંકમાં નિહાળીએ.

ઉચ્ચ કાવ્ય સર્જવા કવિએ ઉચ્ચ જીવન જીવવાનું રહ્યું. જ્યાં અંતરાત્માનું સાચું કાવ્ય છે, ત્યાં કવિને નથી હોતી જરૂર કોઈ કેફી ચીજની કે નથી હોતી જરૂર કોઈ બાહ્ય અનુકૂલ પ્રસંગ યા સંજોગની. જીવનમાં જરૂરી સંયમ વિના મનુષ્ય જાત ન સમજે કવિને કે ન સમજે એના કાવ્યને. વ્યકિતપ્રભાવવિના કવિ પોતાની ફરજને પૂર્ણ નથી કરી શકતો. તે વ્યકિતપ્રભાવ સારુ કવિએ ઉચ્ચ જીવન જીવવું જરૂરી બને છે.

કવિએ પોતાનાં કાવ્યની ઉપયોગીતા જન-સમાજ અર્થે બને એટલી વધારવી. કેવળ પોતાનીજ ઇચ્છા સંતોષવા, કેવળ પોતાનો સંકુચિત વિચાર દર્શાવવા, કેવળ પોતાનુંજ અપૂર્ણ, એકદેશીય મંતવ્ય દર્શાવવા કવિ કાવ્ય રચે તો તે કાવ્યનું આયુષ્ય ઓછું થાય.

કોઇ જગતમાન્ય કવિ છે. કોઈ રાષ્ટ્રમાન્ય કવિ છે. કોઈ પોતાની ભાષાનો કવિ છે. કોઇ ચીરકાળ રહે એવાં કાવ્યો સર્જે છે. કોઈ પોતાના યુગ માટેજ કાવ્ય સર્જે છે. કોઇ પોતાના રાષ્ટ્રના ચોતરફી વિકાસ માટે કાવ્ય સર્જે છે, તો કોઈ શુદ્ધ જ્ઞાન અર્થે કાવ્ય સર્જે છે. જગતમાન્ય કવિ દૃષ્ટા છે. કારણ કે એને દેશનું અને ભાષાનું વ્યર્થ અભિમાન નથી હોતું. રાષ્ટ્રમાન્ય કવિ રાષ્ટ્ર તરફ યોગ્ય ફરજ બજાવે છતાંય રાષ્ટ્રને અવળે પંથે પણ દોરે. સાહિત્ય, અને કાવ્ય, રાષ્ટ્રનું, જગતનું ઘડતર ઘડે છે. કવિની જવાબદારી વિશેષ છે. પોતાની ભાષા પ્રત્યેની અને રાષ્ટ્ર પ્રત્યેની ફરજ પૂર્ણ કરી પ્રત્યેક કવિનું અંતિમ ધ્યેય જગતઉપયોગી કાવ્ય સર્જવાનું હોવું જોઈએ. માનવજાતને યોગ્ય દિશા દર્શાવવા કવિએ સદાય જાગૃત રહેવું જોઇએ. વિશાળ દૃષ્ટિબિન્દુ રાખવું, સૌના કલ્યાણની વાંચ્છના રાખવી, જીવન ત્યાગ અને સંયમયુકત રાખવું અને પછી કાવ્યદ્વારા માનવપ્રાણીને સાર્વત્રિક ભ્રાતૃભાવનો ઉપદેશ આપવો. કાવ્યની સરલતા, ગંભીરતા, અને પ્રિયતા વધારતા જવું. કલ્પનાશકિતને વાસ્તવિકતાથી ભિન્ન નહિ રાખવી.

કોઈ કવિ બુદ્ધિથી કાવ્ય સર્જે છે, તો કોઈ હૃદયથી તો કોઈ આત્માથી કાવ્ય સર્જે છે. સાચું કાવ્ય દિવ્ય છે, જે ગાતાં કવિ દિવ્ય બને છે, અને જે સાંભળતાં માનવજાત દિવ્યતાને પંથે દોરાય છે. એટલે કવિ યુગદૃષ્ટા છે અને એથી તે યુગસૃષ્ટા બને છે.

કવિ યુગને ઘડી શકે કે યુગ કવિનાં કાવ્યને ઘડી શકે? આ એક વિવાદસ્પદ પ્રશ્ન છે. જે યુગમાં જેવા કવિઓ થયા તેવો તે યુગ બન્યો કે યુગને અનુસાર કવિઓનાં કાવ્ય ઘડાયાં? અહીં જવાબ આપવો સહેલો છે. પણ સત્ય દર્શાવવું મુશ્કેલ છે. જર્મનીની પરિસ્થિતિએ ગેટેનું કાવ્ય મહાન બનાવ્યું કે ગેટેનાં કાવ્યે

જર્મનીની મહત્તા વધારી? વિનાશ પામતી ભરતખંડની પુરાણી સંસ્કૃતિ અને નષ્ટ પામતા આત્મજ્ઞાન તરફ કવિવર્ય ટાગોરનું લક્ષ ખેંચાયું અને તેથી કાવ્યો રચાયાં કે કવિવર્યના ગીતથી ભરતખંડમાં નવીન યુગ આવ્યો?

વાસ્તવિક જવાબ એ છે કે આપણે અહીં બે સૂત્રોનું સમાધાન કરવાનું રહ્યું; મહાન પુરુષને આધિન કાળ કે કાળને આધિન મહાપુરુષ? કાળ એ કારણભૂત બને છે. કવિ હથિયાર કે સાધન બને છે અને પ્રકૃતિ કાળ અનુસાર કવિ પાસે કાવ્ય સર્જાવે છે. વિકાસના નિયમને સૌ કોઈ અનુસરે છે. એટલે આ નિયમને વાસ્તવિક રીતે અનુસરી પોતાનું કાર્ય પૂર્ણ કરી દિવ્ય જીવનનો આદર્શ માનવજાત સમક્ષ કવિએ રજૂ કરવો જોઈએ.

# જીવનમાં ધર્મનું સ્થાન

જગતને દિવ્યતાને પંથે લઈ જવામાં આપણે પ્રેમી સંસારીઓની અને કવિની પ્રવૃત્તિ નિહાળી. હવે આપણે ત્યાગી, સંન્યાસી અને યોગીની પ્રવૃત્તિનો ખ્યાલ કરીએ. આ ભિન્ન પ્રકારના પુરુષોને આપણે એક સામાન્ય સંજ્ઞા આપીશું અને તે અધ્યાત્મવાદીની. કારણ કે, બધાય ભિન્ન પ્રકારના ધર્મનું અંતિમ લક્ષ્ય જીવનને દિવ્ય બનાવવાનું અને જગતના પ્રાણીઓને વિકાસપંથે લઈ જવાનું છે.

કવિના હૃદયમાં કવિતા કેવી રીતે સમાએલી છે અને તેના હૃદય સાથે કુદરતનો કેવો અદૃશ્ય સંબંધ હોય છે તે વસ્તુસ્થિતિ સાથે અધ્યાત્મવાદીના હૃદય અને કુદરતની લીલાના સંબંધને નજીકની સમાનતા છે. અધ્યાત્મવાદીને આંતર જીવન અને બાહ્ય જીવનમાં ભિન્નભિન્ન અનુભવ થયાજ કરે છે. પોતાના આંતર જીવનનું બારીક નિરીક્ષણ કરવામાં યોગીનો ઘણોખરો સમય પસાર થાય છે. આંતરજીવનના બારીક નિરીક્ષણ પછી યોગી પોતાના સમસ્ત આંતર તેમજ બાહ્ય જીવન પર સત્તા ચલાવે છે. મન, બુદ્ધિ અને આત્માના અભ્યાસ અને અનુભવ પછી યોગીના મન દેહ અને આત્મા દિવ્ય બને છે. એ દિવ્યતાની અદ્ભુત અસર યોગીની આસપાસના લોકો પર થયાજ કરે છે. આ અદ્ભુત વિકાસબળથી આંતર અને બાહ્ય જીવન દિવ્ય સાંકળથી જોડાય છે. પણ કેવળ વ્યક્તિગત વિકાસ અર્થે જીવન જીવવું એતો એકલપેટો સ્વાર્થ છે. આપણું જીવન જ્યાં સુધી જગતને ઉપયોગી ન થાય ત્યાં સુધી જીવનનો હેતુ ઉચ્ચ નજ કહેવાય.

આવીજ પરિસ્થિતિ સંન્યાસનો વિચાર કરનારા મનુષ્યની

હોય છે. જગતના વ્યવહાર પ્રત્યે અસંતોષ અને ગ્લાનિ ઉત્પન્ન થાય, સંસારસાગરની વ્યર્થતાના વિચાર રાત્રિદિન મનમાં આવ્યાજ કરે, મનુષ્યોના જીવન પાશવી અપૂર્ણતાથી ભરપૂર જણાય. આવા અનેક બાહ્ય કારણોથી, સત્યની શોધ માટે મનુષ્યને ત્યાગનું સાધન ઉચ્ચ જણાય છે.

જગતના સ્નેહમાં નિરાશ બનેલું, વ્યવહાર જીવનમાં નિષ્ફળ બનેલું, પ્રિયજનના વિયોગથી વિયોગી બનેલું, જીવનની હજારો પ્રકારની મુંઝવણથી મુંઝાયેલું, ભોગ, મૈથુન, નિદ્રા અને ભયના સામ્રાજ્યને ચારે તરફ ફેલાઈ રહેલા જોઈને દિવ્ય, સદા સુખાકારી, શાન્તિપ્રદ સત્યની શોધ કરતું માનવીનું હૈયું સંન્યાસ સ્વીકારે છે.

અથવા તો ચાલુ વિપત્તિથી મુક્ત થઈ કોઈ આશ્વાસનની ખાતર, યા તો કોઈ આઘાતની વેદના વિસરવા, કે પછી સહેલું અને સરળ જીવન જીવવા, કે દિવ્ય જ્ઞાનની ક્ષુધા ખાતર મનુષ્યના મનમાં ત્યાગનું ઉર્મિબળ પ્રબળ બને છે.

આવાં ભિન્નભિન્ન કારણોથી મનુષ્યને જગતપર વિરાગ ઉદ્દભવે છે અને જીવનના અંતિમ શ્રેય અર્થે મનુષ્ય પોતાનો પંથ જગતના સામાન્ય પ્રાણીથી નિરાળો બનાવે છે. જગતના વાસ્તવિક અનુભવ અને અવલોકન પછી, કેવળ દિવ્યતા પામવા માટેજ સ્વીકારેલો ત્યાગ એ મહાકોટીનો ત્યાગ છે. પણ સાચી વાતતો એ છે કે કારણવિના કાર્યનો સંભવ નથી. અને ત્યાગ માટેનું કારણ એ કાંઇ નિશ્ચિત, કે નિયમિત વસ્તુ નથી.

જે કારણથી બુદ્ધદેવે અને મહાવીરે જગત ત્યાગ્યું તેજ કારણથી ભર્તૃહરિએ જગત ન્હોતું ત્યાગ્યું. સામાન્ય રીતે જો કે કારણવિના ત્યાગ નથી, તો પણ શુદ્ધ વિરાગ અને કારણ વિરાગના

ભેદ સમજી શકાય છે. મધ્યરાત્રિએ પ્રિયા, અને પ્રિયપુત્રને છોડી, સિદ્ધાર્થ સુખી મહેલાતને છોડી, છેલ્લા પ્રણિપાત કરે છે. તે ક્ષણે સિદ્ધાર્થના હૈયામાં શું મંથન થયું હશે? તે ક્ષણે એમણે પ્રિયા અને પુત્ર પ્રતિ કેટલી સ્નેહદૃષ્ટિઓ ફેંકી હશે? મહેલાત તરફ કેટલીવાર નિરીક્ષણ કર્યું હશે? તેમને શું યાદ નહિ આવ્યું હોય? એમની એક આંખ પલંગે પોઢેલી પ્રિયા અને બાળક તરફ જોઈ રહી અને એમની બીજી આંખે અગણિત યુગોથી પીડાતી અખિલ માનવજાત આવી ઉભી. દિવ્યતા પામવા, માનવજીવનને દિવ્યતા દર્શાવવા ઇશ્વરીપ્રેરણાને આધીન થઈ સિદ્ધાર્થ પલંગે પોઢેલી પ્રિયા અને પ્રિય બાળકને છોડી ધીરે ધીરે નીચે ઉતરે છે, અને સનાતન સત્ય શોધવા પોતાના પુરનો અને પરિવારનો ત્યાગ કરે છે.

પછી તો ઇતિહાસ સૌને પરિચિત છે. દિવ્યતા અર્થે એમણે અકથ્ય આપદા સહી, તપશ્ચર્યા આદરી, રાત્રિદિન જગતની વ્યર્થતાના, સંસારની અસારતાના વિચારમાં ગાળ્યા. અંતે સિદ્ધાર્થ બુદ્ધ થયા. યુગધર્મની સ્થાપના કરી અને કાળને આધીન કર્યો. અહિંસાનું રહસ્ય માનવજાતને સમજાવ્યું અને દિવ્યતાના આધાર-વિહોણી વિમાર્ગે જતી માનવજાતને બચાવી લીધી.

બુદ્ધપ્રભુ પૂર્વે થઈ ગયેલા મહાત્યાગી મહાવીરના જીવનમાં એક દૃષ્ટિપાત કરીએ. જન્મવિરાગી મહાવીર બાહ્યવિરાગી બને છે. દિવ્યતાની જાગૃતિઅર્થે અઘોર તપઃશ્ચર્યા આદરે છે. જીવન-વિકાસમાં આડે આવેલી મહાપર્વતસમી મુશ્કેલી વીરપ્રભુ અવર્ણ-નીય શક્તિ અને અદ્‌ભુત ધૈર્યથી સહન કરે છે. ઉત્કૃષ્ટ કોટીના ત્યાગને સ્વીકારી આત્માની અપરિમિત શકિતનો પોતે આવિર્ભાવ કરે છે. શોક અને મોહથી પીડાતી મનુષ્યજાતને ત્યાગ અને વિરા-

ગમાં રહેલા શાન્તિ અને સુખ દર્શાવે છે. કર્મની ગતિ પર સત્તા સ્થાપી મહાપ્રભુ દિવ્યતા અનુભવે છે; અને કર્મની ગતિને આધીન જીવોને કર્મ સામે યુદ્ધ આરંભવા અદ્ભુત શિક્ષણ આપે છે.

લાખો માનવમેદની સમક્ષ વીરની વાણી સૌને એકાગ્ર બનાવે છે, સૌનાં અંતર ખેંચે છે, એ વાણી સૂણતાં સૌનાં હૃદયમાં દિવ્યતાનો સંચાર થાય છે. આત્મજાગૃતિ થતાં સૌની આંખો અશ્રુભીની બને છે. એમની વાણી એ એમની માનવજીવનની મહા સેવા. એમના આજના ભકતો એ વાણીનું રહસ્ય સમજી શકતા નથી. એ ભકતોના સાધુઓ વીરની વાણીને સમજાવી શકતા નથી.

આ સાધુઓ સંકુચિત દૃષ્ટિબિન્દુએ જોતાં જૈન ધર્મનું વિશાલ સત્ય સમજતા નથી, સમજાવી શકતા નથી. વ્યર્થ જીવન–ગૌરવ અર્થે, નિરર્થક અને ઝીણીઝીણી બાબતોમાં પરસ્પર કલહ અને કડવાશ સમાજમાં ફેલાવી રહ્યા છે. સમાજમાં સ્નેહ અને સહકાર સ્થાપીને સંગઠન સાધવાને બદલે સમાજને છિન્નભિન્ન કરી રહ્યા છે. ધર્મના ઝગડા એમણે ઘરે ઘરે અને કુટુંબે કુટુંબે દાખલ કર્યા છે. એમને આડમ્બર અને દેખાવ પ્રિય છે, ત્યાગ સ્વીકાર્યા છતાંય શિષ્યની વૃદ્ધિ કરવી, એ એમના જીવનની મહાન મમતા છે. આગમના ઉંડા અભ્યાસમાં ઉતર્યા છતાંય આત્માનું રહસ્ય એ અનુભવી શકતા નથી. કારણકે, એ અભ્યાસને અંતે આપણા આજના સાધુઓ પંડિતાઈના ડોળમાં વિવાદો કરે છે, એકમેકની નિરંકુશપણે નિન્દા કરે છે, એકમેકને અનહદ તિરસ્કારની દૃષ્ટિથી દેખે છે. આ સાધુઓએ એમના વાડા સર્જાવ્યા છે, એ વાડામાં એમણે વધારો કર્યો છે, એ વાડામાં એ રહે છે. અને એમના ભકતોને વાડામાં પૂરી રાખે છે. આથી વિશાળ જૈન ધર્મને કોણ સમજાવે ?

જ્યારે આ સાધુઓ પોતાનાં સંકુચિત ક્ષેત્રમાંથી બહાર આવી વિશાલ ભ્રાતૃભાવનું શિક્ષણ આપશે, જ્યારે ધર્મના નમાલા ઝગડા પતાવી સ્નેહ અને સહકાર સ્થાપશે, જ્યારે પંડિતાઈ અને જ્ઞાનનું અભિમાન વિસરી આત્માનાં ઐક્યનો અને પ્રેમનો અનુભવ કરશે અને જ્યારે આજના છિન્નભિન્ન થયેલા જૈન સમાજને એક અને અવિભક્ત બનાવશે ત્યારે એ વીર પ્રભુની વાણીનું રહસ્ય સાધુઓ સમજશે અને એથી એમની જાતનું, સમાજનું અને ધર્મનું ખરેખરૂં કલ્યાણ કરી શકશે.

પીંગળાની પવિત્રતામાં લાગેલું કલંક દેખી ભર્તૃહરિને ભયંકર ક્રોધજ્વાળા પ્રગટી અને એમના શિર પર વજ્ર પડ્યું હોય એવી પીડા થઈ. એમનું હૃદય સ્નેહરસ વિહોણું બન્યું. જે પ્રિયા પાછળ પોતાનું સારુંય પ્રિય ખરચી નાંખ્યું, જેના સ્નેહ અને સન્માન અર્થે વ્હાલા ભાઈને દેશવટો દીધો, જેના સૌન્દર્ય અને બન્ધનમાં બધુંય સમર્પણ કર્યું, તેજ અવિવેકી પીંગળાએ કામના પ્રબળ વેગથી વિમુકત થવા ભર્તૃહરિને ભૂલીને અશ્વપાળની ચારી કરી. એ તાદ્દશ્ય દ્દશ્ય નિહાળતા ઉજ્જયિનીના અધિપતિના આખાય માનસને અવર્ણનીય આઘાત લાગે છે. ભાઈ યાદ આવે છે, આખી સ્ત્રી જાતની નબળાઈ એમની આંખ આગળ તરવરી રહે છે અને એ નબળાઈ પર પોતે ફિટકાર વર્ષાવે છે. આ આઘાતને વિસરવા અને જીવનનો મહિમા જાણવા, જે કામભાવથી પોતાની પ્રિયા પોતાને વફાદાર ન રહી શકી તે કામભાવનું રહસ્ય જાણવા ભર્તૃહરિ પોતાની પ્રિયાનો ત્યાગ કરે છે, ગુરુ શોધે છે અને જ્ઞાન-પ્રાપ્તિ કરે છે. જગતનાં શ્રેય અર્થે ત્યાગ, વિરાગ અને કામ વગેરેમાં રહેલા સત્યનો આપણને ખ્યાલ આપે છે. એમનું શતક આપણને જીવન–વ્યવહારમાં સહાય્યભૂત થાય છે.

કઈ એ શક્તિ હતી કે જેણે સિદ્ધાર્થને ગૃહત્યાગ કરવા પ્રેર્યા? કઈ એ શક્તિ હતી કે જેણે ભર્તૃહરિને રાજ્ય ત્યાગવા પ્રેરણા કરી? અને કઈ એ શક્તિ હતી કે જેણે કવિઓને મહાન કાવ્યો બનાવવા પ્રેર્યા? આ ત્રણે શક્તિ એજ સત્ય છે કે એ પાછળ કોઈ અન્ય સત્ય આવેલું હશે? આ ત્રણે શક્તિને એકજ ઈશ્વરી સત્ય કે દિવ્ય શક્તિ કહી શકાય? વ્યક્તિગત વિકાસ અનુસાર આ શક્તિ આઘાત, પ્રત્યાઘાત સદાય પામે છે. આ બારીક સત્યની શોધમાં આપણને સારાય વિશ્વમાં અસ્તિત્વ ધરતી, અભેદ, દિવ્ય શક્તિનો કાંઈક અસ્પષ્ટ અને અકથ્ય પરિચય થયા વિના નહિ રહે. એ શક્તિ એના ઉચ્ચ સ્વરૂપમાં દૈવી પ્રકૃતિ છે, એના નીચ સ્વરૂપમાં આસુરી બળ છે. જે આ પ્રકૃતિનો પિતા બને તે પરમાત્મા બને અને દિવ્ય જીવન મ્હાલે. જે આ પ્રકૃતિને આધીન થાય તેનું જીવન વ્યર્થ નિવડે. જે આ પ્રકૃતિને સમજે, અને તે સાથે યોગ્ય સહકાર આપે તે નિષ્કામી, વ્યવહારૂં જીવન ગુજારી શકે.

પ્રકૃતિને કબજે કરી ભિષ્મ પિતામહે મહાવ્રત સ્વીકાર્યું અને તે સંપૂર્ણ રીતે પાળ્યું. નૈષ્ઠિક બ્રહ્મચર્યના પ્રભાવે ભિષ્મની પ્રતિભા અદ્‌ભુત અને અલૌકિક બની. કૌરવોના પાલક પિતા બન્યા. પોતાને વંશ કે વારસની ઈચ્છા ન્હોતી, રાજ્યસત્તાનો મોહ ન્હોતો. કૌરવ અને પાંડવ આગળ તેમનાં ગૌરવ અને સન્માન અથાગ હતાં. એ દિવ્ય પ્રતિભા, પ્રબલ યુદ્ધશક્તિ, એમના નિશ્ચય અને વ્રતને આધારે હતી.

ધનંજયનું બાણ વાગતાં પિતા ઘાયલ થાય છે. પિતામહની હત્યાના કારણે ધનંજયની આંખથી અશ્રુ સરે છે. પિતા ઉપદેશ દે છે, મૃત્યુદૂત પાછો જાય છે ... મહાભારતના શાન્તિપર્વમાં

પિતામહનો ઉપદેશ ધનંજય અને શ્રીકૃષ્ણ એક ધ્યાને સાંભળે છે. એમાં માનવ જાતને પ્રગતિના પંથે લઈ જવાનો ઉપદેશ છે.

પ્રભુના પુત્ર તરીકે અંતસુધીનું જીવન વ્યતીત કરનાર મહા પ્રભુ ક્રાઈસ્ટને આપણે નજ ભૂલી શકીએ. બાલ્યાવસ્થાથીજ એ દિવ્ય પ્રેરણા પામ્યા હતા. એમનું આંતરજીવન અદ્‌ભુત પવિત્રતાથી ભર્યું હતું. એમના હૃદયની કોમળતા સારીય માનવજાતને અસર કરી રહી છે. દિવ્યતા પામવા અને માનવજાતને એ પંથે દોરવા એમણે ભૂખ, તરસ અને અસહ્ય આપદા સહ્યા. દુશ્મનોની પ્રત્યેક પ્રકારની હેરાનગતિ સહી. પણ દરેકમાં એમણે ભગવાનન દર્શન કર્યા. પ્રભુના સંયોગે એમણે અનહદ આનંદ અનુભવ્યો. પ્રભુના વિયોગે એમની આંખથી અશ્રુ સર્યાં. શિષ્યો કર્યા અને શિક્ષણ અર્પ્યું. ઠેકઠેકાણે ભમીભમી ઉપદેશ આપ્યો. માનવ-જાતના દુઃખ દૂર કરવા એમણે દુઃખીને આશ્વાસન આપ્યું અને સુખીને શિખામણ આપી. વ્યવહારમાં ધર્મનો ઉપદેશ આપ્યો. મનુષ્ય મનુષ્ય વચ્ચેના ફરજ અને ધર્મ સમજાવ્યા. નિરંતર સ્નેહ, સ્વાર્થત્યાગ, પુનિત જીવન અને ભ્રાતૃભાવનો ઉપદેશ આપ્યો. એમની પ્રતિભાએ એમના ઉપદેશનું અસ્તિત્વ આજે ટકાવી રાખ્યું છે. એમના ઉપદેશની સરલતા એ એમના ઉપદેશની ઉપયોગિતા અને ભવ્યતા દર્શાવે છે. ક્રાઈસ્ટે માનવ-જાતને દિવ્ય બનાવવા અગત્યનો ફાળો આપ્યો છે. એમનું મહાકર્તવ્ય માનવજાતના વિકાસ–ઇતિહાસમાં સદાય સોનેરી અક્ષરે લખાઈ રહેશે.

જગતના અંતિમ રહસ્યને વાસ્તવિક રીતે પિછાનવા જેને મન મહા મુરાદ છે તેનો પંથ સદાય નિરાળોજ રહે છે. નિર્દોષત અને નિખાલસતાથી જીવન વ્યતિત કરી અગોચર સત્ય પિછાનવ

મહાપુરુષોએ જીવન વ્યતીત કર્યું છે. શાશ્વત અને સનાતન સત્યને જાણવું અશકય છે. જેને સત્યના જે અંશની વિશેષ અસર થઈ છે તેણે તે સત્યપર વિશેષ ભાર દઈ તે સત્ય માનવ-જીવનના શ્રેયઅર્થે રજૂ કર્યું છે.

બુદ્ધદેવે સંસારની અસારતા પર ભાર દીધો, મહાવીરે જીવનના ઉચ્ચવિકાસઅર્થે ત્યાગ અને વિરાગ પર ભાર મૂકયો, માનવજાત વચ્ચે સદાય સ્નેહ અને સેવાની વૃદ્ધિ થાય તેવા સત્ય ઉપર ક્રાઈસ્ટ મહા પ્રભુએ ભાર મૂકયો. જ્ઞાન એ અંતિમ સત્ય છે, એ સૂત્ર સિદ્ધ કરી શંકર ભગવાને અદ્વૈતવાદમાં રહેલી રસિકતા માનવ જાતને દર્શાવી. મૂર્તિપૂજામાં વધી પડેલાં પાપ અને અંધશ્રદ્ધા સામે પયગમ્બરે બાંગ પૂકારી. ક્રીશ્રીઆનીટીમાં વધી પડેલાં અસત્ય અને અધમતા સામે વીર લ્યુથરે યુદ્ધ આરંભ્યું. ગુજરાત, મહારાષ્ટ્ર, અને બંગાલમાં ભક્તકવિઓ થયા. ચૈતન્ય મહા પ્રભુએ ભકિતનું સંપૂર્ણ સત્ય દર્શાવ્યું.

સાંપ્રત કાળની શરૂઆત થઈ. યુગસર્જવા મહાપુરુષો ઉત્પન્ન થયા. હિન્દની પુરાણી સંસ્કૃતિ અને પશ્ચિમની સંસ્કૃતિનો સમન્વય કરી યોગ્ય અને અનુકૂળ સંપ્રદાય સ્થાપવા બ્રહ્મ સમાજના પુરુષો બંગાલમાં ઉત્પન્ન થયા. વેદ ધર્મના પુનરૂદ્ધાર અર્થે ઝંડાધારીનો અવતાર થયો. અખંડ અને નૈષ્ઠિક બ્રહ્મચર્યના પ્રભાવે દયાનંદ સ્વામીની પ્રતિભા અદ્ભુત અને આકર્ષક બની. સરસ્વતી અને સંયમના સાધનોથી એમણે યુગ સર્જ્યો. યુગ સર્જવા એમને બાલ્યાવસ્થાથી પ્રેરણા મળી, એ પ્રેરણાથી ગૃહનો ત્યાગ કર્યો. વર્ષો સુધી વેદાધ્યયન કર્યું, આત્મબળ જાગૃત થયું અને પોતાને થયેલા સત્યનો ઉપદેશ વિમાર્ગે જતી પૂર્વની પ્રજાને આપ્યો.

તેમના સમકાલીન હતા પરમહંસ રામકૃષ્ણ. તેમનો પંથ ભિન્ન હતો. મહાકાળીને એમણે પ્રભુ પેઠે પૂજ્યા, પોતાની પત્ની સાથે રહી બ્રહ્મચર્ય સિદ્ધ કર્યું. દરેક મનુષ્યજીવનમાં એમને મહાકાળીની એક અને અખંડ શકિત કાર્ય કરતી જણાઈ. પ્રભુની ઝંખનામાં એમની આંખથી અશ્રુ સરતાં. નરેન્દ્રના સંગીતથી એમના હૃદયની કોમળતાનો અદ્ભુત આવિર્ભાવ થતો અને કૃષ્ણની પ્રિયા બનવાના કોડે એમણે કંચનકામીનીને સમૂળગા વિસારી મૂકયા. સર્વને સ્નેહ-ભાવથી દેખતા અને એમને જોઈ સર્વ આકર્ષણ પામતા. એ આકર્ષણશકિતએ નરેન્દ્રને વિવેકાનંદ બનાવ્યો. અજ્ઞાની ગુરુએ પદવીધારી શિષ્યમાં આત્મઓજસ જાગૃત કર્યું. વિવેકાનંદના ઉપદેશે જગતની અપૂર્વ સેવા કરી. પરમહંસના જીવનનો સંક્ષિપ્ત વિચાર આપણે હવે પછી કરીશું.

પછી થયા સ્વામી રામ. વિવેકાનંદની ઉપદેશક શકિત એમનામાં હતી. શંકર પ્રભુનું જ્ઞાન એમનામાં હતું અને પરમહંસ સ્વામીની ભકિત એમનામાં હતી. અવર્ણનીય હાડમારીમાં દુ:ખને સહી પ્રભુ-પ્રાપ્તિ કરી. અજ્ઞાની ગુરુને બહુ સ્નેહ અને સન્માનથી પૂજ્યા. સહૃદયતા એમના અણુએ અણુમાં હતી. જીવન-પરિવર્ત્તન કરવા સુખ અને વ્યવહાર છોડ્યા. આત્મીય અવસ્થામાં સ્વામી કવિ બન્યા. દિવ્યતા તરફ માનવ જાતને લઈ જવા સ્વામીનું સ્વાર્પણ અજબ છે.

એ પૂર્વે થયેલા શ્રીમદ્ રાજચંદ્રને આપણે નજ વિસરી શકીએ. અગાધ સ્મરણશકિતથી એમણે સૌને આકર્ષ્યા. શ્રીમદ્ જ્ઞાની, વિચારક, તત્ત્વશોધક અને કવી હતા. કોઈ પણ પ્રકારના વાદમાં, ચર્ચામાં એમણે સમયનો દુરુપયોગ કર્યો નહિ. એમણે આત્મસત્યનું શોધન કર્યું. એ સત્ય શોધવા ઝવેરાતનો ધિકતો ધંધો

છોડ્યો, એકાન્ત સ્થળે રહ્યા, ત્યાગ, અને તપઃશ્ચર્યા સ્વીકાર્યા. આત્મજાગૃતિ અર્થે અમૂલ્ય કાવ્યો સર્જ્યા. જૈન ધર્મમાં એકત્વ અને વિશાલતા સ્થાપવા એમનો પ્રયાસ ખરેજ વિરલ હતો. એમના જીવનનો સંક્ષિપ્ત વિચાર પણ કરીશું.

લોકમાન્ય તિલકનો યુગ આવ્યો. નિષ્કામ કર્મયોગનું અંતિમ રહસ્ય જણાવવા એમનો ભગીરથ પ્રયાસ ઇતિહાસને પાને અંકિત રહેશે. વ્યવહાર, નીતિ અને ધર્મમાં એકજ પ્રકારનું રહેલું સત્ય એમણે દર્શાવ્યું. ગીતા વાંચી અને વિચારી. ભરતખંડના શ્રેય અર્થે, માનવ જાતના અંતિમ શ્રેય અર્થે, પુરુષાર્થમાં એમણે આત્માની અદ્ભુત, અલિપ્ત અને નિરાળી પરિસ્થિતિનું સત્ય સોધવા સૌને પ્રેરણા આપી. કર્મમાં આત્મભાવ જાગૃત કર્યો. હિન્સા અને અહિન્સાનું સત્ય સમજાવ્યું અને તે સાથે એમણે જગતનો જીવન વ્યવહાર નક્કી કરી બતાવ્યો. પ્રત્યેક કર્મ એમને મન જીવન-સ્વાર્થ સારુ ન્હોતું. પ્રત્યેક કર્મ એમને મન વ્યક્તિ અને સમષ્ટિના અંતિમ વિકાસ વાસ્તે હતું. વ્યવહારધર્મમાં રહેલા સત્યનો અને સન્યાસ ધર્મમાં રહેલા સત્યનો એકજ સંબંધ એમણે સિદ્ધ કર્યો. હિન્દવાશીઓને એમની સ્વતંત્રતા માટે જે પંથ અત્યાર સુધી દુષ્કર અને અસ્પષ્ટ જણાતો તે પંથ તેમણે સરળ બનાવ્યો. તે પંથે પસાર થવા ભારતના નરનારીને એમણે પ્રાણ અને પ્રેરણા અર્પ્યા. એ પંથ એજ ધર્મ હતો.

એમના સમકાલીન શ્રી અરવિન્દ. બાલપણનું એમનું અદ્ભુત બુદ્ધિબળ, યૌવન સમયની એમની દેશદાઝ અને પછીના જીવનમાં દિવ્યતા અર્થે એમણે આદરેલો અણનમ યોગ—એ એમના જીવનની અદ્ભુત આશ્ચર્યકારક ઘટના છે. પોતાની પત્નીને લખેલા પત્રો એમના જીવનલક્ષ્યનું રહસ્ય દર્શાવે છે. આજ પચ્ચીસ

વર્ષથી પોન્ડીચરીના ખુણે એકાન્તમાં નિવાસ કરી, શ્રી અરવિન્દ આખીય માનવ જાતના દિવ્ય પરિવર્તન અર્થે અદ્ભુત યોગ આદરી રહ્યા છે. એમની દૃષ્ટિ સર્વગ્રાહી અને દિવ્ય છે. એમની પ્રતિભા લોહચુમ્બક પેઠે સર્વને ખેંચી રહી છે. એમનો ભાવિ કાર્યક્રમ જાણવા પૂર્વ અને પશ્ચિમની પ્રજા આતુરતાથી રાહ જોઈ રહી છે. આપણે આશા રાખીએ કે શ્રી અરવિન્દ એમની એકલતાનો ત્યાગ કરી માનવ જાતના શ્રેય અર્થે ભગીરથ પ્રયાસ આદરશે.

અને મહાપદવી પામેલા મહાત્મા મોહનદાસ ગાંધીને કોણ નથી પિછાણતું ? અંતરની જાગૃતિ એમણે બાલ્યાવસ્થાથી અનુભવી હતી. નીતિ અને અનીતિ, સત્ય અને અસત્ય, ધર્મ અને કર્મ વગેરેમાં રહેલી ભિન્નતા સમજાવનારા આપણા કર્મ યોગીની આંતરશકિત અત્યંત તીક્ષ્ણ અને અસામાન્ય છે. સત્ય શોધવા એમણે ત્યાગ અને સાદાઈ સ્વીકાર્યાં, ભૂખપીડિત અને અનેક યાતના સહેતી ભારતીની પ્રજા દેખી એમનું અંતર આર્દ્ર બન્યું....

સંકુચિત વ્યકિતવિકાસ સારુ જીવન નહિ ગાળતાં એમણે સેવાધર્મ સ્વીકાર્યો, સહૃદયતા અને સચ્ચાઈ જીવનભર સ્વીકાર્યાં. વ્યવહારમાં ધર્મ અને નીતિને સ્થાપી માનવ જીવનની ઉપયોગીતા વધારી. આત્મબળ સમજાવી સૌને અહિન્સક યુદ્ધ આદરવા પ્રેરણા આપી.

એમની પ્રતિભાથી સૌમાં સ્નેહ અને સહકાર સ્થપાયા, એમના દર્શને સૌ બુદ્ધિભેદ ભૂલી ગયા; એમના શબ્દોમાં રહેલી શાન્તિ સૌને શાન્ત બનાવે છે; એમને સાંભળવા સૌ કોઈ આતુર છે. એમના હાસ્યમાં અપરિમિત દિવ્યતા છે.

આપણા મહાત્માની ભવ્યતા એજ છે કે રાજકિય ક્ષેત્રમાં ઉભા રહી એમણે ધર્મ અને વ્યવહારને કર્તવ્ય સાંકળથી બાંધ્યા છે.

દુશ્મનોને આત્મભાવથી દેખ્યા, અનુયાયીઓને આત્મસ્નેહથી દેખ્યા, દુઃખીઓને દયાભાવથી દેખ્યા. શાન્તિ અને સમાધાન એ એમના જીવનનું જીવનવિકાસ માટે સાધન છે. ભારતીની સ્વતંત્રતા અર્થે એમની આદર્શ અને હૃદયપરિવર્તનકારક યોજના ઘડીભર અશક્ય લાગે છે. પણ એ આખી ય યોજનાનો સર્વાંશે અમલ થાય તો દેશની મુક્તિ દૂર નથી.

ભરતખંડના આર્થિક અને આધ્યાત્મિક શ્રેય માટે મહાત્મા મોહનદાસ ગાંધીનું કાર્ય અદ્વિતીય છે. આ સત્ય આજે નહિ સમજાય. એમના ગયા પછી ભાવિ પ્રજા એમને વિશેષ સમજશે.

જગતના અન્ય દેશના મનુષ્યો ઉપર પણ મહાત્માનાં વ્યક્તિત્વ અને શિક્ષણે અદ્‌ભુત છાપ પાડી છે. દિવ્યતાનો પંથ દર્શાવવા જે મહાયજ્ઞ એમણે આદર્યો છે, જગત સમક્ષ જીવનના જે પ્રત્યેક સત્યની એમણે જાહેરાત કરી છે, જ્યાં જીવનની નબળાઈ જરી યે છૂપાવી નથી—તે સર્વથી એમની સહૃદયતાની, એમની સચ્ચાઈની અને પરિણામે એમના મહાપદની સર્વને પ્રતીતિ થાય છે.

ભારતીના વેદઉપનિષદનું દિવ્યગાન ગાનાર કવિવર્ય ટાગોરને આપણે કેમ વિસરીએ ? આપણા વેદ અને ઉપનિષદની શુષ્કતા નિવારી એમાં સુફી, ફિલ્સુફી અને ભક્તિરસ એમણે ભર્યા છે. એમના કાવ્યની સાદાઈ, અને મનોહરતા એમના સાહિત્ય પ્રત્યે આપણને આકર્ષે છે. આર્ય જાતિની અલૌકિક સંસ્કારિતા એ સાહિત્યમાં એમણે સિદ્ધ કરી બતાવી છે. પૂર્વ અને પશ્ચિમની સંસ્કૃતિના સત્યશોધક, આપણા કવિ આખા ય જગતના કવિ હતા. એમના કાવ્યોએ અને સાહિત્યે અશાન્ત અને કર્તવ્યઅંધ પશ્ચિમના લોકોને શાન્તિ આપી છે. આપણા દેશને પરતંત્ર દેખી એમના આત્માને અસહ્ય વેદના થઈ. એ પીડિત, સુકોમળ આત્માએ, લાગણી

અને દિવ્ય ઊર્મિભર્યા મને, ધર્મ અને શાસ્ત્રમાં વર્ણવેલી દિવ્ય શક્તિના અનુભવબળે, આપણા કવિવર્યે જીવન અમર બનાવ્યું છે, દેશની અસામાન્ય સેવા કરી છે, અને મનુષ્યજાતનાં હૈયાંમાં સુકોમળતા અને દિવ્યતા સીંચી છે. એમનાં કાવ્યો એટલે આત્માની દિવ્યતા, નરી સુન્દરતા....જે આપણા આખા ય માનસને સ્પર્શે છે; અને એ કાવ્ય વાંચતાં આપણે આપણાં દુઃખ, દુર્ગુણ, કામ અને મોહ વિસરી, જાદુભરી, જેના બધા પંથે પુષ્પો વેરાણાં છે, એવી દિવ્ય, સોનેરી સૃષ્ટિમાં વિચરીએ છીએ.

આમ મહાપુરુષો યુગે યુગે થાય છે. એમના ગયા પછી કાળ પરિવર્તન પામે છે. એમનું વ્યક્તિત્વ અમર રહે છે; છતાં ય એ વ્યક્તિત્વ સાથે સંકળાયેલું એમનું શિક્ષણ પરિવર્તન પામે છે. એ શિક્ષણને સમજવા, એના વાસ્તવિક અર્થ કરવા બુદ્ધિભેદ ઉત્પન્ન થાય છે અને પછી હિંસક બનાવો બને છે. વિકાસપંથે પરવરતું જગત પ્રત્યાઘાતે પાછું પડે છે અને મહાપુરુષ પછી જગત હતું એમ ને એમ પુનઃ દેખાવા લાગે છે.

ધર્મઅર્થે યુદ્ધો મંડાયાં. પ્રભુને પૂજતા અનુયાયીઓએ પરસ્પર યુદ્ધ આરંભ્યાં. મતવાદ અને પંથવાદે ભ્રાતૃભાવના નષ્ટ કરી. સર્વગ્રાહી સત્ય વિસરી, સત્યના ટુકડાને વળગી રહીને અનુયાયીઓ એમના અગ્રેસરને ન સમજી શકયા. અગ્રેસરપણું પ્રાપ્ત કરવા સ્પર્ધા, ઈર્ષ્યા, ઝેરવેર ઉત્પન્ન થયાં. બુદ્ધદેવ ગયા, મહાયાન અને હેનયાન પંથ પડ્યા. પછી તે ધર્મમાં અધર્મ ઉત્પન્ન થયો. બુદ્ધમત નબળો પડ્યો અને અનુયાયીઓ મતવાદમાં ઉતર્યા. મહાવીર ગયા. શ્વેતામ્બર અને દિગમ્બર પંથ સ્થપાયા. જૈનો પરસ્પર લડ્યા અને મહાવીરના શિક્ષણને વિસરી અધર્મની યુક્તિઓ અજમાવી.

તેવી જ રીતે ક્રાઈસ્ટ ગયા. એમના અનુયાયીઓ વચ્ચે

કત્લેઆમ ચાલી. ધર્મને અર્થે જર્મનીમાં ત્રીસ વર્ષ સુધી કમકમાટી-ભર્યો વિગ્રહ ચાલ્યો. લાખો નિર્દોષ સ્ત્રીપુરુષોનો સંહાર થયો.

ધર્મઅર્થે ઈલીઝાબેથે આયર્લેંડમાં લોહીધારા ચલાવી. ધર્મઅર્થે ઘણા ય સૈકાસુધી હિન્દુ અને મુસ્લીમો વચ્ચે દારુણ યુદ્ધો મંડાયાં. ઔરંગઝેબ અને શિવાજી ધર્મઅર્થે લડ્યા, વિજયા-નગરના રાજવીઓ અને બ્રાહ્મણી સુલ્તાનો ધર્મઅર્થે લડ્યા.

ધર્મઅર્થે સ્ત્રીઓ સતી થઈ, ભક્તો શહીદ થયા, પેલેસ્ટા-ઈનની ભૂમિ પર લોહીની નદીઓ વહી, પાણીપતના મેદાનમાં કાફરમ્લેચ્છ લાંબો સમય લડ્યા અને લ્યુથર પછી આખો ય યુરોપ ધર્મઅર્થે સંહાર અને નાશને પંથે પળ્યો.

આવી રીતે ધર્મથી જ જગતમાં લોહીની નદીઓ વહી તો પછી આખા યે જગતમાંથી બધા ય પ્રકારના ધર્મનો જડમૂળથી નાશ કરીએ તો શું ખોટું ? ધર્મની શી જરૂર છે ?

ધર્મનો જડમૂળથી નાશ કરીને જે નૂતન સમાજની રચના કરીશું તેમાં પણ કલહકંકાસ ઉત્પન્ન થવાનાં જ. રશિયા અને જર્મનીમાં એક પ્રકારના વાદની સિદ્ધિઅર્થે કરુણ હિંસાના બનાવો બન્યા. ગાંધીજી જાય અને પછી એમના અનુયાયીઓ ગાંધીવાદ માટે મુક્કામુક્કી પર આવી જાય તો ગાંધીજીનો વાંક ? એમના શિક્ષણનો વાંક ? કે એમના અનુયાયીઓનો વાંક ?

ધારો કે ગાંધીજીએ એક સિદ્ધાન્ત સ્થાપ્યો. એમના અનુ-યાયીઓ પણ આ સિદ્ધાન્તને અમલમાં મૂકશે. તેમ કરવાના કેટલાંક કારણો હોઈ શકે.

એક તો એ કે સિદ્ધાન્ત એટલો સરસ હોય કે અનુયાયી-ઓને પસંદ પડી જાય. આ સિદ્ધાન્ત એમની બુદ્ધિને માન્ય હોય છે; અને તેમ કરી તેઓ ગાંધીજીજેવું જીવન પસંદ કરે છે.

બીજું કારણ એ છે કે સિદ્ધાન્ત બુદ્ધિને માન્ય ન હોય તો પણ ગાંધીજીના પ્રભાવની અસરથી એમના અનુયાયીઓને એ સિદ્ધાન્ત અમલમાં મૂકવાની ઈચ્છા થાય. કારણ કે એમ કરવાથી જ પોતે સમયનો સારામાં સારો લાભ ઉઠાવી શકે; અને તેમ કરીને સત્તા અને સંપદ પ્રાપ્ત કરી શકે.

અને એવા પણ અનુયાયીઓ હોય કે જે સિદ્ધાન્તની પ્રિયતાને લીધે, તેમ જ ગાંધીજીના વ્યક્તિત્વને લીધે એ સિદ્ધાન્તનો નિઃસ્વાર્થે સ્વીકાર કરે.

ગાંધીજી ગયા પછી કાળધર્મ પરિવર્તન પામે, નવીન સંયોગો અમલમાં આવે. આથી આ ભિન્નભિન્ન પ્રકારના ગાંધીજીના અનુયાયીઓમાં ગાંધીજીના સિદ્ધાન્તઅર્થે મતભેદ ઉદ્ભવશે. કેટલાક ગાંધીજીના સિદ્ધાન્તનો ગાંધીજીએ કરેલો જ અર્થ કરશે. કેટલાક સમયની બારીકતા વિચારી ગાંધીજીએ કરેલા અર્થમાં કાંઈક પુરવણી કે ફેરફાર કરશે; જ્યારે અન્ય અનુયાયીઓ જાહેર કરશે કે ગાંધીજીનો સિદ્ધાન્ત ગાંધીજીના સમય માટે જ હતો. હવે એની જરૂર નથી; અને જરૂર હોય તો પણ એનો અમલ થઈ શકે જ નહિ.

એટલે આ અનુયાયીઓ રાજકીય ક્ષેત્ર કે સમાજસુધારા માટે લડે અને તેમાં ગાંધીજીનો આશ્રય લે તેમાં ગાંધીજીનો શો વાંક? અને ગાંધીજી ગયા પછી સંયોગો બદલાય, નવીન બનાવો બને એટલે કેટલાક અનુયાયીઓની દૃષ્ટિને પરિવર્તનની જરૂરિયાત દેખાય એથી અનુયાયીઓનો પણ શો દોષ? અને શિક્ષણ સમયપૂરતું જ એટલે શિક્ષણનો પણ શો દોષ? કોઈનો યે દોષ નહિ તો કોનો દોષ? આ દોષ તો એક જરૂરિયાતને અભાવે છે — અને તે એ કે જ્યાંસુધી ગાંધીજીજેવી વ્યક્તિ આ

પરસ્પર લડતા અનુયાયીઓ પર છાપ પાડવા ઉત્પન્ન ન થાય ત્યાં સુધી મતભેદ, વાદવિવાદ અને તકરાર ચાલ્યા જ કરશે.

આ જ કારણે બુદ્ધભગવાન પછી એમના અનુયાયીઓ લડ્યા, મહાવીર પછી એમના અનુયાયીઓ લડ્યા, ક્રાઈસ્ટ પછી એમના અનુયાયીઓ લડ્યા, પયગમ્બર પછી એમના અનુયાયીઓ લડ્યા. અને ગાંધીજી પછી પણ એમના અનુયાયીઓ લડશે.

એટલે કોઈ સમાજ કે દેશને સ્નેહ, સહકાર, સમજુતી અને વિકાસને પંથે લઈ જવા યુગેયુગે કોઈ વીરપુરુષની, કોઈ મહાત્મા, સંત કે પયગમ્બરની જરૂરિયાત કાયમ જ રહે છે. એવા મહાપુરુષની જરૂરિયાત ધર્મક્ષેત્રમાં, રાજકીય ક્ષેત્રમાં અને જીવનના અન્ય ક્ષેત્રમાં પણ હોય છે.

ભૂતપૂર્વ વીરપુરુષના અનુયાયીઓ નવીન વીરપુરુષના શિક્ષણમાં સંતોષ ન અનુભવે એટલે તેમની વચ્ચે અને નવીન વીર-પુરુષના નવીન અનુયાયીઓ વચ્ચે તકરાર, વિવાદ અને યુદ્ધો મંડાશે. ભૂતપૂર્વ વીરપુરુષના અનુયાયીઓ પોતાના આંતરિક મત-ભેદ વિસરી નવીન વીરપુરુષના અનુયાયીઓ કે જેઓ પોતાના પણ આંતરિક મતભેદ વિસરી જશે તેમની સાથે લડશે. આમ કલહ તો ચાલૂ જ રહેશે અને તેથી રાજકીય, સામાજિક કે ધાર્મિક બાબતમાં અશાન્તિ રહ્યા જ કરશે.

શું આ વિકાસક્રમનો નિયમ છે? ધર્મ જે વિકાસ માટે સાધન છે તેનો નાશ કરીએ તો? એ નાશ શું અશક્ય છે? પણ ધર્મ એના વાસ્તવિક સ્વરૂપમાં દિવ્યતા પ્રાપ્ત કરવા આવશ્યક સાધન છે. ધર્મ એના અસત્ય અને એકપક્ષી સ્વરૂપમાં મતવાદ અને પંથવાદ છે. એ રસ્તે ધર્મ, અધમતા, નાશ અને કુસંપને પંથે લઈ જાય છે. એટલે ધર્મ એના સત્ય સ્વરૂપમાં મત, પંથ કે વાદ

નથી. નિશાળો પંથ એ ધર્મ નથી. એક સત્ય સ્વીકારી અન્ય સત્ય અસ્વીકારે એ ધર્મ નથી. એના અસ્તિત્વ અર્થે એ હિંસા આદરે એ ધર્મ નથી. એના પ્રચાર સારુ એ પ્રલોભન ઉત્પન્ન કરે એ ધર્મ નથી. એના વિસ્તાર સારુ એ અયોગ્ય પ્રયાસ આદરે એ ધર્મ નથી.

દિવ્યતાને પંથે લઈ જનાર, સનાતન, સબળ, અહિંસક સત્ય સાધન તે ધર્મ છે અને તે નિષ્પક્ષપાત છે. એના બાહ્ય સ્વરૂપમાં ભેદભાવ છતાં ય, એના પ્રતિપળના પરિવર્તન છતાં ય, એનાં ઘણાં ભિન્નભિન્ન નામ છતાં ય, એમાં રહેલું સનાતન સત્ય સદા ય એક જ અને અવિચલ છે. ધર્મ દિવ્ય છે કારણ કે તે આપણને દિવ્યતા તરફ લઈ જાય છે. ધર્મને નામ નથી. નામ એનો એક જ પંથ દર્શાવે છે. પંથો ભિન્ન છતાં ય ગર્ભિત સત્ય જે દિવ્યતા પ્રાપ્ત કરવા આપણને પ્રેરણા આપે છે, તે ધર્મ છે. એનો સંબંધ માનવજીવન સાથે જોડાયેલો છે. એનો જન્મ જીવન સાથે છે. જીવન અમર છે અને ધર્મ પણ અમર છે અને રહેશે. એનો અંત દિવ્યતા સાથે છે.

આ ધર્મ તો આપણાં હૃદયતંતુથી જોડાયેલો છે. એનું સ્થાન મગજ કરતાં હૃદયમાં વિશેષ છે. એનો નાશ શું શક્ય છે ?

એનું સ્વરૂપ તમે નાશ કરી શકશો, એનો પંથ નાશ કરી શકશો, એનો નવીન પંથ સ્થાપી શકશો; પણ એ પોતે શું નાશ પામશે ?

જ્યાંસુધી માનવીના હૈયામાં સ્નેહ છે, સેવાભાવની ઊર્મિ છે, સ્વાર્થત્યાગની ધગશ છે, જ્યાંસુધી જીવનમાં સદા ય કોઈ અપ્રાપ્ય પદાર્થ પામવાની અને દિવ્યતા અનુભવવાની લાગણી છે, જ્યાં બધાં ય સુખ સગવડ અને વિલાસ છતાં ય, સત્યની શોધમાં માનવ મહાન પ્રયાસ કરે છે, ત્યાંસુધી ધર્મનો નાશ શું શક્ય છે ?

ધર્મ અમર છે. માનવનો પ્રાણ ધર્માત્મા છે.

# આજનું યુદ્ધ અને દુનિયા

આજે તો મહામહેનતે વિકસાવેલું વિજ્ઞાન માનવપ્રાણીને ઘડીભરમાં ભસ્મ કરી રહ્યું છે. હજારો અને કરોડો લડવૈયા રણક્ષેત્રમાં યાહોમ કરી રહ્યા છે. નિર્દોષ સ્ત્રીઓ અને બાળકો બૉમ્બની અગ્નિજ્વાળાથી જળી રહ્યાં છે. શોણિતની સરિતા વહી રહી છે. સર્વશ્રેષ્ઠ એવા માનવપ્રાણીઓ પશુ પેઠે કપાઈ રહ્યાં છે. એમને મરણની તમન્ના કે ભય નથી.

જે વિજ્ઞાન અને ભૌતિક શોધખોળ અર્થે મહાન વિજ્ઞાન-વાદીઓએ ભગીરથ પ્રયાસ આદર્યા, જે વિજ્ઞાનના વિકાસ પાછળ કેટલા ય પુરુષોએ પોતાના જાન અને માલનું બલિદાન આપ્યું, જે વિજ્ઞાનના વિકાસ સામે સત્તાધીશોએ અગણિત અવરોધ ઉત્પન્ન કર્યા, જે વિજ્ઞાને મનુષ્યજાતિ માટે મહાન આશા આપી, જે વિજ્ઞાને નૂતન સંસ્કાર અને સંસ્કૃતિ સ્થાપ્યાં, જે વિજ્ઞાને આપણા ભોગ અને શૉખનાં સાધનો સર્જ્યાં, જેણે વિલાસભરી સગવડો આપી, જેણે પાર્થિવ સુખને સત્ય બનાવ્યું, જેનું સ્થાન ધર્મ કરતાં અદકું બન્યું, જેના જ્ઞાન માટે માનવીની કિંમત અંકાવા માંડી તે વિજ્ઞાન અને તેણે સર્જેલાં સાધનો આજે માનવપ્રાણીઓને નિર્દયતાથી સંહારી રહ્યાં છે....!

કુદરત કેટલી વિચિત્ર છે? આ ક્ષણે એક કવિના શબ્દો સ્મરણે આવે છે. "જે પોષતું તે મારતું એવો દિસે ક્રમ કુદરતી..." કુદરત, તારો આવો જ ક્રમ છે તો વિકાસક્રમના અનુયાયીઓ તારામાં કેમ શ્રદ્ધા રાખી શકે?

માનવજાતિના મહાન શત્રુઓ કહે છે કે યુદ્ધ તો જગતવિકાસ

માટે જગતના આદિ કારણથી આવશ્યક છે. યુદ્ધ વિના વિકાસ નથી, યુદ્ધ વિના આરામ નથી, યુદ્ધ વિના દુષ્ટોનો સંહાર નથી, સત્યની સ્થાપના નથી અને પ્રગતિનો પંથ નથી.

જગતના મોટા બનેલા એ જ માનવીઓ કહે છે કે યુદ્ધ નહિ ઉકેલાતા વિષયો અને ગહન પ્રશ્નો ઉકેલે છે, લાંબા કાળથી રાષ્ટ્રો વચ્ચે વર્તી રહેલી દુશ્મનાવટનો યુદ્ધ અંત લાવે છે, યુદ્ધ ઠંડી પડેલી વ્યાપારી આલમમાં ચમક ઉત્પન્ન કરે છે, યુદ્ધ નૂતન હુન્નર, ઉદ્યોગકળા અને કારખાનાં સર્જે છે, યુદ્ધ પ્રજામાં પૈસાની રેલ-છેલ વર્ષાવે છે, યુદ્ધ પ્રકૃતિપ્રેરક છે અને એથી એ વધી પડેલી પ્રજાનો સંહાર કરી નૂતન વ્યવસ્થા અને સમાજબંધારણમાં યોગ્ય પરિવર્તન આણે છે. વીરરસ સારુ, સાહિત્યરસ સારુ, કળા સારુ, લાંબા કાળના નિરાશાભર્યા સ્થિર વાતાવરણના ઉચ્છેદ સારુ, અરે, સમાજના, રાષ્ટ્રના અને આખા ય જગતના વિકાસ સારુ યુદ્ધ આવશ્યક છે અને રહેશે.

સદાને માટે યુદ્ધરહિત સૃષ્ટિની આશા સેવતા આદર્શ-વાદીઓ પ્રત્યે જગતના પાર્થિવ વ્યવહારમાં પારંગત થયેલા આ પુરુષો અર્દ્ધહાસ્ય હસે છે અને કહે છે કે એઓ તો વાસ્તવવાદી નથી, વ્યવહારજ્ઞાનથી વંચિત છે, જગતના અનુભવથી અધુરા છે, એઓ તો કેવળ કલ્પનાવાદી છે, એમની ભાવના મૃગજળસમી વ્યર્થ અને અશકય છે. અરે, એઓ તો જગતના દિવાના છે. મનુષ્ય દેવ નથી, ઉત્તમ છતાં ય જાનવર છે. અને જ્યાંસુધી એ જાનવર છે ત્યાંસુધી સૃષ્ટિમાં યુદ્ધ અજરામર છે. તેઓ વિશેષમાં કહે છે કે જ્યારે મનુષ્ય જાનવર મટી દેવ બનશે, જ્યારે માનવજાતિ પૂર્ણ વિકાસ પામશે, ત્યારે જ યુદ્ધનો સદાને માટે અંત આવશે. ત્યાંસુધી કોઈ ધર્મશાસ્ત્ર, કોઈ આધ્યાત્મવાદ, કોઈ શિક્ષણપ્રચાર કે પ્રયાસ યુદ્ધને નહિ જ અટકાવી શકે.

સંસારવ્યવહારના આ અનુભવીઓને આપણે પૂછીશું કે કયે વખતે મનુષ્ય જાનવર મટી દેવ બનશે ? કઈ ક્ષણે માનવજાતિ પૂર્ણ વિકાસ પામશે ? એવા વિકાસની પૂર્ણતા માનવાનું કોઈ માપયંત્ર છે ખરું ?

સૃષ્ટિની શરૂઆતના વાંદરસરખા આપણા વડવાઓએ વિજ્ઞાને અદ્ભુત બનાવેલા આપણા આજના વિકાસને શું પૂર્ણ નહિ કલ્પ્યો હોય ? આપણા એ પૂર્વજોએ આપણી આજની સમાજવ્યવસ્થા, આજની આપણી રીતભાત, આજની લગ્નપદ્ધતિ વગેરે શું સંપૂર્ણ નહિ કલ્પ્યાં હોય ?

આપણને જવાબ મળશે કે વિકાસ એ તો તુલનાત્મક વસ્તુ છે. પણ જો વિકાસ તુલનાત્મક જ હોય તો યુદ્ધનો અંત ક્યારે ? જો કુદરતનો એ જ ક્રમ છે કે, 'જે પોષતું તે મારતું' તો દિનપ્રતિદિનના ક્રમવાળા વિકાસના સિદ્ધાન્તમાં શું સત્ય ?

વિકાસ પર યુદ્ધનો આધાર સમજવો એ કેટલું ભૂલભરેલું છે ? વિકાસ અને યુદ્ધને શો સંબંધ ? સૃષ્ટિમાં યુદ્ધનો સદાને સારુ અંત એ જો કેવળ કલ્પના જ હોય તો પૂર્ણ વિકાસ એ પણ શું વ્યર્થ કલ્પના નથી ? વિકાસઅર્થે યુદ્ધની આવશ્યકતા કેમ સ્વીકારી શકાય ? યુદ્ધ અટકે નહિ, અને એક પછીનું યુદ્ધ અન્ય યુદ્ધ કરતાં વિશેષ હેવાનિયત અને ક્રૂરતાભર્યું બને તો જગતનું ભાવિ ઉજ્જવળ જણાશે કે ગાઢ અંધકારભર્યું જણાશે ? આ ગુંચવણમાં પ્રશ્ન એ જ ઊઠે છે કે યુદ્ધ વિકાસને સર્જે છે કે વિકાસ યુદ્ધને સર્જે છે ?

વિકાસની ગતિ અને વિજ્ઞાને ઉત્પન્ન કરેલાં સાધનો પર મનુષ્યોનો અંકુશ નહિ હોવાથી, એ સાધનોનો વાસ્તવિક ઉપયોગ નહિ થવાથી, સાચા જ્ઞાનના અભાવે આંધળો વિકાસ મનુષ્યોને યુદ્ધને

પંથે લઈ જાય છે. એટલે યુદ્ધ અને સાચા વિકાસને કાંઈ જ સંબંધ નથી. યુદ્ધ વિકાસ માટે જરૂરી નથી જ. યુદ્ધનો સદાને માટે અંત આવે ત્યારે પણ વિકાસ પૂર્ણતાએ પહોંચશે નહિ. વિકાસ ભલે તુલનાત્મક હોય, પણ યુદ્ધ એની સાથે તુલનાત્મક નથી જ.

આ દારુણ સંગ્રામમાં પૈસાનો, પુરુષાર્થનો વ્યય થઈ રહ્યો છે અને માનવશક્તિ વેડફાઇ રહી છે. પૈસાના પૂજારીઓ એવા વ્યાપારીઓ અને ઉદ્યોગપતિઓ જનતાને ભોગે, લડાઇના લોહીનાં નાણાંનો સંચય કરી રહ્યા છે. જ્યારે થોડાક શ્રીમંતોની શ્રીમંતાઈ, સુખ અને વિલાસ વધતાં જાય છે ત્યારે લાખો અને કરોડો ગરીબોની ગરીબાઈ, ત્રાસ અને સંકટ વધતાં જાય છે. ભ્રાતૃભાવનું મહાન શિક્ષણ બધાએ વિસારી દીધું છે.

આપણાં પાષાણસમાં હૈયાં આંખથી અશ્રુ સરવા દેતાં નથી. માનવોનો સંહાર આપણને જરા યે વ્યથિત નથી બનાવતો. આપણાં કારખાનાં ચાલે, આપણો વેપાર વધે, આપણને ધન મળે અને ધનથી આપણને માન મળે તો યુદ્ધ આપણને આવકારદાયક છે, એ વિશેષ સમય માટે ચાલુ રહે એવી આપણી વાંછના છે. લક્ષ્મીની પ્રાપ્તિ પાછળ અંધ બનેલા આપણે માનવતા ત્યાગી સ્વાર્થી પશુ બનીએ છીએ અને આપણી આજુબાજુના ભૂખ-પીડિત આપણા બાંધવો પ્રત્યે આપણે અપમાન અને ઉપેક્ષાથી નિહાળીએ છીએ.

યુદ્ધમાં ઉશ્કેરાટ ઉત્પન્ન કરવા સ્વાર્થી કવિઓ યુદ્ધનાં ગીતો સર્જે છે અને નાશને સ્વીકારવા નાશકારક પ્રચાર કરે છે. વર્તમાન-પત્રોના માલીકો અને તંત્રીઓ યુદ્ધનાં ખરાંખોટાં બણગાં મારી આપણામાં રસ સર્જાવી કમાણી કરી રહ્યા છે. બાળક, યુવાન, વૃદ્ધ,

ભણેલા અને અભણ આ બધા ય યુદ્ધના બનાવ ચર્ચી આનંદ અનુભવી રહ્યા છે.

આ સંહાર અટકાવવા નથી મહેનત કરતો કોઈ ધર્મશાસ્ત્રી, નથી પ્રચાર કરતો કોઈ વર્તમાનપત્રકાર, નથી પ્રયાસ કરતો કોઈ રાજ્યનીતિનિપુણ પુરુષ. હૈયાંવિહોણાં, ક્રૂર મનવાળાં માનવીઓ કહે છે, "લડવા દો, મરવા દો, મરી મરીને થાકશે."

અગ્નિની ભયંકર જ્વાળાઓમાં, ધુમાડાના કાળા વાદળસમા ગોટેગોટામાં કરોડો સૈનિકોનો કચ્ચરઘાણ નીકળી રહ્યો છે. એ સૈનિકોનાં સ્ત્રી, બાળકો અને સ્વજનો વિલાપ કરી રહ્યાં છે. વિનાશનું તાંડવ નૃત્ય ચોમેર દૃષ્ટિગોચર થાય છે. થોકબંધ શબ ખડકાઈ રહ્યાં છે. લોહીનાં વહેણ વહી રહ્યાં છે – છતાં ય ક્રૂર સરમુખત્યારો અને સેનાપતિઓ કહે છે, "લડો, આગે બઢો; વિજય સંપાદન કરો."

વિજય કોના માટે ? શા સારુ ? શાં છે કારણો યુદ્ધનાં ?

સ્વતંત્રતાનો વેગ પશ્ચિમની પ્રજામાં ચાલ્યો. સ્વદેશાભિમાનના દુર્ગુણોની પરંપરા ચાલી. એકહથ્થુ આર્થિક સ્વતંત્રતા સંપાદન કરવા યુરોપના દેશોએ સ્વાર્થી અને સંકુચિત યોજનાઓ અમલમાં મૂકી. જે કુદરત, વિજ્ઞાન અને વિકાસદ્વારા આ સમસ્ત જગતને એક અને અવિભક્ત બનાવી રહી હતી, માનવજાતમાં એકતા અને સમાનતા સ્થાપી રહી હતી, તે કુદરતના ક્રમને ઠોકરે મારી યુરોપના પ્રત્યેક રાષ્ટ્રે પોતાના ઐહિક સ્વાર્થ અર્થે જ પોતાનું લક્ષ્યબિન્દુ નક્કી કર્યું.

આ રાષ્ટ્રો આપસઆપસનાં ફરજ અને ધર્મ વિસરી ગયાં. આ રાષ્ટ્રોના માનવીના હૈયામાંથી માનવતા સરી પડી, પ્રેમ અદૃશ્ય થયો, સહાનુભૂતિ નષ્ટ પામી. પાશવી સુખના અંધ પ્રયાસ પાછળ

એ મનુષ્યો મટી પશુ બન્યા. એમની વચ્ચે અવિશ્વાસ ઉત્પન્ન થયો, વૈરભાવ સળગી ઉઠ્યો; એક રાષ્ટ્ર અન્ય રાષ્ટ્રનું અનિષ્ટ કરવા તૈયાર થયું અને પરિણામે એ સર્વનો નાશ નજીક આવ્યો.

આ રાષ્ટ્રોની શાળા અને વિદ્યાપીઠોમાં સ્વાર્થી અને સંકુચિત સ્વદેશાભિમાનના પાઠો શિખવવામાં આવ્યા. એ રાષ્ટ્રોની પ્રજાને એમની જાત માટે અભિમાન અને ગૌરવનું શિક્ષણ આપવામાં આવ્યું. એક દેશના લોકોએ પોતાને ઉત્તમ સમજી અન્ય દેશના લોકો પ્રત્યે અપમાન અને અવગણનાભર્યું વર્તન આદર્યું. એના પડોશી રાષ્ટ્ર સામે વેર વાળવા આ રાષ્ટ્રોએ એમનાં બાળકો અને યુવાનોને ઉશ્કેર્યાં. શિક્ષણસંસ્થાઓએ વ્યકિતના વાસ્તવિક વિકાસને અટકાવ્યો. પોતાના રાષ્ટ્રનું શ્રેય કેમ સાધવું, એ શ્રેય સારુ પ્રત્યેક પ્રકારનાં પાપ, કપટ અને વિશ્વાસઘાત કેમ અને કયારે આદરવાં, એ શ્રેય માટે કેમ પ્રચાર, ભાષણો અને લેખ લખવાં, એ જ યુરોપની અર્વાચીન શિક્ષણસંસ્થાનું મુખ્ય ધ્યેય બન્યું. આખી યે શિક્ષણપદ્ધતિએ સંકુચિત દૃષ્ટિબિન્દુથી જોતાં શિખવ્યું.

આમ પોતાનો દેશ સર્વોત્તમ જણાયો. પોતાના વૈભવ અને વિલાસ અર્થે અન્ય પ્રજાના સુખને ઠોકરે માર્યું. ઐહિક સુખ અને વ્યર્થ ગૌરવ અર્થે યુદ્ધ જરૂરી બન્યું. વિજય અર્થે લશ્કરી તાલીમનો ભયંકર વેગ ચાલ્યો. વિમાન અને વિમાનવિનાશક તોપો, મહાન સ્ટીમરો અને સબમરિનો, બોમ્બરો અને ટેંકો વગેરેની ઉત્પત્તિ અર્થે રાષ્ટ્રોએ સ્પર્ધા કરી. જળ, સ્થળ અને આકાશ, લડાઈનાં રણક્ષેત્રો બન્યાં. કલ્પનાવાદીઓએ યુદ્ધને રંગબેરંગી રંગોથી ચીતર્યું. ઈશુના અત્યારના એ અનુયાયીઓ ઈશુને વિસરી પરસ્પર સંહાર કરવાની ભીષણ તૈયારીઓ કરી રહ્યા. માનવજાત માટે જેણે જીવનનું સર્વસ્વ હોમ્યું તે મહાપ્રભુના

ઉચ્ચ શિક્ષણને અવગણી યુરોપનાં સ્ત્રીપુરુષો દુશ્મનાવટના દાવાનળમાં બળી રહ્યાં.

આ ખંડે મહાન સંસ્કૃતિ અને વિજ્ઞાન સ્થાપ્યાં. એની સંસ્કૃતિની મોહકતા પાછળ જગતનાં મનુષ્યો આફ્રીન બન્યાં. એના વિજ્ઞાનની મહત્તા માટે અન્યદેશના ધર્મશાસ્ત્રીઓને પણ પ્રશંસા કરવી પડી. દિનપ્રતિદિન એના વૃદ્ધિ પામતા પાર્થિવ વિકાસ પ્રતિ અદ્ભુત આદર અને આશ્ચર્યથી પછાત દેશોની પ્રજા જોઈ રહી. યુરોપ શું કરશે ! અત્યારે એ હવામાં ઊડે છે. હવે એ ગ્રહમંડળની ગૂઢતા દૂર કરી પૃથ્વી સાથે શનિમંગળનો રસ્તો સ્થાપશે ! સ્ત્રીપુરુષના શારીરિક સંબંધ વિના માનવપ્રજા ઉત્પન્ન કરશે !

આર્થિક ઉન્નતિમાં આ ખંડે અદ્ભુત પ્રગતિ કરી. એશિયાની મૌલિક સંસ્કૃતિ અદૃશ્ય થવા લાગી. જાપાન યુરોપ બન્યું, ચીન અને હિન્દ યુરોપ બનવા લાગ્યા. યુરોપની સંસ્કૃતિનાં ઈષ્ટ અને અનિષ્ટ તત્ત્વોથી એશિયા રંગાવા લાગ્યો. એની ધર્મસંસ્કૃતિના ચુરેચુરા થવા લાગ્યા, એની સમાજવ્યવસ્થા શિથિલ બનવા લાગી, અને યુરોપનાં રાજ્યબંધારણો એનાં રાજ્યબંધારણો બન્યાં. યુરોપ એશિયાનું અદ્ભુત આકર્ષણ બન્યો.

સત્તા અને સંસ્કૃતિને મોખરે આજે યુરોપ છે. મોટા બનેલા એના મોવડીઓ જગતમાં મહાન ફેરફાર કરી રહ્યા છે.

છતાં ય એને અત્યારે નથી આરામ કે નથી શાન્તિ. અંધ અજ્ઞાન અવસ્થામાં એની મોહક સંસ્કૃતિની નિર્માલ્યતા અને એમાં રહેલું દૂષણ દૃષ્ટિપાત થાય છે. ધન અને મદમાં આસકત બનેલાં એનાં સ્ત્રીપુરુષો સ્વચ્છંદે અત્યારે પણ દારુણ સંગ્રામની વિકટ વેળાએ

મહાલે છે. નીતિ અને મર્યાદાના અંકુશ તરફ અટ્ટહાસ્ય કરતાં એનાં યુવકયુવતીઓ વિલાસ અને ભોગમાં જીવનનું સર્વસ્વ સમજી રહ્યાં છે. ત્યાં સ્વતંત્રતા છે – નૃત્ય અને ગાનની; ત્યાં સ્વતંત્રતા છે – સ્ત્રીપુરુષનાં મનમાન્યા શારીરિક સંબંધની; ત્યાં સ્વતંત્રતા છે – ચુમ્બન અને બિભત્સ રસની; ત્યાં સ્વતંત્રતા છે – એકમેકનાં હૈયાં ભગ્ન કરવાની. કોઈનું જીવનસાધ્ય લક્ષ્મી છે, કોઇનું જીવનસાધ્ય દેશસેવા છે, કોઇનું જીવનસાધ્ય વિજ્ઞાનની મહાન શોધ માટે છે, કોઇનું જીવનસાધ્ય વ્યકિતના સંપૂર્ણ વિકાસઅર્થે છે. છતાં ય મહાન વસ્તુ કોઇને યે કદી આકર્ષી શકતી નથી; અને એ છે આત્મપ્રાપ્તિ, એ છે શરીર અને પ્રાણને સમજવાની આતુરતા, એ છે વિલાસ અને ભોગ પ્રતિ વિરાગ, એ છે માનવજાતિ માટે મરી ફીટવાની તમન્ના, એ છે જીવનવ્યવહારમાં નીતિનાં અંકુશ અને મર્યાદા, એ છે દેશદેશ વચ્ચેનાં ન્યાય, સહકાર અને સ્વતંત્રતા, એ છે બધી ય માનવજાતિની એકતા અને સરખાપણું.

યુરોપના આજના ચેપી દર્દથી એશિયા કેમ મુકત રહી શકે?

જગતની આજની આ વિષમ પરિસ્થિતિ જોઈ કોઈ વિકાસવાદીની આંખથી અશ્રુ સરશે. વિકાસવાદમાં આજ દિન સુધી સેવેલી શ્રદ્ધા હચમચી ઉઠશે. જ્યાં નાશ અને પશુતાનાં પુનરાવર્તન છે ત્યાં કયાં છે વિકાસ? જ્યાં જીવનનું સર્વસ્વ માત્ર જીવનના ઐહિક સુખઅર્થે જ છે, ત્યાં કયાં છે વિકાસનો સીડીસમો ક્રમ? વિકાસવાદીને વિકાસનિયમ ખોટો ભાસે છે. એને જગત જ્યાં હતું ત્યાં જ જણાય છે. જેમ જગતની ગતિ વર્તુલસમાન છે તેમ વિકાસની ગતિ પણ વર્તુલસમાન જણાય છે. નિરાશાના વાતાવરણમાં ગમગીન બનેલો વિકાસવાદી જગતની ગમગીની વધારે છે.

દરેક દેશને સંપૂર્ણ સ્વતંત્રતા જોઇએ છે. રાષ્ટ્રનાં ગૌરવ,

સ્વમાન અને પ્રગતિ અર્થે સ્વતંત્રતા આવશ્યક પણ છે. પણ સ્વતંત્રતા શા અર્થે ? એ પ્રાપ્ત કર્યા પછી શું કશું જ પ્રાપ્ત કરવાનું રહેતું નથી ? પછી શું સ્વતંત્ર થયેલા દેશોએ પછાત પ્રજા પર શાસન ચલાવવા દાવપેચ ખેલવાના છે ? એક દેશ પર અન્ય દેશ શાસન કરવા આકાંક્ષા રાખે છે તે આકાંક્ષાને પણ આજનું યુદ્ધ આભારી છે.

હિન્દની સ્થિતિ દયાજનક છે. રાજ્યસત્તાવિહોણી હિન્દની પ્રજા આર્થિક દુઃખની અસહ્ય વેદના અનુભવી રહી છે. આ દુઃખથી હિન્દવાસીઓનો વિકાસ અટક્યો છે. આવો વિશાલ અને સમૃદ્ધ દેશ પછાત અને પીડિત છે, એનું કારણ એની પરાધીનતા છે. આ પરાધીનતા કે ગુલામી હિન્દવાસીઓ માટે મોટામાં મોટું કલંક છે. એ કલંક મૂકનારી અને પોતાના પાશવી સ્વાર્થ સારુ એ કલંકને કાયમ રાખનારી, સંસ્કાર અને સુધારાના શિખરે પહોંચેલી આંગ્લ પ્રજા જ જવાબદાર છે.

પોતાનાં સુખ અને વિલાસ પાછળ અંધ બનેલી આ પ્રજા હિન્દીઓના ધનમાલની વિના શરમે અને સંકોચે લૂંટ ચલાવી રહી છે. ન્યાય, નીતિ, સિદ્ધાન્ત અને નિષ્પક્ષપાતની વાતો કરતા આ પ્રજાના શાસકો અને અગ્રેસરોએ પછાત પ્રજાઓ પર સત્તા ચલાવી છે, જુલ્મો ગુજાર્યા છે અને પોતાના વૈભવ માટે પછાત પ્રજાને ભીખ માગતી કરી મૂકી છે. પછાત પ્રજાના ધનમાલ કાયદેસર કેમ લૂંટવા, એ કળામાં જો સૌથી કોઈ નિપુણ હોય તો આ દુનિયામાં આંગ્લ પ્રજા એ કળાને શિખરે છે.

એના રાજપુરુષો સુજનતા અને માનવતાને ઠોકરે મારી હિન્દીઓમાં કલહ અને વૈમનસ્ય વધારી રહ્યા છે. સૂર્યસમાન એક સત્યને શબ્દોની સોનેરી જાળથી એઓ છૂપાવી શકે છે. હિમાલય

પર્વતસરખા એક અસત્યને એવી જ શબ્દજાળથી તેઓ સત્યના સ્વરૂપમાં રજૂ કરી શકે છે. ધન્ય છે એમની આ આવડતને !

એમની જબાન મીઠી છે. પણ એમનાં હૈયાંમાં નર્યાં સ્વાર્થ, કપટ, અવિશ્વાસ અને પાર્થિવ વાસના શિવાય કશું યે નથી. એમની ઉપરછલ્લી રીતભાત અને રહેણીકરણી આકર્ષક છે, છતાં ય એમનાં મનમાં કલ્પના નથી, એમનાં હૈયાંમાં લાગણી કે નિખાલસતા નથી. જ્યાંસુધી આ પ્રજા એના સ્વાભાવિક બનેલા સ્વાર્થી દુર્ગુણો નહિ ત્યજે, જ્યાંસુધી એ પોતાના સુખ માટે અન્ય પ્રજાનો દ્રોહ નહિ કરે ત્યાંસુધી એ પ્રજાનું ભાવિ આજના યુદ્ધમાં શી રીતે ઉજ્જવળ કહી શકાય ?

એટલે યુદ્ધના નિરંતર અટકાવ માટે સ્વતંત્રતાનો સદુપયોગ અને સ્વદેશાભિમાનના દોષોથી મુક્તિ એ બે વસ્તુ આવશ્યક છે. જ્યારે અયોગ્ય સ્વદેશાભિમાનને સંયમમાં રાખી પ્રત્યેક રાષ્ટ્રવિધાતા અને સમાજના અગ્રેસરો પોતાના દેશને યુદ્ધને અવળે પંથે જતા અટકાવશે, જ્યારે એ મોટા પુરુષો પોતાના રાષ્ટ્રના હિત સાથે જગત અને માનવજાતના અંતિમ હિત સાથે સંબંધ સ્થાપી પોતાની સત્તા અને કીર્તિનો સદુપયોગ કરશે, જ્યારે પ્રત્યેક દેશની પ્રજા સંકુચિત દૃષ્ટિએ દેખતા એના સરમુખત્યાર અને સેનાપતિઓને સત્તાના શિખરેથી સ્થાનભ્રષ્ટ કરશે, જ્યારે જગતની સર્વે શિક્ષણ-સંસ્થાઓ એમની શિક્ષણપદ્ધતિ બદલશે, જ્યારે એ સંસ્થાઓ શિક્ષણ આપશે કે સ્વમાનની સાચી કિંમત યુદ્ધથી નથી જળવાતી, શાન્તિનું સાચું સુખ અને આર્થિક ઉન્નતિ યુદ્ધમાં નથી સમાયેલાં, ત્યારે શું યુદ્ધનો અંત નહિ આવે ? ત્યારે શું જગત અવર્ણનીય પ્રગતિ નહિ પ્રાપ્ત કરે ?

આપણે કલ્પના કરીએ કે દુનિયાની તમામ પ્રજાના પ્રતિ-

નિધિ એકત્ર થાય, સંકુચિત, સ્વાર્થી સ્વદેશાભિમાનથી મુકત થાય, આખી માનવજાત માટે વિકાસનો વાસ્તવિક પંથ નક્કી કરે, સૌનાં જરૂરિયાત અને સંજોગો પ્રમાણે સૌને ન્યાય અને રક્ષણ આપે, સૌ વચ્ચે સમાનતા સ્થાપે અને ઐક્ય ઉત્પન્ન કરવા સાધનો, સંજોગો અને વાતાવરણ સ્થાપે. જગતનો એક જ ધર્મ અને તે સાચો આંતરરાષ્ટ્રવાદ છે. આવો વિશાળ આંતરરાષ્ટ્રવાદ રાષ્ટ્રવાદને મર્યાદિત અવસ્થામાં સ્વીકારશે. એ આંતરરાષ્ટ્રવાદ ન્યાય, નીતિ અને સત્તા પર સ્થપાશે.

અત્યાર સુધી એ આંતરરાષ્ટ્રવાદ નિષ્ફળ બન્યો. એની નિષ્ફળતાનું મુખ્ય કારણ એ કે એની સ્થાપના કરનારા સ્વાર્થી, અપ્રામાણિક અને પછાત પ્રજા પર શાસન ચલાવનારા હતા, એની નિષ્ફળતાનું કારણ એ કે વિજ્ઞાનવાદીઓએ એના તરફ ઉપેક્ષાથી જોયું અને એના સબળ પ્રચાર અર્થે સાહિત્યકારોએ, લેખકોએ અને રાષ્ટ્રના સત્તાધીશોએ કાંઈ જ પ્રયાસ ન કર્યો. એ આંતરરાષ્ટ્રવાદ ન્યાય ન આપી શક્યો, નીતિ ન પળાવી શક્યો, રક્ષણ ન આપી શક્યો એટલે જગતના માનવીઓ માટે એની નિર્માલ્યતા મોટામાં મોટા ઉપહાસનું સાધન બની.

છતાં ય માનવજાતિના હિતેચ્છુઓને મહામુંઝવણભર્યો પ્રશ્ન થાય છે; અને તે એ કે આ જગતમાંથી યુદ્ધ સદાને માટે કેમ દૂર કરી શકાય? જ્યાં સુધી માનવીનો સ્વભાવ ન બદલી શકાય ત્યાં સુધી ગમે તેવો આંતરરાષ્ટ્રવાદ યુદ્ધને કેમ અટકાવશે?

આ માટે તો ભગીરથ પ્રયાસની જરૂર છે. એને દૂર કરવા મુખ્ય અને મહાન સાધન જો હોય તો તે ઉચ્ચતમ જ્ઞાનનો જગતવ્યાપી પ્રચાર છે. રાજદ્વારી અને અર્થશાસ્ત્રમાં નિપુણ પુરુષોએ યુદ્ધને અટકાવવા પોતાનાં સત્તા અને જ્ઞાનનો સદુપયોગ

કરવાનો છે. સત્તાનું કેન્દ્રસ્થાન બદલવા આપણે આપણા સામાજિક ક્ષેત્રમાં અત્યંત પરિવર્તન કરવું પડશે. મનુષ્યજાતિ વચ્ચેના ભેદભાવનો નાશ કરીને વિશાળ ભ્રાતૃભાવનાનું પ્રાથમિક શિક્ષણ જગતનાં તમામ સ્ત્રીપુરુષને આપવા યોજના સ્થાપવી પડશે. મનુષ્યના સ્વભાવનું રૂપાન્તર કરવા, એને પશુ મીટાવી ઉચ્ચ બનાવવા, સંસ્કાર, શિક્ષણ, ધર્મ અને આખી ય રહેણીકરણીમાં નવીન પલટો લાવવો પડશે. આવા સતત અને સહૃદયી પ્રયાસથી વિભકત જગતને આપણે અવિભકત બનાવીશું.

ત્યારે જાતિઅભિમાન નાશ પામશે, ત્યારે પ્રત્યેક વ્યકિતનો વિકાસ કેવળ એના દેશના વિકાસ સાથે જ નહિ પણ સમસ્ત જગતના વિકાસ ઉપર અવલંબશે, ત્યારે એક પ્રજા બીજી પ્રજા પર જુલ્મ નહિ ગુજારે, ત્યારે યુદ્ધનો અંત સદાને માટે આવશે અને ત્યારપછી જ અવિભકત બનેલી સકલ મનુષ્યજાતિ સ્થિર વિકાસને માર્ગે પ્રથમ પગલું ભરશે.

કેવી સુન્દર કલ્પના ? કેવું સોનેરી આ સ્વપ્ન ? જગતને દેવભૂમિ બનાવવાના જેને મનોરથ છે તેને મન આ કાંઈ કલ્પના નથી કે સ્વપ્ન નથી. એ તો વિરલ પણ સિદ્ધ કરી શકાય એવો સૃષ્ટિ માટે વિકાસ છે. ધર્મો જે મોક્ષ અને સ્વર્ગની વાતો કરે છે એ મોક્ષ અને સ્વર્ગ આપણી ભૂમિમાં સ્થાપવાનો આપણો પ્રયાસ છે; અને છતાં ય માનવીમાં રહેલી પશુતા આ આદર્શ પ્રતિ અત્યંત ઉપહાસથી હસે છે; અને પોતાનાં પશુતા, મૂર્ખાઈ અને અજ્ઞાન વિસરી આવી કોટીના માનવીઓ પોતાને ડાહ્યા અને વ્યવહારવિશારદ માને છે !

જગતના અગ્રેસરો અને મોવડીઓ, આ યુદ્ધને અટકાવો. રણયુદ્ધમાં રણશિંગડાં ફૂંકતા યુદ્ધના સૈનિકો, પરસ્પર સંહાર કરતા

અટકો અને સંહાર કરવા પ્રેરતા સેનાપતિઓ, માનવધર્મ યાદ કરી, આગે કૂચ કરતા અટકો. યુદ્ધની સામગ્રી ઉત્પન્ન કરનારા ઉદ્યોગપતિઓ, ધનસંચય કરવા છોડી દઈ તમારાં કારખાનાં બંધ કરો અને મનુષ્યનો થતો સંહાર અટકાવો. જગતની તમામ પ્રજાઓ, યુદ્ધ અટકાવવા, તમારા અભિમાની, માની અને પૂજ્ય થઈ પડેલા, આસુરી સંપત્તિવાળા સત્તાધીશોને સત્તાના સ્થાનથી ભ્રષ્ટ કરો અને જે વિશ્વવ્યાપી ને દિવ્ય સ્નેહની આપણે અગાઉ ભવ્યતા નિહાળી તે સ્નેહનાં અમૃત ચાખી હૈયાંને દયા અને લાગણીભીનાં બનાવો !

# અખો અને આનંદઘન

આપણા દેશમાં અધ્યાત્મવાદનું રહસ્ય બતાવનાર ઘણા ય મહાપુરુષો પૂર્વે થઈ ગયા છે. આ પુણ્યશાળી દેશમાં હજી પણ ઘણી યે મહાન વિભૂતિઓ ઉત્પન્ન થશે. હિંદુધર્મમાં અખો અને જૈનધર્મમાં આનંદઘન આ બે પ્રભાવશાળી પુરુષો સંબંધી આપણે કંઈક જાણીએ.

## અખો

મોગલ રાજાઓના સમયમાં પ્રાચીન કવિ અખો અમદાવાદની ટંકશાળમાં નોકરી કરતો હતો. સાથે સાથે તે સોનીનું કામ કરતો હતો. કુટુંબમાં માત્ર પોતાને એક ધર્મબહેન જ હતી. આ બહેને અખાને સોનાની એક કંઠી કરવા આપી. કંઠી બનાવતાં બહેને આપેલા સોનામાં અખાએ પોતાનું સોનું ઉમેરી કંઠી વધારે વજનદાર અને સરસ બનાવી. અવિશ્વાસુ બહેનને ભાઈની પ્રામાણિકતામાં શંકા ઉત્પન્ન થઈ અને કંઠીની કસોટી કરાવવા બીજા સોની પાસે ગઈ. આ વાતની અખાને જાણ થતાં એના હૃદયને કારી ઘા લાગ્યો. સંસાર અને સગાં ઉપર તેને અપ્રીતિ ઉત્પન્ન થઈ. ઉચ્ચ કોટીના ત્યાગ અને વિરાગ એના મનમાં જાગ્રત થયા. સનાતન સત્યની શોધમાં અખાએ અમદાવાદ છોડ્યું અને પ્રભુનો સાક્ષાત્કાર કરવા તેણે મથુરા અને વૃન્દાવન પ્રતિ પર્યટન શરૂ કર્યું.

માયા અને બ્રહ્મના અખાએ દર્શાવેલા વિચાર જાણ્યા પછી એ ઉપદેશની સચોટતા આપણા જીવનમાં અદ્ભુત પ્રેરણા ઉત્પન્ન કરે છે. અસત્ય પર પ્રહાર કરી સત્યનું સ્પષ્ટીકરણ કરતું અખાનું કાવ્ય એને થયેલા આત્માના દિવ્ય અનુભવનો આવિર્ભાવ

કરે છે. એ ઊંડા, અગાધ અને વેદાન્તી જ્ઞાનભર્યાં કાવ્યને નહિ સમજનારને તેમાં નરી શુષ્કતા જણાય છે. તેમાં ભાષાની શુષ્કતા નથી. પ્રત્યેક કાવ્ય અણુમૂલ શિક્ષણ આપી રહ્યું છે.

નિષ્કામી ગુરુનો સમાગમ સાધવાની તેણે ખૂબ કોશિષ કરી; પણ તેને મળતા ગુરુઓ ઢોંગી અને ધુતારા નીકળ્યા. જ્યારે ગુરુએ તેની પાસેથી ધન લઈ લીધું ત્યારે અખાને બીજી વાર સંસારનો કપરો અનુભવ થયો. એ શીઘ્ર કવિએ ગુરુને કહ્યું:—

“ ગુરુ કર્યા મેં ગોકુળનાથ,
ઘરડા બળદને ઘાલી નાથ,
ધન હરે, ધોખો નવ હરે
એ ગુરુ કલ્યાણ શું કરે ? ”

આખરે અખાને એક સાચા સદ્‌ગુરુ મળી ગયા અને તેમની દ્વારા તેણે આત્મતત્ત્વનો અનુભવ કર્યો.

અખાની કવિતામાં રસ કે રસિકતા નથી; સૌંદર્ય કે માધુર્ય નથી; પણ તેની કવિતામાં કર્કશતા છતાં ય એવો ગૂઢાર્થ રહ્યો છે કે જો તે સમજાય તો અખાનાં કાવ્યો આપણને જ્ઞાન અને રસ બન્ને આપી શકશે. અખાએ જાતિભેદો અને મતભેદોને દૂર કરવા માટે અધ્યાત્મવાદનો ખૂબ ઉપદેશ કર્યો છે:

“ ભૂત પંચનો આ સંસાર,
મૂરખ વહે જે વરણ અહંકાર,
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય ને શૂદ્ર
એ સહુ હરિના પિંડ, કોઈ નથી ક્ષુદ્ર. ”

અખાના કાવ્યમાં ઠેકઠેકાણે કટાક્ષ હોય જ છે અને આ

કટાક્ષથી એના કાવ્યની કર્કશતા ઊડી જાય છે. વાંચનારને અનહદ આનંદ થાય છે. અખો કહે છે:—

"દેહાભિમાન હતું પાશેર, વિદ્યા ભણતાં વાધ્યું શેર,
ચર્ચા કરતાં તોલું થયું, ગુરુ થયો ત્યારે મણમાં ગયું."

વૈષ્ણવ ધર્મના સાધુ અને સંન્યાસીઓમાં રહેલી નિર્બળતા જોઈ અખાને દુ:ખ થાય છે:

"સભાપતિ થઈ બેસે મધ્ય,
આતમની નહિ જાણે વિધ;
કશે મળે નહિ કુંવારી ગાય,
ઠાલા આવ્યા ને ભૂલા જાય."

આત્માની ઓળખ વગર પોતાની જાતને મોટા માનનારા ગુરુઓ અને પંડિતો તરફ અખાનો આ મીઠો કટાક્ષ છે.

પ્રકૃતિ કે માયાનું સ્વરૂપ અખાએ ઘણી જ આબેહુબ રીતે વર્ણવ્યું છે:

"આ મહાવળગણી માયા પાપણી,
જેમ સેવીએ તેમ ડસે સાપણી;
રંગ ઢંગ માયાના ઘણા,
સૌકોઈ સેવક છે માયાતણા."

માયાને સાપણી સાથે સરખાવીને તેથી દુ:ખી થતા જીવોને જોઈ અખાને બહુ દુ:ખ થાય છે અને પોતાને આત્માનો અનુભવ થતાં પોતે કહે છે:—

"જાગ્યો હવે હું ટળ્યો સંસાર,
અખો ઉડયો હવે આકાશ,
તેને ન હોય પૃથ્વીના પાશ."

અનેક શાસ્ત્રોના લાંબા અભ્યાસ પછી તેમાં રહેલા મતભેદ અને વિતંડાવાદ જોઈને અખો કંટાળી જાય છે અને કહે છે:—

" ષડ્દર્શનના જુજવા મતા,
માંહોમાંહે ખાયે ખતા,
એકનું થાપ્યું બીજો હણે,
અન્યથી આપને અદકો ગણે.
ભાઈ ! એ જ અંધારો કૂવો,
ઝગડો પતવી કોઈ ન મુઓ."

પંડિતાઈ અને વાદના કૂવામાં ડુબેલા સાધુ અને મુનિઓને જોઈ અખો પૂછે છે કે આત્માને પિછાનવા જે પંથ સ્વીકાર્યો તે પંથ ત્યાગી વિવાદના વિમાર્ગે શા માટે જાઓ છો ?

હિન્દુ ધર્મમાં વ્યાપી રહેલાં અસત્ય અને અશ્રદ્ધા જોઈને અખો કહે છે:—

" જ્યાં જોઈએ ત્યાં કુડે કુડ,
સામે સામા બેઠા ઘુડ.
કોઈ આવી વાત સૂરજની કરે,
ત્યાં આવી જઈ ચાંચ જ ધરે.
અમારે હજાર વરસ અંધારે ગયાં,
તમે આવા ડાહ્યા ક્યાંથી થયા ?"

અખાની દૃષ્ટિએ આત્મા અને ભક્તિના અનુભવ પછી સંસાર અને તેની માયા શિથિલ થઈ જાય છે. સાચા જ્ઞાનની પ્રાપ્તિ પછી હૃદય નવનીતસમું કોમળ થઈ જાય છે અને સર્વ જીવો પ્રત્યે દિવ્ય પ્રેમ જાગ્રત થાય છે.

" ખાતો પીતો બોલતો,
દેખતો સઘળે રામ;
વેધ્યું મન રહે તેહનું
શિથિલ સંસારી કામ.
નવનીતસરખું હૃદય કોમળ,
કહ્યું ન જાયે હેત,
આંખો માંહે અમૃત ભર્યું
હરિભકિતકેરું ક્ષેત્ર."

અખો કહે છે કે મોક્ષમંદિરમાં જવા માટે ભકિત એક પંખિણી છે; જ્ઞાન અને વિરાગ એ બે તેની પાંખો છે; ચિદાકાશમાં તે ઊડે છે, અને આત્મપ્રાપ્તિ એ અંતિમ ધ્યેય છે. પોતાને જ્ઞાન થતાં અખો જીવતાં મોક્ષ અનુભવે છે અને કહે છે :—

" હું નહિ, તું નહિ, તે નહિ, એસા અપરંપાર."

## આનંદઘન

આનંદઘન એ અખાની પંક્તિના આધ્યાત્મિક કવિ થઈ ગયા. પણ તેમના જીવન વિષે આપણે ઘણું ઓછું જાણીએ છીએ. આ ખરેખર શોચનીય છે. અખાની શૈલીમાં કટાક્ષ અને કર્કશતા છે, જ્યારે આનંદઘનની વાણીમાં રસિકતા અને મધુરતા છે. પોતાનાં કાવ્યોદ્વારા તેમણે જૈન ધર્મનું રહસ્ય બતાવ્યું છે. કોઈ પણ પ્રકારના વાદ અને વિવાદથી પર થઈ તેમણે પુદ્ગલ અને આત્માનો સંબંધ જાણવા ઉપર જ ભાર મૂકયો છે. તેમનો જન્મ કયાં હતો, તેમનાં માબાપ કોણ હતાં વગેરે આપણે જાણતા નથી. આપણે તો તેમના કાવ્યદ્વારા જ તેમને પિછાનીએ છીએ.

જ્યારે આનંદઘન મેડતામાં નિવાસ કરતા હતા ત્યારે એક

દિવસ વ્યાખ્યાનનો સમય થવા આવ્યો અને જે શ્રીમંત શેઠ તેમની નિયમિત સેવાશુશ્રૂષા કરતા હતા તે વખતસર ન આવ્યા. આનંદઘને તેમની રાહ જોયા વગર નિયમિત સમયે વ્યાખ્યાન શરૂ કર્યું. એ શ્રીમંત શેઠને આથી ખોટું લાગ્યું. આ બાબતનો ખ્યાલ આવતાં આનંદઘને તે શ્રીમંતે પોતાને વહોરાવેલાં કપડાં તેને પાછાં આપ્યાં. તેઓ ઉપાશ્રય છોડી જંગલ ભણી ચાલી નીકળ્યા.

મેડતાનો એક બીજો બનાવ તેમના સંબંધમાં જાણીતો છે. ત્યાંના રાજાની એક અણમાનીતી રાણીએ રાજાને વશ કરવા માટે આનંદઘનજી પાસે વશીકરણમંત્ર માગ્યો. આનંદઘને એક કાગળના ટુકડા ઉપર રાણીને કંઈક લખી આપ્યું. એ કાગળનો ટુકડો વાંચ્યા વગર માદળિયામાં નાંખીને તે માદળિયું રાણીએ પહેરવા માંડ્યું અને કર્મયોગે ત્યાર પછી રાજાની તે રાણી પ્રત્યે પ્રીતિ ઉત્પન્ન થવા લાગી. કંઈક સમય પછી રાણીએ રાજાને આ સાધુએ આપેલા વશીકરણમંત્રની વાત કરી. રાજા વાત સાંભળીને ઘણો ગુસ્સે થયો. સાધુ થઈને આવા વશીકરણમંત્ર લોકોને આપે તેથી રાજાને બહુ જ તિરસ્કાર છૂટ્યો. રાજા આનંદઘન પાસે ગયો. આનંદઘને બિલકુલ ક્રોધ કર્યા વગર રાજાને માત્ર એટલું જ કહ્યું કે માદળિયું ખોલીને મંત્ર વાંચો તો ખરા ! માદળિયું તોડી રાજાએ મંત્ર વાંચ્યો. તેમાં લખ્યું હતું કે :—

“ તેરા રાજા પ્રસન્ન હો તો આનંદઘનકો ક્યા ? તેરા રાજા અપ્રસન્ન હો તો ભી આનંદઘનકો ક્યા ? ”

આ વાંચીને રાજા સ્તબ્ધ બની ગયો અને તેમના પગમાં પડી ક્ષમા યાચી.

અખાની માફક આનંદઘનજીએ પણ ધર્મ અને સંપ્રદાયોના ભેદભાવોનું ખૂબ ખંડન કર્યું છે અને તેમનાં કાવ્યો વાંચતાં આપણે

કોઈ અલૌકિક દેશમાં પર્યટન કરતા હોઈએ એવો અનુભવ થાય છે.

એક ઠેકાણે પોતે કહે છે:—

"ગગનકે અધબીચ એક કૂવા,
વહાં અમીકા વાસા;
સુગુરુ હોવે સો નીતનીત પીવે,
નગુરુ જાયે પાછા."

કાવ્યની આ પંક્તિમાં રહેલું ઊંડુ રહસ્ય માત્ર આત્માની શોધ કરતા હોય તેનાથી જ સમજી શકાય. આનંદઘનને મન આત્માની ઓળખ કરવી એટલે દિવ્ય અમૃતનું પાન કરવું અને તે માટે સારા ય જીવનને ઉન્નત બનાવવા માટે ઉત્તમ ગુરુની શોધ કરવી.

કર્મ અથવા માયાનું તાત્પર્ય અખાની માફક આનંદઘને પણ અદ્‌ભુત રીતે આલેખ્યું છે:—

"સસરો અમારો બાળો ભોળો,
સાસુ બાળકુંવારી.
પરણ્યો અમારો પારણીએ ઝુલે,
મેં ઝુલાવનહારી."

જન્મજન્માંતરોમાં મનુષ્યો વચ્ચે કેવા કેવા પ્રકારના સંબંધો બંધાય છે એ સત્ય આ કાવ્ય આપણને બતાવે છે. બધા ય જીવોમાં રહેલા એક અને સનાતન આત્મા કયા કયા પ્રકારના પ્રસંગોમાંથી પસાર થાય છે તે પણ આપણને બતાવવામાં આવે છે.

પોતાની આત્મવત્ અવસ્થામાં આનંદઘનને સ્ત્રી અને પુરુષના ભેદભાવ દેખાતા નથી અને પોતે કહે છે કે, 'કોણ પુરુષ? કોણ નારી?' આત્માને જાણીએ તો જીવન એક સ્વપ્નસમાન ભાસે છે.

તેઓ કહે છે કે શ્રીમંતાઈનો, સુખનો, રૂપ કે સાયબીનો ગર્વ ન કરજો. પુદ્ગલ અને આત્માનો સંબંધ જાણજો ! જેમ ગાય ચરતી હોય છતાં ય પોતાનું લક્ષ વાછરડી તરફ હોય છે, જેમ પાણી ભરવા જતી સાહેલીઓ આનંદવિનોદ કરતી હોય છતાં તેમનું લક્ષ પોતાનું બેડું ન પડે તે સાચવવામાં હોય છે, તેમ સંસારના વ્યવહારો સંભાળવા પડતા હોય તો પણ આપણું લક્ષ તો આત્મા તરફ જ હોવું જોઈએ.

આત્મપ્રાપ્તિ જ્યારે માનવસમાજનું અંતિમ ધ્યેય બનશે ત્યારે જગતમાં વ્યાપેલાં દુઃખ અને અન્યાય આપોઆપ દૂર થશે. સાચા આધ્યાત્મવાદથી આપણે આપણી જ નહિ પરંતુ આપણાં કુટુંબ, સમાજ અને દુનિયાની સેવા બજાવીશું.

શ્રીમદ્ આનંદઘનને કોઇએ પૂછયું કે તમો આત્માની વાત ઉપર થોડું ઓછું લક્ષ આપો તો સમાજની સારી સેવા કરી શકશો. તેમણે જવાબ આપ્યો કે ‘ મારી જાતને જાણીને જ જગતની સારામાં સારી સેવા કરી શકીશ. ’ અને ખરેખર તેમનાં કાવ્યો આજે સારી સેવા કરી રહ્યાં છે અને જનતાને ઉન્નત એવા આધ્યાત્મિક જીવન માટે અખૂટ પ્રેરણા આપી રહ્યાં છે.

# પરમહંસ સ્વામી રામકૃષ્ણ

ભગવાન અને કાલીમાતાના આ ભકતમહાત્માના જીવનનો અભ્યાસ કરતાં આપણાં હૃદય અને મગજ પર અદ્ભુત અસર થાય છે. જગતમાં પરમાત્મા હોય કે ન હોય, દેવદેવીઓ જીવતાં જાગતાં હોય કે ન હોય, જગત પરમાત્માની લીલા હોય કે મૃગજળસમી માયા હોય, તોપણ શ્રી રામકૃષ્ણનું અલૌકિક જીવન આપણાં આંતર અને બાહ્ય જીવનને સ્પર્શ કર્યા શિવાય રહી શકતું નથી.

પરમાત્મા પિછાનવા એટલે જગતના અંતિમ સત્યને અનુભવવું. પરમાત્મા પિછાનવા આપણે વિજ્ઞાનના પંથે જઇએ, ધર્મના પંથે જઇએ, ભકિતયોગ કે જ્ઞાનના પંથે જઈએ તોપણ અંતે એક જ અવિચલ સત્યની પ્રાપ્તિ માટે આપણે જીવન જીવતા હોઇએ એમ આપણને જણાયા જ કરશે.

શ્રી રામકૃષ્ણનું જીવન આ એક જ સત્ય જાણવા અને અનુ-ભવવા અર્થે હતું. જગતના તમામ ધર્મો આ સત્ય જાણવા માટે ભિન્નભિન્ન પંથ હતા. એમને મન સૌથી શ્રેષ્ઠ પંથ ભકિત અને સાધનાનો દેખાયો.

બાલ્યાવસ્થામાં જ દિવ્ય સત્યની પ્રતીતિ થતાં એમનું આખું ય જીવન પલટાઈ જાય છે. એમની દૃષ્ટિ દિવ્ય બનતાં સ્ત્રી અને પુરુષના ભેદભાવ સરી પડે છે. કાલીમાતાના આ ભકત બાળક પેઠે એ માતા પાસે રડે છે, હસે છે, નાચે છે અને તેથી અવર્ણનીય આત્મીય આનંદ અનુભવે છે. તે વખતે એમની મુખાકૃતિ એટલી તો ભવ્ય અને આકર્ષક બને છે કે સૌકોઈ એમને જોઈ નમન કરવા મંડી જાય છે. આત્મભાવનો સંચાર એમના શરીરનાં અણુ યે અણુમાં

ઉત્પન્ન થતો સૌને જણાય છે. ઘડીકમાં પોતે કૃષ્ણની પ્રિયા રાધા બને છે, ઘડીકમાં શ્રી રામના ભકતશિરોમણિ હનુમાન બને છે. આ મહાપુરુષમાં આત્મશકિતનો જે આવિર્ભાવ થાય છે તે આવિર્ભાવ દેખતાં આપણા મનમાં આશ્ચર્ય સાથે આનંદ થાય છે. અને ઈશ્વર પ્રત્યેની આપણી નાસ્તિકતા નાશ પામે છે.

પરમહંસની આત્મિક અવસ્થાનો વિચાર કરતાં આપણને અનુભવ થશે કે આ અમર્યાદિત વિશ્વમાં આપણે એક અને અનોખા નથી, આપણાં સુખ અને દુઃખ આપણાં પોતાનાં જ નથી, આપણી ગમે તેટલી વિકસેલી બુદ્ધિ અને જ્ઞાન પૂર્ણ નથી; અને સાથે સાથે આપણને જણાશે કે કોઈ એક એવી શકિત છે કે જે આદિ અને અનંત છે, નામ, રૂપ, ગુણ કે વર્ણનવિહોણી છે, અનુભવાય છતાં ય અકથ્ય રહે, ન્યાયી છતાં ય અન્યાયને સાહાય્ય કરતી જણાય, એક દેશમાં પરમાત્મા કહેવાય, એક દેશમાં કુદરત કહેવાય, એક દેશમાં માયા કહેવાય, અને જેને કોઈ અંધ, અવિવેકી શકિતબળ પણ કહે.

ઘણાખરા પ્રસંગોમાં પરમહંસ પરમાત્માનો ભાવ અનુભવ્યા જ કરે છે. એ સ્થિતિમાં એમનું જીવન અમર રસ આરોગતું આપણને જણાય છે — અને ત્યારે એ જીવનનો અભ્યાસ કરતાં કર્મ અને માયાના આવરણોથી ઢંકાયેલો આપણો આત્મા જાગ્રત થાય છે, આપણું મન આનંદ અને શાંતિ પ્રાપ્ત કરે છે.

શું છે આ ભાવનું રહસ્ય? જો આપણો અને વિશ્વશકિત વચ્ચેનો સંબંધ સત્ય જ હોય તો આપણને બધાને શ્રી રામકૃષ્ણ પેઠે કેમ ભાવ આવતા નહિ હોય? આવા ભાવ આવે એ શું પરમહંસના મગજની નબળાઈ હશે? દિવાના બનેલા મનુષ્યને પણ જગત ભ્રમણાભર્યું અને વિચિત્ર લાગે છે. દિવાના પણ હસે છે,

રડે છે, ગાય છે અને નાચે પણ છે; અને એ પણ નિદ્રા, આહાર કે ભોગ વિના જીવન ગાળી શકે છે.

પણ મહાન બનેલા પુરુષોમાં એક યા અન્ય પ્રકારની ઘેલછા હંમેશાં હોવાની જ. નાગરી ન્યાતે નરસિંહને દિવાનો માન્યો, મેવાડના રાજવીએ મીરાંને મૂર્ખ અને દિવાની સમજી એના પર સિતમ ગુજાર્યો, આજના કેટલા ય મનુષ્યો નથી કહેતા કે ગાંધીજી દિવાના છે ? બર્નાડ શૉ ચક્રમ છે ?

એટલે શ્રી રામકૃષ્ણમાં દિવાનાપણાનો એક પણ અંશ ન હોતો. જ્ઞાનતંતુની જરી યે નબળાઈ ન હોતી. એમનાં જ્ઞાનતંતુ ઈશ્વરી હતાં અને એથી એમની અને દિવ્યશકિત વચ્ચે અભેદતા અને એકતા હતી. આ સંસ્કારી આત્મા પળે પળે પરમાત્માના ભાવ અનુભવવા લાગ્યો અને એ અનુભવમાં ઉચ્ચ જ્ઞાનની પ્રાપ્તિ કરી. એમનો પરમાત્મા એક વખત સ્રીસ્વરૂપી કાલી હોય છે, અન્ય સમયે પુરુષસ્વરૂપી શ્રીરામચંદ્ર હોય છે. પરન્તુ એમનો પરમાત્મા ન હતો પુરુષ કે ન હતી સ્ત્રી. વાસ્તવિક રીતે જોતાં પરમહંસ કાલીના જ ઉપાસક ન હોતા. પરંતુ એમની મગજશકિતમાં નરી દિવ્યતા ભરી હતી. એ દિવ્યતા વિશ્વવ્યાપી દિવ્યતા અર્થે ઝંખતી હતી. એ ઝંખનાનું જોર વધતાં પરમહંસને ભગવાન માટે ભાવ ઉત્પન્ન થયા. કાલીની પૂજામાં, એની પાસે બાળક પેઠે ક્રીડા કરવામાં એમણે દિવ્યશકિત સાથે ઐકય અનુભવ્યું. આ છે ભાવ અને એનું રહસ્ય.

બાલપણથી જ પરમાત્મા માટે એમને લાગેલી લગની એમના ત્યાગ અને વિરાગની ખાતરી આપે છે. જે ભણતર ભાખરી માટે હતું, જેની પ્રાપ્તિ માટે મનુષ્યનાં મૂલ્ય અંકાતાં હતાં, એ ભણતરનો એમણે ત્યાગ કર્યો. નિશાળ તરફ એમને અરુચિ ઉત્પન્ન થઈ, ત્યાં એમને એમની પ્રગતિ ન જણાઈ.

અતિશય આશ્ચર્યની ઘટના છે કે આ પુરુષના આધ્યાત્મિક જીવનની શરૂઆત રંગભૂમિ પર થઈ. રંગભૂમિ પર એમણે કૃષ્ણ, રામ અને શિવનો ભાગ ભજવ્યો. આ ભાગ ભજવતાં એ સાક્ષાત રામ, કૃષ્ણ કે શિવ બની જતા. શરૂઆતનું એમનું નાટકી જીવન એમના સગા અને સ્વજનોને કેમ પસંદ પડે ? અને નાટકમાં કામ કરવું એ કાંઈ સમાજની દૃષ્ટિએ સારું કામ ન હોતું કહેવાતું ત્યાં ભવિષ્યની આશા નહોતી, ત્યાં ચારિત્રનું રક્ષણ નહોતું, ત્યાં સામાજિક દરજ્જો કે સન્માન નહોતાં. શિવ અને રામનો પાઠ ભજવતા પરમહંસે જીવનની વર્તમાન અને ભાવિ ઉપાધિ ભગવાનને સોંપી હતી. કમાવાની કે ખાવાની ચિન્તા જ ન હતી. જીવનની બધી જ જવાબદારી ભગવાનને સોંપતા એમને અચલ શ્રદ્ધા હતી કે પ્રભુ એમને જરૂર સાહાય્ય કરશે.

બાલપણના આ નાટકી જીવનમાં કેવળ એક જ લગની લાગી હતી; અને તે એ હતી કે પ્રભુનો, દિવ્યશકિતનો સાક્ષાત અનુભવ કરવો. આ આદર્શની સિદ્ધિઅર્થે એમણે સુખ અને વિલાસને બાલપણથી ત્યાગ્યા. એમના હૃદયની મૃદુતા, એમના અવાજની મોહકતા, બીજાનાં દુઃખ દેખી દુઃખ અનુભવતો એમનો દયાળુ જીવ, એમની બાળકસમી નિર્દોષતા, નિષ્પાપ હૈયું અને કાલીમાતાની ભકિત; અને માતાના પરિચય સારુ એમની આંખથી સરી પડતાં મોતીસમાં અશ્રુબિન્દુ આ સર્વ આપણને બતાવે છે કે પરમહંસ પોતે જ પરમાત્મા હતા.

એમને ઘણા ય વિદ્વાન ભકતો હતા છતાં ભકતોનું અભિમાન નહોતું. એમની પાછલી અવસ્થામાં ઘણા ય શ્રીમંતો એમને દેવ સમાન પૂજતા અને પરમહંસના સુખ અને સગવડ અર્થે પોતાનું ધન સમર્પણ કરતા. છતાં ય એમણે કદિ યે એશઆરામ અનુભવ્યા

નથી. બંગાળાના ઉચ્ચ કોટીના બ્રાહ્મણો જ્યારે ખાવામાં મચ્છી લેતા અને માંસાહાર કરતા, ત્યારે પરમહંસે માંસાહાર ત્યાગ્યો અને સાત્ત્વિક આહાર ઉચ્ચ જીવન અર્થે સ્વીકાર્યો.

એમના જીવનનો એક અદ્દ્ભુત પ્રસંગ જોઈએ. જ્યારે પરમહંસ એક વખત સ્ત્રીનો પહેરવેશ પહેરી કૃષ્ણની ગોપી બનતા, જ્યારે એક વખત વાનર બની પુંછડી પછાડતા, જ્યારે ભગવાનના અનુભવ માટે નાચતા અને રડતા ત્યારે એમની આવી સ્થિતિ જોઈ એમના સ્નેહી સંબંધીઓને લાગ્યું કે ગદાધર ગાંડાઈથી પીડાતા હતા. એ ઘેલછા અને આવેશ જોઈ એમનાં સ્વજનો અતિશય ચિન્તા કરવા લાગ્યાં.

ત્યારે કોઈએ સલાહ આપી કે આ માણસના મગજે ગરમી ચડી છે, એ ગરમી ઉતરે તો એની ઘેલછા મટે. પરમહંસની ગરમી અને ઘેલછા દૂર કરવા, એમને ભોગમાં આસકત બનાવીને સામાન્ય સંસારી બનાવવા માટે આપણને અણગમો આવે એવી યોજના કરવામાં આવી.

એક ઓરડામાં બે વેશ્યાઓ રાખવામાં આવી. ત્યાં શ્રી રામ-કૃષ્ણને મોકલ્યા. ઓરડાનાં બારણાં બંધ થયાં. વેશ્યાઓ પરમહંસને જોઈ હસવા લાગી, ચેનચાળા કરવા લાગી પણ પરમહંસ આ વેશ્યા-ઓના પગે પડ્યા, અને એમને પ્રણિપાત કરતા બોલ્યા, "જય જગદંબા, જય જગદંબા !"

એ અવાજથી, ચારિત્ર્યના અદ્દ્ભુત બળથી વેશ્યાઓએ શરમ અને સંકોચથી નીચું જોયું. અત્યાર સુધી આવો અસામાન્ય નર એમણે નિહાળ્યો નહોતો. પોતાની સાથે એકાન્તે છતાંય આ પુરુષ-માં કામભાવનો એક પણ અંશ જણાયો નહિ. હજારો પુરુષોના સંગમાં આવેલી, હજારો પુરુષોને મોહાન્ધ અને કામાન્ધ બના-

વતી આ વેશ્યાઓએ પરમહંસના પ્રથમ દર્શને જીવનમાં અપૂર્વ પલટો અનુભવ્યો. પરમહંસે જ્યારે એમને 'જગદંબા' કહીને સંબોધી ત્યારે આ વેશ્યાઓએ અનુભવ્યું કે પરમહંસના આ શબ્દે એમની પશુતાનો નાશ કર્યો હતો અને પરમહંસના અલ્પ સમયના પરિચયે એ વેશ્યા મટી જઈ ખરે જ જગદંબા બની.

ઓરડાનાં દ્વાર ખુલ્યાં. પરમહંસ હસી રહ્યા. એમના મિત્રો અને સ્નેહીઓ વિચારમાં પડ્યા. ત્યારે બધાને અનુભવ થયો કે ગદાધર સામાન્ય પુરુષ નહોતા; એ તો વિદ્યુતશકિતસમાન હતા, એ શકિતથી કોણ આકર્ષાયા વિના રહી શકે ? જ્યાં ચારિત્ર્ય અને સંયમ હતાં, જ્યાં પોતે જ પોતાની પત્નીને જગદંબા તરીકે પૂજતા ત્યાં એ પુરુષની ઘેલછા નહોતી, ત્યાં તો એમના ઈશ્વરી અવતારની સત્ય સાબિતી હતી.

પરણ્યા છતાં ય પત્ની સાથે એમણે કદિ યે શારીરિક ભોગ ભોગવ્યો નહોતો. વ્યવહારકુશળ માણસોને પરમહંસનું શારદામણિ પ્રત્યેનું વર્તન નિર્દય અને વિચિત્ર લાગ્યું. એમ લાગે તે સ્વાભાવિક જ હતું.

પણ પરમહંસની દિવ્ય દૃષ્ટિ એમની માતા કે એમની પત્ની વચ્ચે કાંઈ ભેદ દેખી શકતી જ નહોતી. એમના મનમાં પત્નીભાવ કદિ યે નહોતો. પત્નીની કામવાસનાને સંતોષવી કે પુરુષની કામવાસનાને સંતોષવી એ શારીરિક જરૂરિયાત કે સત્યથી પરમહંસ પર હતા. પોતાની પાસે અમૂલ્ય સંયમશકિત હતી, અને પોતાની પત્નીને સંયમ અને બ્રહ્મચર્ય સ્વીકારવા પરમહંસ પ્રેરણા અને બળ આપી શકયા. એ જ શકિત અને પ્રેરણાએ નરેન્દ્રને બ્રહ્મચર્ય પાળવા સાહાય્ય કરી.

શારદામણિ સામાન્ય સ્રી ન હતાં. પરમહંસનાં આદર્શ પતિવ્રતા મહાન સ્રીશિરોમણિ હતાં. જગત જેને એક વખત ચક્રમ માનતું તે પતિ તેમને મન તો પરમાત્મા જ હતા. સખીઓ શારદામણિની મશ્કરી કરતી અને કહેતી કે તારો પતિ દિવાનો છે, ત્યારે આ તીક્ષ્ણ વાગ્બાણ શારદામણિ શાન્તિથી સહન કરતી, અને ત્યારે તેમને મન તેમના શિરોમણિ તો પરમહંસ જ હતા. ભરયુવાનીમાં પણ પતિ તરફનું વહાલ અપૂર્વ અને દિવ્ય જ હતું. પતિની આત્માવસ્થા એમનાં મન અને પ્રાણને સ્પર્શી હતી. પતિ માફક વિષયરસમાં રહેલી વિષમતા તરફ એમને કંટાળો ઉત્પન્ન થયો.

જે ધૈર્યથી પિયરમાં દુ:ખ સહન કર્યાં તે ધૈર્યની સાક્ષાત પ્રતિમાસ્વરૂપ શ્રી શારદામણિ આપણી પાસે ભરતખંડની ગૌરવશાળી આદર્શ નારી તરીકે ખડી થાય છે. દુ:ખમાં, પતિના લાંબા કાળના વિયોગમાં, એમના આત્માને ખાતરી હતી કે શ્રી રામકૃષ્ણ એમને બોલાવશે અને સાથે રાખશે. પિયર રહી પતિની અને પતિના સંગની ચિન્તામાં જે દુ:ખ અને નિરાશા, જે આશા અને શ્રદ્ધા એમણે અનુભવ્યાં તે તો અજબ જ જણાય છે.

દુ:ખનો સમય વીતી ગયો. પરમહંસે શારદામણિને દક્ષિણેશ્વરમાં બોલાવ્યાં. અહીં બન્ને સાથે રહ્યાં. પરમહંસ પત્નીના શિક્ષક બન્યા. પત્નીના હૃદયમાં પ્રભુની લગની ઉત્પન્ન કરી.

આપણાં રોમાંચ ખડાં થાય એવો એક પ્રસંગ રામકૃષ્ણ અને શારદામણિના જીવનમાં બન્યો. કાલીમાતાના પૂજાના પ્રસંગે કાલીને સ્થાને શારદામણિ વિરાજ્યાં. શારદામણિને સાક્ષાત જગદંબા સ્વીકારી એમની પૂજા કરી. એ પળે બન્નેએ આત્માનું અંતિમ રહસ્ય જાણ્યું. બન્નેએ એકમેકમાં કાલીસ્વરૂપ દિવ્ય શક્તિનો અનુભવ અનુભવ્યો.

આપણને જણાશે કે હિન્દુસમાજમાં આજનું જે સ્થાન સ્ત્રી ભોગવે છે તે સ્થાન સામાજિક રૂઢિ કે રિવાજ પ્રમાણે હશે પણ તે સ્થાન હિન્દુધર્મ કે હિન્દના અધ્યાત્મવાદને મંજૂર નથી. સ્ત્રી પૂજનીય છે એટલે એને સમાનતા અને ન્યાય આપવાં જ જોઈએ એ આપણા ધર્મશાસ્ત્રનું મુખ્ય સૂત્ર છે. જે પુરુષ એ ન્યાય નથી આપતો તે હિન્દુ નથી. જે સ્ત્રી એ ધર્મ નથી પાળી શકતી તે હિન્દુ નથી. આપણા સમાજમાં સ્ત્રીપુરુષની સ્થિતિ આપણા પોતાના જ વાંકે અથવા તો આજુબાજુના વાતાવરણના વાંકે છે. ત્યાં નથી દોષ આપણાં ધર્મ કે તત્ત્વજ્ઞાનનો.

કોણ માને કે પરમહંસનું શારદામણિ પ્રત્યેનું વર્તન શુષ્ક અને નિર્દય હતું ? આપણું ધર્મશાસ્ત્ર આપણને શિખવે છે કે સ્ત્રી પુરુષની પત્ની જ નથી. એમાં માતાનું પણ સ્થાન છે. પરમહંસે પોતાની પત્નીની પૂજા કરી, એને પત્ની મીટાવી પૂજ્ય માતા બનાવી, એ શું એમની ઓછી તાકાત હતી ? છેલ્લાં સો વરસોમાં યુરોપખંડે આવો એક પણ પુરુષ પેદા કર્યો છે ? આપણી પરાધીનતા અને ગુલામી છતાં ય, આપણી ગરીબાઈ અને બેકારી છતાં ય, આ પુરુષના જીવને પરદેશવાસીઓનાં મનમાં આપણા માટે, આપણા ધર્મ માટે, માન અને પ્રેમ ઉત્પન્ન કર્યાં છે.

પોતાની પગચંપી કરતી શારદામણિ અને પોતાથી પૂજાતી કાલી શ્રી રામકૃષ્ણને મન એક જ જણાય છે. જગદંબાને એમની પ્રાર્થના હતી કે શારદામણિ કાલી બની જાય, એમની પાર્થિવ ભાવના સમૂળગી નાશ પામે. સાચા ભાવથી કરેલી વિનંતિ સિદ્ધ થાય છે. શારદામણિ સંયમભરી જગદંબા બને છે અને બન્ને સહવાસમાં બ્રહ્મચર્ય પાળી આખરી કસોટીમાંથી સફલતાપૂર્વક જીવનવિકાસમાં આગળ વધે છે.

સાધના સારુ પરમહંસ શ્મશાનમાં ગાઢ અંધકારભરી રાત્રિએ જાય છે. આ શ્મશાનમાં ભયંકરતા સ્ફુરી રહી હોય છે. ત્યાં જતું દરેક જણ ભયથી થરથરતું હોય છે. એ આવા સ્થળે નિઃસ્વાર્થી બનીને દેવીની આરાધના કરે છે. અહીં એમની તપશ્ચર્યા અને નિશ્ચયબળ અવધિએ પહોંચે છે; અને એમનું મજબૂત મન ભૂત, ડાકણ કે પિશાચના ભય વિનાનું બને છે.

ગીતાના સમત્વયોગને સિદ્ધ કરવામાં આ પુરુષનો પ્રયાસ અજબ છે. એમને કંચન કે પાષાણમાં કાંઈ જ ફરક જણાતો નથી. આ યોગને વિશેષ રીતે વ્યવહારમાં મૂકવા પોતે નદીકિનારે જાય છે. એમના એક હાથમાં રેતી હોય છે, બીજા હાથમાં લક્ષ્મી હોય છે. બન્ને હાથ બંધ કરે છે, પાછા ઉઘાડે છે. હાથમાં રહેલી લક્ષ્મી અને માટીને એક જ ભાવથી નીરખે છે અને બન્નેને એક જ ભાવથી નદીમાં પધરાવે છે. ભંગી પેઠે ગંદી જગ્યા પોતે સાફ કરે છે. વિષ્ટા અને ચંદનને સરખી લાગણીથી નીરખે છે અને પોતે નિષ્પક્ષપાત અને સમભાવી બનીને સમત્વયોગની સાધના પૂર્ણ કરે છે.

આ યોગ આદરીને પ્રિય અને અપ્રિયથી એ પર થયા. રાગ-દ્વેષની વ્યથાથી એમનું મન મુક્ત થયું. જગદંબાનું વિશાલ અને અમર્યાદિત સામ્રાજ્ય એમને ચોમેર જણાયું. એ અનંત અને અમર્યાદિત શક્તિ સાથે એકરૂપતા અનુભવી એમણે એમના વ્યક્તિત્વને અનંત અને અમર્યાદિત બનાવ્યું.

દેવીને પૂજતા હતા છતાં ય પરમહંસ વહેમી ન હતા. એ તો અસામાન્ય દેવીભક્ત હતા. કોઈ સ્વાર્થ, સિદ્ધિ કે હેતુ અર્થે કાલીમાતા પ્રત્યે એમને પ્રેમ નહોતો. પણ કાલી પ્રત્યેનાં પ્રેમ અને ભક્તિ પરમાત્માની પ્રાપ્તિ અર્થે જ હતાં. માવિહોણા બાળકને જેમ માતા જોઈએ તેમ પ્રભુવિહોણા પરમહંસને જગદંબા જોઈતાં હતાં.

સ્વામી રામકૃષ્ણ અને નરેન્દ્રનો પ્રસંગ એ મહાન પ્રસંગ છે. પ્રથમ પરિચયે બન્ને વચ્ચે આત્મસ્નેહ જાગ્રત થયો. ઊગતા બાલયુવાન નરેન્દ્ર પર પરમહંસના દિવ્ય આત્માની અસર અદ્ભુત બની. શ્રી પરમહંસને નરેન્દ્રના વિયોગે સતાવ્યા, નરેન્દ્રે પરમહંસ પ્રતિ અવર્ણનીય આકર્ષણ અનુભવ્યું. બ્રહ્મસમાજમાં વ્યાપેલી અસ્તવ્યસ્ત પરિસ્થિતિથી નરેન્દ્રને એ પંથ પર પ્રેમ ન થયો. સત્યની શોધમાં એમને પરમહંસનો પરિચય થયો. પરમહંસે આ પુરુષની જીજ્ઞાસા જાણી. નરેન્દ્રનાં દર્શનથી પરમહંસની આંખથી અશ્રુ સરતાં. પરમહંસના પરિચયે નરેન્દ્રમાં દિવ્યતા સીંચી. પારસમણિ લોહને સુવર્ણ બનાવે તેમ પરમહંસે નરેન્દ્રને વિવેકાનંદ બનાવ્યા. પરમહંસના જીવનમાં ચમત્કાર જોયો અને સાંભળ્યો. પરમહંસે નરેન્દ્રને શિખવ્યું કે આત્માનું જ્ઞાન એ બુદ્ધિનો વિષય નહોતો. સનાતન સત્ય બુદ્ધિથી ગ્રાહ્ય થવું અશક્ય હતું. મનમાં અશ્રદ્ધા રાખીને સત્ય સમજવું દુષ્કર હતું.

પોતાના કુટુમ્બની ગરીબાઈ દૂર કરવા નરેન્દ્ર પરમહંસને પ્રાર્થના કરે છે. પરમહંસ સ્મિત કરે છે અને એ માગણીને સ્વીકારતા નથી. બન્ને વચ્ચે કસોટીના કેટલા ય પ્રસંગો વહી જાય છે. પરમહંસને ખાતરી થાય છે કે નરેન્દ્ર પ્રથમ પંક્તિનો જીજ્ઞાસુ છે એટલે ભવિષ્યની આશા આપતા એ યુવાનના કુટુમ્બની ગરીબાઈ એમણે દૂર ન કરી પણ એનામાં અદ્ભુત પ્રેરણાબળ સીંચ્યું. ગુરુ તરફથી શિષ્યને જે કાંઈ મળે તે સૌથી વધારેમાં વધારે નરેન્દ્રે પરમહંસ પાસેથી પ્રાપ્ત કર્યું.

આંગ્લવિદ્યાના અભ્યાસથી નરેન્દ્રનું મન હમેશાં તર્કવિતર્કથી ભરપૂર હતું. આર્યદેશનાં ધર્મશાસ્ત્રોમાં શ્રદ્ધા નહોતી. ભક્તિમાં રસ નહોતો. જીવનવિકાસમાં સૌને આવો અંધકારભર્યો અવસર

પસાર કરવો પડે છે. પણ પરમહંસનો ભાવાવેશ, કાલી પ્રત્યેની અચલ ભક્તિ, શ્રદ્ધા અને ટેક, બાળકજેવી નિર્દોષતા અને સરલતા, નૈષ્ઠિક બ્રહ્મચર્ય, વિરલ ત્યાગ અને સર્વ પ્રતિ પ્રેમભર્યું હૈયું: આ સર્વની અસર કાગળ પર જેમ અક્ષર કોતરાય તેમ નરેન્દ્રનાં અંતર અને બુદ્ધિપટ પર કોતરાઈ રહી. અધિકારી અને જિજ્ઞાસુ નરેન્દ્રને પારસમણિસમા પરમહંસ પ્રાપ્ત ન થયા હોત તો જીવનનો મુશ્કેલ પ્રસંગ સફલતાપૂર્વક નરેન્દ્ર પસાર કરી શક્યા હોત કે નહિ એ ખરે જ શંકાનો પ્રશ્ન છે.

સંપૂર્ણ પરિચય પછી નરેન્દ્રના જીવનમાં અદ્ભુત પરિવર્તન તાદૃશ થાય છે. ભાવ અને ભક્તિના પરમહંસે સીંચેલા સંસ્કારનો નરેન્દ્રના જીવનમાં આવિર્ભાવ થાય છે. પ્રેરણાનું બળ, શ્રદ્ધાની નિશ્ચલતા, ત્યાગ અને વિરાગની ભાવના, શીલ અને સંયમનો પ્રતાપ જ્યાંજ્યાં વિવેકાનંદ વિચરે છે ત્યાંત્યાં આપણને દૃષ્ટિગોચર થાય છે. અને તેથી જ્યાંજ્યાં વિવેકાનંદ પર્યટન કરે છે ત્યાંત્યાં પરમહંસ તેમની પાછળ છૂપાયેલા હોય એમ આપણને લાગ્યા કરે છે.

ગુરુ અને શિષ્યના જીવનનાં વ્યર્થ ઉદાહરણો આપણે ત્યાં ઓછાં નથી. એવું એક ઉદાહરણ આપણે અખાના જીવનમાં જોયું. પણ વિવેકાનંદ અને પરમહંસના જીવનમાં આપણને ગુરુ-શિષ્યના ખરેખરા સંબંધનો ખ્યાલ આવે છે. ગુરુ પ્રેરણાત્મક પર-માત્મા બને છે, શિષ્ય પ્રેરણા ઝીલી જીવનમાં પરમાત્માની પ્રાપ્તિ કરે છે. ગુરુ વિના જ્ઞાન નથી, ગુરુ વિના મુક્તિ નથી, અને ગુરુ વિના અનુભવ નથી એ સત્ય તદ્દન નિરર્થક નથી જ. આત્માનો ઉચ્ચતમ વિકાસ યોગ્ય ગુરુ વિના અશક્ય બને એ આપણાં પુરાણો અને શાસ્ત્રોનું મંતવ્ય છે. એ મંતવ્યમાં રહેલું સત્ય આપણે પરમ-હંસ અને વિવેકાનંદના ગુરુશિષ્યના સંબંધમાં જોઈએ છીએ. આ

ગુરુશિષ્ય વચ્ચે બુદ્ધિનો મતભેદ હતો છતાં ય તેમની વચ્ચે પરમ પ્રકારના પ્રિય અને પૂજ્ય ભાવ નિરંતર કાયમ જ હતા.

યોગેશ્વર શ્રીકૃષ્ણે અર્જુનને કર્મયોગ શિખવ્યો અને ધનંજયે શ્રીકૃષ્ણસ્વરૂપે કર્મયોગ આદર્યો. જ્યાં શ્રીકૃષ્ણની અદ્‌ભુત પ્રેરણા હતી ત્યાં શ્રીકૃષ્ણ અને ધનંજય એક જ હતા. મહાવીર પ્રભુની એવી જ પ્રેરણાથી ગૌતમસ્વામીએ ત્યાગ અને તપશ્ચર્યાનું મહા-ગૌરવ સિદ્ધ કરી બતાવ્યું. ગુરુની એવી જ પ્રેરણાથી છત્રપતિ શિવાજીએ આર્યસંસ્કૃતિને આબાદ રાખવા મહાન પરાક્રમો કર્યા. આવી જ પ્રેરણાથી વિવેકાનંદે આપણી સંસ્કૃતિ, આપણું તત્ત્વજ્ઞાન અને ધર્મમાં રહેલી ભવ્યતા આપણને અને જગતના લોકોને બતાવ્યાં. આ જ પ્રમાણે આપણા યુગકર્તા ગાંધીજીએ એમના અનુયાયીઓને અહિંસક યુદ્ધ આદરવા પ્રેરણા આપી. “ તું સંસાર માટે નથી” આવું એક જ વાકય નરેન્દ્રનાં નયનો ખુલ્લાં કરે છે. એ વાકય નરેન્દ્રના આત્માને જાગ્રત કરે છે અને નરેન્દ્ર પોતાનું ભાવિ કર્તવ્ય જોઈ શકે છે.

સાહિત્યકાર સમ્રાટ બંકિમબાબુ, બ્રહ્મસમાજના મોવડી કેશવ સેન, પ્રખર વિદ્વાન ઈશ્વરચંદ્ર વિદ્યાસાગર અને શશધર પંડિત: આ ચાર પુરુષો પરમહંસના પરિચયમાં આવ્યા, પરમહંસની પ્રતિભાથી મુગ્ધ બન્યા. આવા પુરુષો પ્રત્યે પરમહંસે બાળક-સમી સરલતા અને અમાનીપણું દર્શાવ્યાં, એમને દેખી એમના ગુણની પ્રશંસા કરી, એમને પ્રેમથી ભેટયા, એમની સાથે નમ્રતાથી બોલ્યા અને એમને જોઈ ભાવ અને ભક્તિમાં લીન બન્યા. બ્રહ્મ-સમાજથી પોતાનો સાધનામાર્ગ નિરાળો હતો છતાં ય આ પુરુષે એક પણ બ્રહ્મસમાજીને અવગણ્યો નથી, બ્રહ્મસમાજ સામે એક પણ શબ્દની ટીકા કરી નથી. પોતાના વ્યક્તિત્વબળથી, પોતાની

સહૃદયતાથી એમણે બ્રહ્મસમાજ પર અદ્ભુત અસર કરી અને એ પંથને વિશેષ આર્ય સંસ્કારવાળો બનાવ્યો.

સ્વામી પરમહંસના ઘણાં ય સ્ત્રીભક્તો હતાં. આ સ્ત્રીભક્તો તરફ પરમહંસની લાગણી માતા પ્રત્યેની હતી. પરમહંસની દિવ્ય દૃષ્ટિથી સ્ત્રીભક્તોને આત્માનો દિવ્ય અનુભવ થયો. આ સ્ત્રીભક્તો પ્રત્યે એમનું વર્તન એક બાળકસમાન હતું. આ ભક્તોના સહવાસમાં પરમહંસને એક જ સનાતન શક્તિ વિશ્વમાં વ્યાપેલી હોય એમ જણાવા લાગ્યું. એમની આવી અવસ્થા માનસિક કલ્પનાને લીધે નહોતી, મનનો ઘડીભરનો તરંગ નહોતો, મગજશક્તિ પર બાહ્ય વાતાવરણની ભૂલભરી અસર નહોતી; એમની સ્થિતિ તો એમને થયેલા આત્માનુભવને કારણે જ હતી.

બુઝાતા પહેલાં દીપકનો પ્રકાશ સોળે કળાએ ખીલે છે. શૂરવીર યોદ્ધો કેસરીઆં કરતાં મૃત્યુસમયે અજબ પરાક્રમથી ઝઝુમે છે તેમ મૃત્યુનો સ્વીકાર કરતાં પરમહંસ પૂર્ણ ચંદ્ર પેઠે પ્રકાશે છે. પોતે સંપૂર્ણ દિવ્ય અવસ્થા અનુભવે છે. પળેપળે એમના દેહમાં ઉત્પન્ન થતો ભગવાનભાવ એ દેહને દીપકસમાન પ્રકાશિત કરે છે અને આત્માને વિરામ આપતી એ સમાધિમાં સ્વામી જ્યારે લીન બને છે ત્યારે એમનું સ્થૂળ શરીર નિર્જીવ બને છે. આ અવસ્થામાં એમનો પ્રાણ અદૃશ્ય થતો જણાય છે. દેહ અને આત્માની ભિન્નભિન્ન અવસ્થાનો તાદૃશ ચિતાર આ પુરુષના જીવનમાં આપણે જોઈ શકીએ છીએ.

મરણનિમિત્તે આવી પડેલી શારીરિક પીડાને એમણે પ્રેમથી સ્વીકારી. એ પીડા દૂર કરવા એમણે એમની ચમત્કારશક્તિનો પરચો એમના ભક્તોને આપ્યો નહિ. એમને મૃત્યુનો ડર નહોતો,

નશ્વર દેહ પ્રતિ પ્રીતિ નહોતી. કાળને આધીન થવામાં ઈશ્વરની જ આજ્ઞા હતી અને એ આજ્ઞા એમણે આનંદથી સ્વીકારી.

દુર્ગાપૂજાના પ્રસંગે એમણે છેલ્લી સમાધિ લીધી. એક તરફ જનતા એમનાં દર્શને ઘેલી બની હતી. બીજી તરફ દેહથી એમના પ્રાણનો વિયોગ નજીક આવ્યો હતો. ભજન અને ગીતમાં પોતે એકતાન બન્યા હતા. દેહનું દર્દ વિસરી એમનો આત્મા સૂર્યસમાન તેજસ્વી બન્યો. કલકત્તામાં, બંગાળામાં, હિન્દમાં અને વિશાળ વિશ્વમાં આ તેજસ્વી તારો ગુલાબી પ્રકાશથી દિવ્ય નૃત્ય કરી રહ્યો. આખું યે કલકત્તા પ્રચંડ લાગણીના પૂરમાં ડૂબી ગયું !

એ સમયે પરમહંસની મસ્ત અને દિવ્ય અવસ્થાનાં દર્શને આવતી માનવમેદની એના પ્રાણમાં કંપારી, આનંદ અને કોમળતા અનુભવી રહી.

આ પરિસીમા વિનાના અનંત વિશ્વ સાથે પરમહંસ એકરૂપ થતા દેખાયા. એ દિવ્ય સમાધિમાં ભારતના ઋષિમુનિઓ અને તીર્થંકરો પેઠે તેમણે સોહંમનો સાક્ષાત્કાર કર્યો. એમનો દેહ દેદીપ્યમાન બન્યો અને અનંત શાન્ત સમાધિમાં પરમહંસ લીન થયા.

સૂર્ય નિહાળતાં આપણે આપણી આંખો બંધ કરીએ છીએ અને સૂર્યપ્રકાશ પ્રતિ અજબ આશ્ચર્ય અનુભવીએ છીએ, પૂર્ણિમાના ચંદ્રને અવલોકતાં આપણામાં આહ્‌લાદ અને શાન્તિ ઉત્પન્ન થાય છે અને આપણાં નયનો સ્નેહની ભીનાશથી ભીંજાય છે, વિશાળ સાયર વિલોકતાં આપણે એ સાયરસમાન વિશાળ અને ગંભીર બનીએ છીએ, પર્વત પર ચડતાં પ્રકૃતિની ભવ્યતા આપણા મનને સ્પર્શે છે; અને સુવાસિત વનસ્પતિની લીલાશ, મંદમંદ ગતિથી મહાલતો અનિલ, સુરંગી સંધ્યાની ગુલાબી — આ સર્વ

આપણને અવર્ણનીય ઉલ્લાસમાં મૂકી દે છે. જેમ પ્રકૃતિની આ લીલા આપણને ઉચ્ચ ભૂમિકાએ લઈ જાય છે તેમ પરમહંસના જીવનનો મહિમા જાણતા આપણા જીવનમાં અજબ પરિવર્તન થાય છે.

પરમહંસે હિન્દની પુરાણી સંસ્કૃતિનો પુનરુદ્ધાર કર્યો છે. પશ્ચિમની સંસ્કૃતિ પર પોતાના પ્રભાવની છાપ પાડી છે. આ પુરુષનું જીવન જાણીને આપણામાં ઘડીભર ત્યાગ ઉત્પન્ન થશે. જ્યારે આપણા વ્યવહારનાં કૂડકપટ જોઈને સંસાર પર આપણને અરુચિ ઉત્પન્ન થશે; જ્યારે સુખ અને વિલાસ અનુભવ્યા પછી ઉદ્વેગ અને પરિતાપ આપણને સતાવશે ત્યારે પરહંસનું જીવન આપણને જરૂર શાન્તિ અને પ્રેરણા આપશે.

કોઈ વહાલાના વિયોગસમયે, કોઈ દરિદ્રીના અતિશય દારુણ પ્રસંગે, કોઈ ચોમેરની ચિન્તાના સમયે પરમહંસનું જીવન આપણને જરૂર સાહાય્ય કરશે. આપણાં પ્રસંગો અને પરિસ્થિતિ, આપણા સંસ્કાર અને સંયોગો, આપણી ફરજ અને પસંદગી વગેરેનો વિચાર કરી આપણે પોતે પરમહંસ ન બની શકીએ એ સંભવિત છે. છતાં ય એમનું જીવન આપણને, આપણા વ્યવહારમાં, આપણાં સગપણ અને સંબંધમાં, આપણા સ્ત્રીપુરુષના સંબંધમાં, આપણા અંગત વિકાસમાં અને આપણા હૃદયબળમાં અત્યંત પ્રેરણા આપશે અને જીવનમાં માર્ગદર્શક બનશે.

# શ્રીમદ્ રાજચંદ્ર

સૌરાષ્ટ્રદેશે અર્વાચીન સમયમાં જે નરરત્નો ઉત્પન્ન કર્યાં છે તેમાં શ્રીમદ્ રાજચંદ્રનું નામ પણ અમર રહેશે. ઊગતી બાલ્યાવસ્થાથી જ આ પુરુષે ભવિષ્યની મહાન આશા આપી હતી. એમની સ્મરણશક્તિ અને સમજશક્તિ અસામાન્ય હતી. એમનો આત્મા ઉચ્ચ ને સંસ્કારયુકત હતો. દિવ્યતાની લગની એમને બાલપણથી જ લાગી હતી. અકથ્ય એમનું બુદ્ધિબળ હતું અને અપૂર્વ એમનો ધર્મ પ્રતિ પ્રેમ હતો. અગાધ સ્મરણશક્તિથી એમણે આશ્ચર્ય અને સન્માન ઉત્પન્ન કર્યાં, તીક્ષ્ણ બુદ્ધિબળથી એ પ્રથમ પંકિતના પંડિત અને શાસ્ત્રવેત્તા બન્યા અને ધર્મ પ્રતિના પ્રખર પ્રેમબળથી એમના અંતરમાં ત્યાગ અને વિરાગની ભાવના પ્રબળ બની. છતાં ય પોતાની પંડિતાઈનો ડોળ કદિ યે કર્યો નથી, સ્મરણશકિતનું અભિમાન કોઈને કહ્યું નથી, કોઈને અવગણ્યા નથી, કોઈની નિન્દા નથી કરી, કોઈને અપ્રિય કહ્યું નથી, કોઈને દ્રોહ દીધો નથી, કોઈને અન્યાય આપ્યો નથી અને કોઈનું અનિષ્ટ ઇચ્છયું નથી. આવું હતું રાયચંદભાઈનું પૂજનીય ચારિત્ર્ય અને એવા ચારિત્ર્યબળથી રાયચંદભાઈ આજે શ્રીમદ્ રાજચંદ્ર તરીકે ઓળખાય છે.

ઊગતા યૌવનમાં રાયચંદભાઈએ સંસારમાં પ્રવેશ કર્યો અને ગૃહસ્થાધર્મનો અંગીકાર કર્યો. સંસારની અસારતા પોતે બાલપણથી જાણતા હતા છતાં ય કર્મબળની ગહનતા જાણી લગ્નજીવન સ્વીકાર્યું. સંસારમાં એમની માનસિક અવસ્થા તો જનકવિદેહીજેવી જ હતી. પૈસા પ્રાપ્ત કરતાં પણ એ પર એમને પ્રીતિ નહોતી, સંસાર ભોગવતા પણ એથી મુક્ત થવા રાતદિનની એમને ઝંખના થતી.

એમનું એક જ લક્ષ્ય હતું અને તે આત્માની અંતિમ અવસ્થા પ્રાપ્ત કરવા માટેનું. આ દિવ્ય ધ્યેય અર્થે રાયચંદભાઈએ ગૃહસ્થ-ધર્મનો સ્વીકાર ન કર્યો હોત અને નૈષ્ઠિક બ્રહ્મચર્ય સ્વીકાર્યું હોત, લક્ષ્મી અર્થે વેપાર, વ્યવસાય અને પરિશ્રમ ન આદર્યાં હોત, તો શ્રીમદ્ શું કલિયુગના તિર્થંકર ન બન્યા હોત? અતિશય વિવાદ અને કલ્પનાનો આ પ્રશ્ન છે.

વવાણિયાના આ વણિક મહાપુરુષે ગાંધીજી પર અદ્‌ભુત છાપ પાડી છે. ગાંધીજીના મનમાં જ્યારે અશ્રદ્ધા અને નાસ્તિકતા પ્રગટી, જ્યારે હિન્દુધર્મમાં અપ્રીતિ ઉત્પન્ન થઈ, જ્યારે અન્ય ધર્મ સ્વીકારવા મનમાં દ્વન્દ્વયુદ્ધ ઉત્પન્ન થયું ત્યારે જીવનની એવી વિપરીત વેળાએ શ્રીમદે મહાત્માને અદ્‌ભુત સાહાય્ય કરી, પ્રેરણા આપી અને હિન્દુધર્મને શાન્તિ અને ધિરજથી સમજવા શિખામણ આપી. ગાંધીજીની લેખનશૈલી, ગાંધીજીના આત્મા અને અહિંસા સંબંધી વિચારો, ગાંધીજીનું આખું ય વ્યકિતત્વ એ સર્વ પર શ્રીમદના સત્સંગની અસર આપણને જણાયા જ કરે છે. શ્રીમદની સચ્ચાઈથી, શ્રીમદની વ્યવહારનીતિથી, શ્રીમદની સ્મરણશકિતથી મહાત્મા આશ્ચર્ય અનુભવે છે પરન્તુ શ્રીમદની વિરાગભાવના મુખ્યત્વે મહાત્માને મુગ્ધ બનાવે છે.

આ સત્સંગનો પરમ મહિમા મહાત્મા મોહનદાસે એમની આત્મકથામાં વર્ણવ્યો છે. એ વાંચતાં અને વિચારતાં આપણને અવર્ણનીય ઉલ્લાસ થાય છે. બે મહાપુરુષના મિલનનો પ્રસંગ આપણી કલ્પનાશક્તિએ ખડો થતાં આપણે રોમાંચ અનુભવીએ છીએ. શ્રીમદના સત્સંગમાં મહાત્મા આર્યદેશનાં ધર્મ અને તત્ત્વ-જ્ઞાનમાં રહેલા સંપૂર્ણ સત્યને પિછાની સંતોષ પ્રાપ્ત કરે છે અને પોતાના જીવનમાં વિકાસઅર્થે ધર્મપરિવર્તન કરવાની વૃત્તિને અજ્ઞાન સમજી એને દૂર રાખે છે.

શ્રીમદને મુરબ્બી અને ઉપકારી ભાઈ સ્વીકારે છે. પણ એમને ગુરુ સ્વીકારવા મહાત્મા ના પાડે છે. આ સત્ય સમજવા જેવું છે. ગુરુ અને શિષ્યની સંકુચિત વ્યાખ્યા પ્રમાણે મહાત્મા શ્રીમદના શિષ્ય ન જ કહી શકાય; પણ ગુરુ અને શિષ્યની વિશાલ વ્યાખ્યા અનુસાર એક દૃષ્ટિએ મહાત્મા શ્રીમદના શિષ્ય પણ કહી શકાય.

ગુરુની સેવા કરે, ગુરુની આજ્ઞા અમલમાં મૂકે, ગુરુ પાસેથી શિક્ષણ લે, ગુરુની હાએ હા પાડે, ગુરુની નાએ ના પાડે, ગુરુજેવો વેશ રાખે, ગુરુજેવો આહાર લે, ગુરુજેવાં વ્રત અને તપ આદરે, પોતાનું વ્યક્તિત્વ વિસરી ગુરુના વ્યક્તિત્વમાં એકરૂપ થાય, ગુરુના ગુણ ગાય અને પ્રશંસા કરે એનું નામ શિષ્ય; અને શિષ્ય પ્રતિ આત્મસ્નેહથી દેખે, એને સંસ્કાર અને શિક્ષણ આપવા અવિરત પ્રયાસ આદરે, પોતાનું બધું ય જ્ઞાન શિષ્યને આપી દે, પોતાના સુખ અર્થે શિષ્યને પીડે નહિ, સ્વાર્થ અર્થે સત્તા ચલાવે નહિ અને સત્પથે જતા શિષ્યના પ્રયાણની રક્ષા અને ચોકી કરે એનું નામ ગુરુ. આ છે ગુરુ અને શિષ્યની સંકુચિત વ્યાખ્યા; એવો સબંધ શ્રીમદ્ અને મહાત્મા વચ્ચે નહોતો. એટલે એ દૃષ્ટિએ શ્રીમદ્ મહાત્માના ગુરુ નહોતા.

પણ ગુરુ અને શિષ્યની વિશાલ વ્યાખ્યા પ્રમાણે આપણાં માતાપિતા આપણાં ગુરુ છે, આપણા વડીલ બંધુ આપણા ગુરુ છે. જેના તરફથી આપણને પ્રેરણા મળે છે, જેના પરિચયે આપણને પવિત્ર જીવન જીવવાની ઇચ્છા થાય છે, જેની શિખામણ આપણા હૃદયમાં સોંસરી ઊતરી જાય છે, જેના પ્રતિ આપણને પ્રિયપૂજ્ય ભાવ ઉત્પન્ન થાય છે, જેનું જીવન આપણા પંથમાં આવેલી મુશ્કેલી દૂર કરવા સાહાય્ય કરે છે તે પણ આપણા ગુરુ જ છે. આ દૃષ્ટિએ શ્રીમદને મહાત્માના સત્સંગી ગુરુ કહેવામાં કાંઈ જ બાધ નથી.

એ ખરું છે કે શ્રીમદ્ કરતાં ગાંધીજીનું ક્ષેત્ર ભિન્ન છે, એમનું કર્તવ્ય નિરાળું છે, અને પ્રવૃત્તિ પણ જુદા પ્રકારની છે. છતાં ય બન્ને ધર્મને માને છે, બન્ને આત્માના અવાજને સ્વીકારે છે, બન્ને દયાધર્મના વિશાળ સિદ્ધાન્તને અમલમાં મૂકી વિકાસ કરતા જણાય છે. શ્રીમદનો પંથ વીતરાગનો પંથ હતો. મહાત્માનો પંથ કર્મયોગનો પંથ છે. કર્મયોગના પંથે જતાં કર્મયોગીએ શ્રીમદના જીવનમાંથી, શ્રીમદના શિક્ષણમાંથી કાંઈક પ્રેરણા મેળવી છે, કાંઈક સિદ્ધાન્ત સ્વીકાર્યા છે, કાંઇક માન અને સ્નેહભરી ભાવના શ્રીમદ્ પ્રત્યે હૃદયમાં રાખી છે. આ દૃષ્ટિએ વિચાર કરતાં શ્રીમદ્ મહાત્માનાં વડીલ બંધુ તેમ જ ગુરુ કહી શકાય.

પણ એમ કહીને મહાત્મા પર શ્રીમદની મોટાઈ સ્થાપવાની નથી; કારણ કે બન્નેનાં ક્ષેત્ર અને પંથ નિરનિરાળાં જ છે. ત્યાં સરખામણીને સ્થાન નથી. એમ જ દર્શાવવાનું છે કે ગુરુ અને શિષ્યના સંબંધ એક જ પ્રકારના નથી. વળી, શિષ્ય પોતાનું અનોખું વ્યક્તિત્વ સિદ્ધ કરવા ગુરુથી ભિન્ન પંથે જાય, અને નવીન સંપ્રદાય કે ધર્મની સ્થાપના કરે તેથી તે શિષ્ય ગુરુનો શિષ્ય મટી જતો નથી.

જૈનધર્મ અને સમાજ માટે અતિશય દુર્ભાગ્યની વાત તો એ જ છે કે શ્રીમદે ઘણા જ અલ્પ સમયમાં દેહનો ત્યાગ કર્યો. સંસારવ્યવહારનો સંપૂર્ણ ત્યાગ સ્વીકાર્યા પછીના એક જ વર્ષમાં આ પુરુષના આત્માએ દેહને ત્યજી દીધો. તેત્રીસ વર્ષના વયમાં કરેલાં સફલતાપૂર્વકનાં સર્વ કાર્યો એમ ખચીત આશા આપી શકે કે શ્રીમદ બીજાં તેત્રીસ વરસ જગતમાં રહ્યા હોત તો સમાજ અને ધર્મનું પરમ શ્રેય થયું હોત. થોડાંક વર્ષો શ્રીમદ્ રહ્યા હોત તો આત્મજ્ઞાનના રહસ્યને અનુભવથી વિશેષ સિદ્ધ કર્યું હોત; અને જૈનધર્મને વિશેષ વ્યાપક બનાવી એની શ્રેષ્ઠતા સાબીત કરી હોત.

સ્વામી પરમહંસમાં ભગવાન પ્રતિ ભાવ અને ભકિત હતાં, શ્રીમદમાં આત્માની શોધ અને અનુભવ હતાં, પરમહંસનું જીવન પ્રેમલાગણીથી ઉભરાતું હતું, શ્રીમદનું જીવન જ્ઞાનરસથી ભરપૂર હતું. શ્રીમદ્ શીઘ્ર કવિ હતા અને આત્માનો અનુભવ શીઘ્ર રીતે પ્રાપ્ત કરતા; પરમહંસ ભકત હતા અને ભકિતથી પરમાત્માનો ભાવ શીઘ્રપણે અનુભવતા. આ બન્ને પુરુષોએ પોતપોતાના પ્રભાવથી પુરાણા ધર્મને વ્યવસ્થિત કરી જગત અને મોક્ષનું સત્ય દર્શાવ્યું છે. આ બન્નેની ઇચ્છા કોઈ નવીન પંથ કે સંપ્રદાય સ્થાપવાની નહોતી. એમના ભકતો એમનો સંપ્રદાય સ્થાપે તો એમાં પરમહંસ કે રાજચંદ્રનો દોષ નથી. એમના અનુયાયીઓ એમને પૂજે એ સ્વાભાવિક છે. પણ અનુયાયીઓની એ ભાવભરી પૂજામાં, સમય વહેતાં, સંપ્રદાય અસ્તિત્વમાં આવે છે. બારીક ખ્યાલ કરતાં એ પૂજા સાથે જ સંપ્રદાય છૂપાયેલો હોય છે. એટલે જેટલા ધર્મપુરુષ થયા એટલા સંપ્રદાય થયા. આમ ધર્મની એકતા થવાને બદલે અનેકતા થઈ, એનું સંગઠન થવાને બદલે એમાં મતવાદનું જોર વધ્યું. આ ધર્મઈતિહાસની એક કરુણ ઘટના છે.

જર્જરિત બનતા જૈનધર્મને અટકાવવા એ સમાજના આજના અગ્રેસરો અને સાધુઓની ઇચ્છા હોય તો શ્રીમદનું જીવન અને શિક્ષણ અત્યંત સાહાય્યભૂત નિવડશે. અર્વાચીન જૈન ઇતિહાસમાં શ્રીમદનું સ્થાન અજોડ અને ઉજ્જવળ રહેશે. આપણાં સુખદુઃખમાં એમણે વર્ણવેલી અને અનુભવેલી કર્મની ગહનતા, વિરાગ અને વિકાસમાં આડે આવતાં આવરણો માટે એમણે દેખાડેલા પૂર્વભવના સંસ્કારો, ભોગ ભોગવતાં છતાં ય એ પર એમના અંતરાત્માએ દેખાડેલાં અરુચિ અને અણગમો, અને સંસારનાં સગાંઓની એમણે જીવનભર કરેલી નિઃસ્વાર્થ

સેવા: આ સર્વથી આપણને શ્રીમદ્ મહાન અને અસામાન્ય પુરુષ જણાય છે. આ નરપુંગવનું જીવન જાણતાં આપણાં જીવન ખરે જ કૃત્યકૃત્ય થાય છે.

કાવ્યકાર તરીકે શ્રીમદની કવિતાની ઉપયોગીતા દેખીએ:—

" અપૂર્વ અવસર એવો ક્યારે આવશે?
ક્યારે થઈશું બાહ્યાંતર નિર્ગ્રંથ જો?
સર્વ સંબંધનું બંધન તીક્ષ્ણ છેદીને,
વિચરશું કવ મહત્પુરુષને પંથ જો?"

શ્રીમદના આવા અમૂલ્ય કાવ્યને ગુજરાતના સાહિત્યકારોએ યુનિવર્સિટીની પરીક્ષા માટે યોજેલા કોઈ પાઠ્યપુસ્તકમાં હજુ સુધી યે સ્થાન આપ્યું નથી એ આશ્ચર્યકારક છે. આ કાવ્યદ્વારા શ્રીમદ એમની પ્રબળ વિરાગભાવના દર્શાવે છે. પરમપદની પ્રાપ્તિ અર્થે એમની જ્વલન્ત જીજ્ઞાસા આપણે જોઈએ છીએ.

સાચી વાત છે કે શ્રીમદ્ પ્રથમ જ્ઞાની હતા અને પછી કવિ હતા. છતાં ય શ્રીમદ્ શીઘ્ર કવિ હતા. એમની કવિતામાં સરલતા અને સાદાઈ છે. જેને જ્ઞાનની પિપાસા છે તેની પિપાસા એમનાં કાવ્યો પૂર્ણ કરે છે. આ કવિતામાં શબ્દોની શોભા નથી, અવિવેકી અને અશક્ય કલ્પના નથી, શૃંગારરસ કે સ્ત્રીપુરુષના આજના પ્રેમનાં ગીતો નથી. એ કવિતામાં અખાના જેવા કટાક્ષ નથી, મીરાંનાં કાવ્યની માફક પ્રેમલક્ષણા ભક્તિનો ભાવ નથી કે આનંદઘનના કાવ્યમાં રહેલી ગૂઢતા નથી. આ કવિતામાં જ્ઞાનનો સરલપણે ઉપદેશ છે, આ કવિતા આત્મા, શરીર અને સંસારની સમજણ આપે છે. આ કવિતા ત્યાગ અને વિરાગ પ્રતિ આપણામાં પ્રેમ ઉત્પન્ન કરે છે, આ કવિતા આશાન્તિ દૂર કરી આપણને શાન્તિ આપે છે અને આપણા અલ્પ જીવનને પરમ અને પુનિત બનાવવા સદા ય પ્રેરણા

આપે છે. એમની કવિતામાં સંસ્કૃત અને પ્રાકૃત શબ્દો છે છતાં ય કવિતા સહજ રીતે સમજાય એવી છે.

જેમ પાણીનો ધોધ શાન્ત અને અસ્ખલિત રીતે વહ્યા કરે, જેમ એ ધોધની ગતિ સદા એકસરખી જ રહે, તેમ શ્રીમદની કવિતા એક જ પ્રવાહે વહેતી આપણને જણાય છે. આ કવિએ બુદ્ધિથી અને આત્માના અનુભવથી કાવ્યો સર્જ્યાં છે. એ કવિતા એમના આત્માનું દિવ્ય ગાન છે. જૈનધર્મે દર્શાવેલાં ત્યાગ અને તપશ્ચર્યા જેને વ્યર્થ લાગે છે, એની અહિંસા જેને અશક્ય અને અનાવશ્યક જણાય છે, એના કર્મના સિદ્ધાન્ત પ્રતિ જેને અશ્રદ્ધા છે, એણે વર્ણવેલી આત્માની વાતો જેને કલ્પના લાગે છે, એના આચારવિચાર પ્રતિ જે ઉપહાસથી સ્મિત કરે છે અને જે આ આખા ય ધર્મની ઠેકડી કરે છે તે સર્વને શ્રીમદની કવિતા શાન્તિ, સ્નેહ અને સમભાવથી સંતોષભર્યો જવાબ આપે છે. આ કાવ્યોએ જૈનધર્મની, જૈનસમાજની અને પરિણામે આખા ય જગતની પારલૌકિક આબાદીમાં વૃદ્ધિ કરી છે. જૈનધર્મની સૂક્ષ્મતા, ગહનતા અને ભવ્યતા એમણે એમનાં કાવ્ય અને જીવનપ્રભાવ-દ્વારા આપણને સિદ્ધ કરીને દર્શાવ્યાં છે.

દેહની અસારતાનું સર્વોપરિ સામ્રાજ્ય નીરખી શ્રીમદ્ કહે છે:

“ મોતીતણી માળા ગળામાં મૂલ્યવંતી મલકતી,
હીરાતણા શુભ હારથી બહુ કંઠકાંતિ ઝળકતી,
આભૂષણોથી ઓપતા ભાગ્યા મરણને જોઇને
જન! જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને–”

હીરા અને મોતીના અલંકાર અને આભૂષણોથી શોભતાં શ્રીમંત નરનારીઓને શ્રીમદ્ સૂચના આપે છે કે કાળ તમને મૂકશે

નહિ. તમારા હીરા અને મોતીનાં અભિમાન ભૂલી જાઓ, અને સમજો કે સામાન્ય મનુષ્યની માફક એક દિન કાળ તમને એના ઝપાટામાં લઈ લેશે.

આ કાવ્યમાં સાદાઈ છે, શબ્દોનો સુમેળ છે અને શબ્દોની સુન્દર ગુંથણી છે. એમાં કટાક્ષ છે છતાં ય આપણે એ કાવ્ય વાંચવું શરૂ કરીએ કે એને પૂર્ણ કરીએ તો જ આપણને આનંદ થાય. કાવ્ય વાંચતાં જ આપણે હર્ષ અનુભવીએ છીએ. આ હર્ષનો પ્રવાહ કાવ્યની એક પછીની બીજી પંક્તિ વાંચતાં વધતો જ જાય છે. કાવ્યમાં અનુપ્રાસ સ્વાભાવિક જ રીતે હોય છે એથી તેની સુન્દરતા વૃદ્ધિ પામે છે.

શ્રીમદ્ એ જ કાવ્યમાં કહે છે:—

"એ વેઢવીંટી સર્વ છોડી ચાલિયા મુખ ધોઇને,
જે રાજનીતિનિપુણતામાં ન્યાયવંતા નિવડ્યા,
અવળા કર્યે જેના બધા સવળા સદા પાસા પડ્યા,
એ ભાગ્યશાલી ભાગિયા ખટપટો સૌ ખોઇને;
જન ! જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને."

જૂઠ અને પ્રપંચ કરનારા રાજદ્વારી પુરુષો પ્રતિ શ્રીમદનો આ કટાક્ષ છે. જેને સર્વ બાબતમાં સફલતા મળે, જેનાં અવળા પાસા સીધા ઊતરે, જેની આવડત અજોડ હોય એવા પુરુષને પણ કાળ નથી છોડતો. આ જગતમાં જો કોઈ આશ્ચર્યકારક ઘટના હોય તો તે એ જ છે કે "નવ કાળ મૂકે કોઈને." સિકંદર, ચંઘીઝખાન, અકબર અને ઔરંગઝેબ બધાય ગયા !

"પળમાં પડ્યા પૃથ્વપતિ એ ભાન ભૂતળ ખોઇને,
કાંચનકડાં કરમાં ધરી કશી યે કચાશ ન રાખતા,
એ ભલા ભડવીર તે અંતે રહેલા રોઇને;
જન ! જાણીએ મન માનીએ નવ કાળ મૂકે કોઇને !"

આ આખા ય કાવ્યમાં અનુપ્રાસની પરંપરા છે. એમાં દર્શાવેલાં સબળ દૃષ્ટાન્તોથી કાવ્યની સચોટતા પૂર્ણ જણાય છે. બીજાં કાવ્યો કરતાં આ કાવ્યમાં સંસ્કૃત અને પ્રાકૃત શબ્દો ઓછા છે. લગભગ છ દાયકા પૂર્વે આ કાવ્ય શ્રીમદે સર્જ્યું હતું છતાં ય આજે પણ એ કાવ્ય વાંચતાં એમાં જૂનું કાંઈ જ જણાતું નથી. એમાં જે કાંઈ છે તે સાદાઈ, સરળતા અને ઉપદેશ છે.

શ્રીમદ્ બીજા કાવ્યમાં કહે છે:—

"જુવાનીનું જોર હોય, એશનો અંકોર હોય,
દોલતનો દોર હોય, એ તે સુખ નામનું."

સુખની શોધ કરતાં શ્રીમદને ધર્મમાં જ સુખ જણાય છે. પાર્થિવ સુખની નશ્વરતા આ કાવ્યમાં પોતે જ્વલંત ઉદાહરણોથી સાબીત કરે છે. આ કાવ્યમાં પણ અનુપ્રાસની પરંપરા છે. કાવ્યકાર તરીકે પોતાની સુન્દર કલ્પના નીચેની પંક્તિમાં એ રજુ કરે છે:—

"દિનકર વિના જેવો દિનનો દેખાવ દિસે,
શશી વિના જેવી રીતે શર્વરી સુહાય છે;
પ્રજાપતિ વિના જેવી પ્રજા પુરતણી દેખો,
સુરસ વિનાની જેવી કવિતા સુહાય છે;
સલિલવિહીન જેવી સરિતાની શોભા અને
ભર્ત્તારવિહીન જેવી ભામિની ભમાય છે. + +
વદે રાયચંદ્ર: વીર! સદ્ધર્મને ધાર્યા વિના
માનવી મહાન તેમ કુકર્મી કળાય છે—"

આ કાવ્યમાં કુદરતે આપેલી એમની અપૂર્વ શકિતનો આપણને પરિચય થાય છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનના કાવ્યમાં

શુષ્કતા હોય છે એટલે સામાન્ય જનતાને એમાં રસ હોતો નથી. પણ શ્રીમદનું આ કાવ્ય તો ઉચ્ચ કોટીનું અને રસભર્યું છે. એ સામાન્ય જનતાના હૃદયને સ્પર્શે છે, અને એ વાંચતાં સૌ ઉલ્લાસ અનુભવે છે. કાવ્યનો અંતભાગ અનુપ્રાસથી ભરપૂર છે. સમુદ્રમાં ભરતી આવતાં જેમ સમુદ્ર ઊભરાય, પૂર્ણિમાના દિવસે જેમ ચંદ્ર પૂર્ણ પ્રકાશથી શોભે, તેમ આ કાવ્યનો અંત કાવ્યની રમણીયતા અને ઉપયોગીતા દર્શાવે છે અને તે જ પળે શ્રીમદ્ કાવ્યકાર તરીકે સાયર કે ચન્દ્રસમાન મહાન જણાય છે.

"ધર્મ વિના તાન નહીં, ધર્મ વિના સાન નહીં,
ધર્મ વિના ગાન નહીં, વચન તમામનું.
ધર્મ વિના ધનધામ, ધાન્ય ધૂળધાણી ધારો,
ધર્મ વિના ધરણીમાં ધિક્કતા ધરાય છે;
ધર્મ વિના ધીમંતની ધારણાઓ ધોખો ધરે,

* * * *

ધારો ધારો ધવળ, સુધર્મની ધુરંધરતા
ધન્ય ધન્ય ધામે ધામે, ધર્મથી ધરાય છે."

કાવ્યના આ પુનિત પ્રવાહમાં આપણે તણાતા જ જઈએ છીએ અને જેમજેમ એમાં તણાતા જઈએ છીએ તેમતેમ એ પ્રવાહના નીરની મીઠાશ ત્રિવિધ તાપથી સંદગ્ધ થયેલાં આપણાં મનને મળે છે.

જેમ કાળની એમણે સર્વોપરિતા સચોટ રીતે સમજાવીને ધર્મનો સદ્બોધ કર્યો છે તેમ આત્મવિકાસ સામે કામભાવનાને એમણે મહાન મુશ્કેલી તરીકે ગણાવી છે અને એ વાસનાને જીતવા કવિ કાવ્યદ્વારા આપણને શિખામણ આપે છે:—

"વિષયરૂપ અંકુરથી ટળે જ્ઞાન ને ધ્યાન;
લેશ મદિરાપાનથી છાકે જ્યમ અજ્ઞાન."

અહીં પોતે વિષયને મદિરા સાથે સરખાવે છે. અને એ ભાવનાને તાબે કરતાં જે અમૂલ્ય લાભ થાય છે તે શ્રીમદ્ નીચે પ્રમાણે દર્શાવે છે:—

"એક વિષયને જીતતાં જીત્યો સૌ સંસાર;
નૃપતિ જીતતાં જીતીએ દળ, પુર ને અધિકાર."

અને જેણે કામને સંપૂર્ણ આધીન કર્યો છે તેમનાં પ્રશંસા અને પ્રણિપાત કરતાં શ્રીમદ્ કહે છે:—

"નીરખીને નવયૌવના લેશ ન વિષયનિદાન,
ગણે કાષ્ટની પૂતળી તે ભગવાનસમાન."

વ્યવહારમાં શિયળધર્મની આવશ્યકતા જણાવતાં શ્રીમદ્ કહે છે:—

સુંદર શિયળસુરતરુ મન, વાણી ને દેહ
જે નરનારી સેવશે, અનુપમ ફળ લે તેહ.

છેવટે બ્રહ્મચર્ય વિના ચારિત્ર્ય નથી, અને ચારિત્ર્ય વિના મુક્તિ નથી એમ પોતે જણાવે છે:—

"પાત્ર થવા સેવો સદા બ્રહ્મચર્ય મતિમાન!"

જરાવસ્થાનું પણ એમણે આબેહૂબ ચિત્ર કાવ્યમાં રજુ કર્યું છે અને તૃષ્ણાનો દેહ સાથે કેવો સંબંધ છે તેપણ સરસ રીતે દર્શાવ્યું છે:—

"કરોચલી પડી, દાઢીડાચાતણો દાટ વાળ્યો;
કાળી કેશપટી વિષે શ્વેતતા છવાઈ ગઈ;

વળી કેડ વાંકી, હાડકાંમાં અંગરંગ ગયો,
ઊઠવાની આય જતાં લાકડી લેવાઈ ગઈ;
અરે ! રાજચંદ્ર ! એમ યુવાની હરાઈ પણ
મનથી ન તો ય રાંડ મમતા મરાઈ ગઈ — ”

રાંડની ઉપમા આપીને બીચારી મમતાને કદાચ એમણે અન્યાય આપ્યો હશે, કારણ કે મમતાનું લગ્ન માનવપ્રાણી સાથે સદા ય છે એમ શ્રી રાજચંદ્ર જ બતાવે છે. માનવપ્રાણીનો સંગ છોડી, એકલી રહેવા એને રાંડનું નામ આપે છે. છતાં ય શ્રીમદને જણાય છે કે એ મમતાનું મૃત્યું નથી, એનું સામ્રાજ્ય સર્વોપરિ છે અને એનો ત્યાગ કરી એને વંધ્યા બનાવનાર જગતમાં થોડાક જ વિરલા છે.

સુખમાં આસક્ત કે દુઃખથી કંટાળેલા માનવીને જે પ્રશ્ન ઉત્પન્ન થતો નથી તે પ્રશ્ન શ્રીમદ્ પૂછે છે:—

“ શું કરવાથી પોતે સુખી ? શું કરવાથી પોતે દુઃખી ?
પોતે શું ? ક્યાંથી છે આપ ? એનો માગો શીઘ્ર જવાબ.”

આ પ્રશ્નનો જવાબ આપતાં શ્રીમદ્ કહે છે:—

“ મૂળ સ્થિતિ જો પૂછો મને તો સોંપી દઉં યોગી કને,
પ્રલયઅંત ને મધ્યે એક, લોકરૂપ અલોકે દેખ — ”

અને જેણે પોતાની જાતને સત્સ્વરૂપમાં જાણી છે તે પુરુષ માટે શ્રીમદ્ કહે છે:—

“ એ આશ્ચર્ય જાણે તે જાણ, જાણે જ્યારે પ્રગટે ભાણ;
સમજે બંધમુક્તિયુત જીવ, નીરખી ટાળે શોક સદીવ.”

જેને આત્માનું જ્ઞાન થયું છે તેણે અદ્ભુત આશ્ચર્યનો મહિમા જાણ્યો છે. સૂર્ય ઊગતાં જેમ રાતનો અંધકાર અદૃશ્ય થાય

તેમ આત્મજ્ઞાન ઉદ્ભવતાં બંધનમાં રહેલો જીવ જીવતાં જ મુક્તિ અનુભવે છે અને બધા ય શોકથી સદા વિમુક્ત રહે છે. માત્ર આ બે જ લીટીમાં વાપરેલા થોડાક શબ્દોથી શ્રીમદ્ ઘણું જ કહી શકે છે. આથી પોતે સફળ કાવ્યકાર છે.

આત્મજ્ઞાન અને આત્માનુભવનો મહિમા વર્ણવતાં કવિ કહે છેઃ—

"સર્વ કાલનું છે ત્યાં જ્ઞાન, દેહ છતાં ત્યાં છે નિર્વાણ;
ભવ છેવટની છે એ દશા, રામધામ આવીને વસ્યા."

કેવલ જ્ઞાનની આ એમની સીધી અને સરલ વ્યાખ્યા છે. રામ અને હનુમાન પ્રતિ એમને પ્રેમ હતો; કારણ કે શ્રીમદને જૈન-ધર્મ પ્રિય હતો છતાં ય અન્ય ધર્મ પ્રતિ એમને સમભાવ હતો. રામ અને વીતરાગ તેમને મન એક જ હતા. પોતાને જે કાંઈ આત્માનુભવ થયો હતો તે આત્માનો ભાવ અનુભવતાં શ્રીમદ્ દિવ્ય ઉલ્લાસમાં આવી જઈને કહે છેઃ—

"આજ મને ઉછરંગ અનુપમ, જન્મકૃતાર્થ જોગ જણાયો,
વાસ્તવ વસ્તુ, વિવેક, વિવેચક તે ક્રમ સ્પષ્ટ સુમાર્ગ ગણાયો."

અહીં અનુપ્રાસ, રસ અને જ્ઞાન આ ટૂંકી પંક્તિમાં જણાય છે, અને એથી શ્રીમદ્ એમનાં કાવ્યનો એકધારો પ્રવાહ ચાલુ રાખી શકે છે — આ છે એમની કાવ્ય સર્જવાની શીઘ્ર શક્તિ.

પાપનું પશ્ચાત્તાપ કરતો માનવપ્રાણી મુમુક્ષુ બની ભગવાનની પ્રાર્થના કરતો હોય છે ત્યારે તેવી ભિન્નભિન્ન ભાવવાળી પ્રાર્થના શ્રીમદ રજુ કરે છેઃ—

"અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન,
સેવ્યા નહીં ગુરુસંતને, મૂક્યું નહિ અભિમાન."

અજ્ઞાની જીવ પોતાની અવસ્થાનું વર્ણન કરે છે. સુખ અને વિલાસનાં સાધનો વધતાં જે પરિણામ આવે છે તે પરિણામ બંધનરૂપ જ હોય છે :

" સહુ સાધન બંધન થયાં, રહ્યો ન કોઈ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહીં ત્યાં બંધન શું જાય ? "

આદિ અને અનાદિ કાળથી જડ અને ચેતનનો સંબંધ અતિશય આશ્ચર્યકારક છે. જડ અને ચેતનનો વિચાર કરતાં શ્રીમદ્ પોતાના ટૂંકા કાવ્યમાં આખા ય જૈન સિદ્ધાન્તનું વર્ણન કરે છે. એમનું વર્ણન સંક્ષિપ્ત છે છતાં ય એ કાવ્ય જૈન સિદ્ધાન્તને આબેહૂબ રીતે રજુ કરે છેઃ—

" ગ્રહે અરૂપી રૂપીને એ અચરજની વાત;
જીવ બંધન જાણે નહીં કેવો જિન સિદ્ધાંત ? "

ચેતનનો અનુભવ થતાં મનુષ્યને દેહ પરથી મમતા છૂટી જાય છેઃ—

" પ્રથમ દેહદૃષ્ટિ હતી તેથી વાસ્યો દેહ;
હવે દૃષ્ટિ થઈ આત્મમાં, ગયો દેહથી નેહ. "

ચેતનની ઉત્પત્તિ નથી, એનો નાશ પણ નથીઃ—

" મૂળ દ્રવ્ય ઉત્પન્ન નહિ, નહિ નાશ પણ તેમ,
અનુભવથી તે સિદ્ધ છે, ભાખે જિનવર એમ. "

જિનેશ્વરના સિદ્ધાંતનું શ્રીમદ્ સરસ રીતે સમર્થન કરે છે. આત્મા તો અજરામર છે એમ ગીતાજી કહે છે. સત્ સત્ય જ છે અને અસત્ અસત્ય જ છે. ચેતન ચેતન જ છે અને જડ જડ છે. આત્મા નિત્ય છે અને દેહ અનિત્ય છે. આથી શ્રીકૃષ્ણ ધનંજયને યોગ્ય જ કહે છેઃ—

**" नासतो विद्यते भावो नाभावो विद्यते सतः । "**

શ્રીમદ્ એમના કાવ્યમાં જૈન દૃષ્ટિનો સિદ્ધાન્ત આવી જ રીતે દર્શાવે છે:—

"હોય તેહનો નાશ નહીં, નહીં તેહ નહીં હોય;
એક સમય તે સૌ સમય, ભેદ અવસ્થા જોય."

આપણે જ આપણા અનુભવથી એક જ સમયના વિભાગ પાડ્યા છે. જેમ આકાશ અરૂપી અને અવિભકત છે તેમ આ અનંત કાળ પણ એક જ અને અવિભકત છે. અનંતતાની વાતોથી સર્વ વિશ્વ અમર્યાદિત ભાસ્યા કરે છે; છતાં ય તેથી શું માનવીની જિજ્ઞાસાને સંતોષ મળે છે?

પોતે હજુ પણ પૂર્ણ દશાએ પહોંચ્યા નથી એ જ્ઞાન પણ શ્રીમદને થાય છે; અને પૂર્ણતા પ્રાપ્ત કર્યા પહેલાં જ દેહ અને આત્માનો નજીક આવતો વિયોગ દેખી શ્રીમદ્ કર્મની ગતિનો વિચાર કરે છે:—

"અવશ્ય કર્મનો ભોગ જે ભોગવવો અવશેષ રે,
તેથી દેહ એક જ ધારીને, જાશું સ્વરૂપ સ્વદેશ રે—"

વર્તમાનકાળમાં મોક્ષનો માર્ગ દુષ્કર છે. મોક્ષની આશા રાખતા મનુષ્યો સત્પથ જોઈ શકતા નથી, સદ્‌ગુરુને સંપાદન કરી શકતા નથી અને વિનય સાચવી શકતા નથી:—

"કોઈ ક્રિયાજડ થઈ રહ્યાં, શુ જ્ઞાનમાં કોઈ,
માને મારગ મોક્ષનો, કરુણા ઊપજે જોઈ!"

જૈનધર્મનું અંતિમ લક્ષ્ય આત્મપ્રાપ્તિ જ છે. ક્રિયા કે જ્ઞાન માત્ર સાધન જ છે, સાધ્ય નથી. શ્રીજિનવરના એવા સિદ્ધાન્તનું શ્રીમદ્ પુનઃપુનઃ પ્રતિપાદન કરે છે:—

"જિનપદ નિજપદ એકતા, ભેદભાવ નહીં કાંઈ;
લક્ષ થવાને તેહને કહ્યાં શાસ્ત્ર સુખદાઈ."

શ્રીમદ્ પ્રાચીન સમયના વીરપુરુષની પ્રશંસા કરે છે અને પુણ્યશાલી એ પૂર્વજોનું પાણી ખોનારા આજના એમના વંશ-વારસદારને કહે છે:—

"પાણી પૂર્વજનું ખોનારા જાગ્યા આવા જેને વંશ,
બાપનામના બોળી બેઠા, ધિક્ક! ધિક્ક! એના આ વંશ!
મરો બૂડીને નરો બાયલા! ઢાંકણીમાં નાંખીને નીર,
આર્ય કીર્તિને ઝાંખવી દીધી, તમને એનો બટ્ટો શિર."

રામ, કૃષ્ણ, પાંડવો — સૂર્યવંશી અને ચંદ્રવંશી વંશના આપણા આજના રાજવીઓ રામરાજ્યનો નાશ કરે છે, પ્રજા પર જુલ્મ ગુજારે છે અને છતાં પોતે પરાધીન અવદશા અનુભવે છે. અહીં શ્રીમદનું એક કાવ્ય સ્મરણે આવે છે:—

"હા! શિવ! હા! શિવ! ગજબ થયો શો?
અજબ થાઉં છું નીરખી આમ;
આર્ય પરાધીન દીન થયાથી
રહેતી નથી હૈયામાં હામ."

હિન્દની પરાધીનતા દેખી, રાજવીઓની નિર્માલ્યતા દેખી શ્રીમદને હાડેહાડ અતિશય દુઃખ થાય છે:—

"હાય! રામ! આ ગતિ થઈ શી? હાય! હાય! શો કાળો કેર?
રામ! હૃદય ફાટે છે હર! હર! નથી જોવાતી આવી પેર."

પંડિતાઈ પ્રાપ્ત કરતાં અભિમાન ઉત્પન્ન થાય છે એમ અખાએ કહ્યું છે. સત્તા મળતાં આદમી અભિમાની અને આંધળો

બને છે. અમલનો દોર અજબ છે. ત્યાં નિર્દયતા છે, પાપ છે અને ત્રાસ છે:—

"હલકો જન છલકી જશે, અતિ મળતાં અધિકાર,
ટાટાં કેમ ટકી શકે, ભીંત ઝીલશે ભાર?
નીચ મીજાજી મૂર્ખથી આપે નહિ અધિકાર,
અંબાડી ગદ્ધા ઉપર લાયક નો'ય લગાર!"

શ્રીમદના આટલા થોડાએક કાવ્યનો અભ્યાસ કરતાં એ કાવ્યોમાં રહેલી ઉપયોગીતા આપણે જરૂર સ્વીકારવી પડે છે. સામાન્ય જનતાના જીવનવ્યવહારમાં શ્રીમદનાં કાવ્યો માર્ગદર્શક છે. કાવ્યો સહેલાઈથી સમઝી શકાય તેવાં છે. દરેક કાવ્યમાં નાનાનાના પ્રકારના શબ્દો જોવામાં આવે છે. આ કાવ્યને કાળજીપૂર્વક વાંચતાં જરૂર જણાશે કે શ્રીમદે પોતાની કાવ્યશકિતનો સદુપયોગ કરીને માનવસમાજનું શ્રેય સાધે એવાં જ કાવ્યો સર્જ્યાં છે. પોતાની પાસે શીઘ્ર કવિતાશકિત હતી, કલ્પના હતી, ભાષા પર સત્તા હતી અને તેમણે ધાર્યું હોત તો શૃંગાર અને પ્રેમરસનાં, છતાં આકર્ષક કાવ્યો શ્રીમદ્ રચી શકયા હોત. પોતાનું જે જીવનલક્ષ્ય હતું, માનવજાતનું અંતિમ જીવનલક્ષ્ય જે પોતે માનતા હતા તે જ્ઞાનનો ઉપદેશ કરતા અને તેવી આત્મસિદ્ધિ અર્થે જ એમણે કાવ્યો સર્જ્યાં છે.

જૈનધર્મમાં વીતરાગની વાણી અજરામર છે. જ્યાંસુધી જગત અને જગતમાં જૈનધર્મ પ્રલય નહિ પામે ત્યાંસુધી વીતરાગની વાણી અમર રહેશે. શ્રીમદ્ વીતરાગ કે તીર્થંકર નહોતા, પોતે પોતાની અલ્પતા કે ન્યૂનતા જાણતા હતા. છતાં ય વીતરાગની વાણીને શ્રીમદે પોતાની સરલ વાણીથી આપણને સમજાવી છે

અને આપણા પર સહસ્ર ઉપકાર કર્યા છે. શ્રીમદની વાણી આપણા સમગ્ર જીવનને જિનવાણીથી રંગે છે, આપણામાં આત્મભાવ જાગ્રત કરે છે અને અર્વાચીન યુગમાં જૈનધર્મ પ્રતિ આપણામાં જે અશ્રદ્ધા અને આશંકા ઉત્પન્ન થાય છે તે સર્વનો નાશ કરી એ જિનેશ્વરનો વ્યાપક સિદ્ધાન્ત આપણને સરસ રીતે સમજાવે છે. શ્રીમદ્ પોતાની પ્રતિભા અને કવિતાથી આપણે માટે સર્વદા પૂજનીય રહેશે. એમના જીવનને આપણે સમઝીશું, એમના શિક્ષણને આપણે આચારમાં મૂકીશું તો ચાળણીમાં ચળાતો આપણો ધર્મ છિન્નભિન્ન થતાં અટકશે. આપણે બધા ય આપણાં પંથ, મત અને સંપ્રદાય ત્યાગી એક બનીશું અને એક બનીને આપણે આપણું, આપણા ધર્મનું અને જગતનું શ્રેય સાધીશું....

આપણાં વંદન હો આ વીરપુરુષ રાજચંદ્રને !

# ગીતા અને માનસિક વિકાસ

આજદિન સુધી આ મહાન ગ્રંથ વિષે અગણિત પુસ્તકો, ટીકાઓ, ભાષાંતરો વગેરે રચવામાં આવ્યાં છે. ભાગ્યે જ એવો તત્ત્વજ્ઞાની કે ધર્મવેત્તા હશે કે જેણે ગીતા ન વાંચી હોય, જેણે ગીતા પર કાંઈ ભાષ્ય કે ટીકા ન રચ્યાં હોય; ભાગ્યે જ આ જગતમાં એવી ભાષા હશે કે જેમાં ગીતાનું ભાષાન્તર ન થયું હોય. આ ગ્રંથ આખા ય હિન્દુધર્મનું રહસ્ય દર્શાવે છે. એમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ વચ્ચે રહેલો સંબંધ સંપૂર્ણ રીતે દર્શાવવામાં આવ્યો છે. એમાં સંસાર અને સંન્યાસ, ત્યાગ અને સ્વીકાર, કર્મ અને યોગ, નિવૃત્તિ અને પ્રવૃત્તિ: આ વચ્ચે રહેલા સંબંધનું બારીક પૃથક્કરણ કરવામાં આવ્યું છે. જગતના પ્રત્યેક ધર્મના સત્યનો સ્વીકાર આ ગ્રંથ કરે છે. જગતના પ્રત્યેક મનુષ્ય પ્રતિ પ્રેમ રાખવા અને ભ્રાતૃભાવની લાગણીભર્યું વર્તન રાખવા આ ગ્રંથ કિંમતી શિખામણ આપે છે; સંસારમાં મુક્તિ પ્રાપ્ત કરવાની ચાવી દર્શાવે છે; સંન્યાસમાં સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરવા પંથ દર્શાવે છે. યોગમાં કર્મની ગતિની ભવ્યતા દર્શાવે છે; કર્મમાં યોગનું રહસ્ય દર્શાવે છે; મનની નિરપેક્ષ અને અનાસક્ત ભાવનાથી બધી જ પરિસ્થિતિમાં આત્માના અનુભવની શકયતા સિદ્ધ કરે છે.

સમય વહે છે, પુરાણી સંસ્કૃતિ નષ્ટ થાય છે અને નૂતન સંસ્કૃતિની શરૂઆત થાય છે, ધર્મ અને સંપ્રદાય પરિવર્તન પામે છે, વૈજ્ઞાનિક પ્રગતિનો વેગ વધે છે, જીવનનાં દૃષ્ટિબિન્દુ પલટો પામે છે; આમ કાળની ગતિ નિરંતર એનું કાર્ય કર્યા જ કરે છે. પણ ગીતાગ્રંથ તો જ્યારથી એ રચાયો ત્યારથી એનો એજ છે, એમાં દર્શાવેલું દિવ્યજ્ઞાન પરિવર્તન પામતું નથી, એમાં વર્ણવેલી

આત્માની સ્થિતિ એમની એમજ છે, એ પુરાણો છતાં ય સાંપ્રત છે, પ્રાચીન છતાં ય અર્વાચીન છે; આ ગ્રંથ તો સદાને માટે એમ જ જણાય છે કે હમણાં જ રચાયો હશે.

આ ગ્રંથની ભાષા સુકોમળ, મધુર અને આકર્ષક છે. પ્રત્યેક શ્લોક વાંચતાં સાહિત્યનો સર્વોત્તમ આનંદ પ્રાપ્ત કરી શકાય છે. ભાષા સાદી છે, છતાં ય મોહક છે.

સંસારીઓને સંસારમાં રહી જીવનને સાર્થક બનાવવા આ ગ્રંથ પ્રેરણા આપે છે. જ્ઞાનીઓને જ્ઞાનનું રહસ્ય દર્શાવી જીવન સાર્થક બનાવવા સાહાય્ય કરે છે. પાપીઓને પાપ ત્યાગવા શિખામણ આપે છે. આ ગ્રંથનું સ્થાન જગતના ગ્રંથોમાં અપૂર્વ અને અજોડ છે, એમાં સર્વ ગ્રંથોનાં રહસ્ય સમાયેલાં છે, એમાં વેદ, ઉપનિષદો અને મહાભારત સમાયેલાં છે, એમાં સૃષ્ટિની શરૂઆતનો ઇતિહાસ છે, એમાં વિશ્વ અને એની રચનાનું સત્ય દર્શાવવામાં આવ્યું છે.

આ ગ્રંથનો બારીકાઈથી અભ્યાસ કરતાં મનુષ્યના મનમાં વિચાર અને જ્ઞાન ઉત્પન્ન થાય છે. એના મનનો, મનની ચિત્રવિચિત્ર ગતિનો મનુષ્ય દ્રષ્ટા બને છે. મનુષ્ય મનુષ્યનું કર્તવ્ય દેખી શકે છે. દુઃખના વિષમ પ્રસંગે આ ગ્રંથના શ્લોકો દુઃખથી મુક્તિ પ્રાપ્ત કરવાનો પંથ દર્શાવે છે. સુખ અને સાહ્યબીમાં સમાનતા અને વિનય જાળવવા આ ગ્રંથ પ્રેરણા આપે છે. આ ગ્રંથ વાંચતાં અને વિચારતાં આપણાં કર્તવ્ય પ્રતિ આપણામાં ઉલ્લાસ ઉત્પન્ન થાય છે, આપણા આખા ય જીવનનું શું કર્તવ્ય છે તે આપણે અગાઉથી જોઈ શકીએ છીએ.

આ ગ્રંથ માનવજાતની મહાસેવા કરતો આવ્યો છે અને કરી રહ્યો છે. એના અભ્યાસને આચરણમાં મૂકતા ભોગીઓ ભોગ

પ્રત્યે અરુચિ અનુભવીને ભોગનો ત્યાગ કરવા પ્રેરાય છે. દ્વેષીઓ એમના દ્વેષને દૂર રાખે છે, રાગીઓ એમના રાગને ત્યજી દે છે, ઈર્ષ્યાળુઓ એમની ઈર્ષ્યા ત્યાગી દે છે, ધનવાનો એમના ધનનો સર્વોત્તમ ઉપયોગ કરે છે, ગરીબો એમની ગરીબાઈ દૂર કરવા નિષ્કામ ભાવે પુરુષાર્થ આદરે છે. આ ગ્રંથના દિવ્ય શિક્ષણને આચરણમાં મૂકતા મનુષ્યો પરસ્પર એમના હૈયામાં દિવ્ય સ્નેહ અનુભવે છે, સર્વને પોતામાં અને પોતામાં સર્વને નિહાળે છે. દરેકને એના દુ:ખમાં સાહાય્ય કરે છે. દરેક એનાં સુખના લાભ અને લ્હાવા અન્યને આપે છે. આ ગ્રંથ આથી જગતને સ્વર્ગ બનાવવાનો પંથ દર્શાવે છે, જીવનમાં મુક્તિ સિદ્ધ કરી બતાવે છે અને આખી માનવજાતિને કલ્યાણ અને શ્રેયને પંથે લઈ જાય છે.

આ ગ્રંથની અલૌકિક ગહનતા તો એ છે કે એના પ્રત્યેક શ્લોકના એટલા બધા ભિન્નભિન્ન અર્થો નિપજાવી શકાય છે કે સૌ એમના મત અને સંપ્રદાય સ્થાપવા એનો આશ્રય લઈ શકે છે. જગત એક ભ્રમણા છે એવું સત્ય આ ગ્રંથમાંથી શ્રીમદ્ શંકરાચાર્ય શોધી શકે છે, ઉત્કૃષ્ટ કોટીના ત્યાગના સાધનથી જ નિર્વાણ છે એ સત્ય જૈનો આ ગ્રંથમાંથી શોધી શકે છે. આ ગ્રંથના આધારે કૃષ્ણગોપીઓની રાસલીલા અને કૃષ્ણના નૈષ્ઠિક બ્રહ્મચર્યનું સમર્થન કરી શકાય છે. આ ગ્રંથના આધારે સનાતનીઓ એમના સનાતન ધર્મને સાબિત કરે છે, સુધારકો અને આર્ય સમાજીઓ એમના સંપ્રદાયને સિદ્ધ કરે છે. મૂર્તિપૂજાની પ્રથાને અનુસરતા મૂર્તિપૂજકો એમની મૂર્તિપૂજાને સત્ય તરીકે સાબિત કરે છે અને મૂર્તિપૂજાના વિરોધીઓ એને પાપ તરીકે પણ સાબિત કરે છે.

જેમજેમ આ ગ્રંથનો બારીકાઈથી આપણે અભ્યાસ કરીશું તેમતેમ એના પ્રત્યેક પ્રકરણમાં રજુ કરેલી બાબતોમાં આપણને

એક જ સિદ્ધાન્તની સર્વોપરિતા જણાશે. આ ગ્રંથના બધાય અધ્યાયમાં અનાસક્તિ ઉપર ભાર મૂકવામાં આવ્યો છે. કર્મમાં, ત્યાગમાં, ભોગમાં અને ભક્તિમાં મનને અનાસકત બનાવીને પ્રવૃત્તિ આદરવી એ આ ગ્રંથનું મુખ્ય શિક્ષણ છે.

ગીતાના ટીકાકારો કહે છે કે ખેલાડી કૃષ્ણે ગીતા રચી તો ખરી પણ અર્જુનને અવળે પંથે દોર્યો. નિષ્કામ અને અનાસક્ત ભાવથી અર્જુનને યુદ્ધ આદરવા ઉશ્કેર્યો અને પરિણામે કરોડો મનુષ્યોનો સંહાર થયો. પણ એવો જ નિષ્કામ અને અનાસકત ભાવ રાખી અર્જુન યુદ્ધથી વિરકત કેમ ન રહી શકયો હોત? અર્જુનને નિષ્કામ સંન્યાસી બનાવીને મહાભારતનું મહાયુદ્ધ કૃષ્ણ અટકાવી ન શકયા હોત? અને એટલી બધી હત્યા અને હિંસા કરતાં અર્જુન શું નિષ્કામ રહી શકયો હતો? કર્ણને મારવા માટે શું એના મનમાં આસકિત ઉત્પન્ન નહોતી થઈ? એના પુત્ર અભિમન્યુનો નાશ કરનારા દુશ્મનોને મારતાં શું અર્જુન નિષ્કામ ભાવ રાખી શકયો હતો?

ટીકાકારો કહે છે કે અનાસકિત અને નિષ્કામ કર્મયોગની એ તો બલિહારી છે કે જ્યારે શ્રીકૃષ્ણે દુશ્મનોનો સંહાર કરવા હિંસાને આવશ્યક તરીકે સ્વીકારી ત્યારે આપણા આજના મહાત્મા ગાંધીજીએ અનાસકિત અને કર્મયોગના આધારે અહિંસક યુદ્ધ આદરવા પ્રેરણા આપી; અને આ યોગના આધારે શ્રીમંતો એમની શ્રીમંતાઈ નફટાઈથી ભોગવતાં ભોગવતાં કહે છે કે અમે તો અનાસકત રહીને પૈસા કમાઈ એ છીએ અને પૈસાનો વ્યય પણ અનાસક્ત ભાવથી કરીએ છીએ. આ નિષ્કામ યોગના આધારે ભોગીઓ એમના ભોગ અને વિલાસ મહાલતાં કહે છે કે ઇન્દ્રિયો ઇન્દ્રિયોનું કામ કર્યે જાય છે, અમે તો અનાસકત અને વિરકત છીએ. પહેલા

કે બીજા વર્ગના કમ્પાર્ટમેંટમાં લહેજતથી મુસાફરી કરનારો કોઈ ધર્મશાસ્ત્રી, કોઈ ગીતાવિશારદ પંડિત, કોઈ તત્ત્વવેત્તા, કોઈ સમર્થ યોગી કે દેશની સ્વતંત્રતા માટે પ્રવૃત્તિ કરનારો કોઈ દેશભકત પણ કહી શકે છે કે એની ઊંચા વર્ગની મુસાફરી પણ નિષ્કામ ભાવેથી જ તબીઅતને સાચવવા પૂરતી જ કરવામાં આવે છે. અગિયારસના દિવસે ફરાળિયા ઉપવાસનું વ્રત લઈને વૈષ્ણવો પણ દુર્વાસાઋષિની માફક નિષ્કામ અને અનાસકત ભાવથી જ પચાસ પ્રકારના ભોજનની ભિન્નભિન્ન વાનગીઓ આરોગી શકે છે.

ટીકાકારો એમ પણ કહે છે કે આ અનાસકત યોગના આધારે પુણ્ય સાથે પાપનું સમર્થન થઈ શકે છે, ત્યાગ સાથે ભોગનું સમર્થન થઈ શકે છે. દરેક દૂષણનું, દરેક દુર્ગુણનું, દરેક વાસનાનું પણ સમર્થન થઈ શકે છે. આમ અનાસકત યોગ પ્રમાણે ધર્મ અને અધર્મ એક જ છે, ત્યાગ અને ભોગ એક જ છે, કર્તવ્ય અને અકર્તવ્ય પણ એક જ છે.

પણ અનાસકત ભાવના તો માત્ર વ્યકિતગત માનસિક વલણ — Psychic attitude – જ છે. એ ભાવના આપણું માનસિક દૃષ્ટિબિન્દુ છે. અનાસકત ભાવના આમ માનસિક છે. ( detachment is simple a psychic attitude, it is purely psychic and not spiritual. ) જેમ વ્યકિતનું માનસિક દૃષ્ટિબિન્દુ ભિન્નભિન્ન હોય છે, જેમ ‘ મુંડે મુંડે મતિર્ભિન્ના ’ એ મનુષ્યના સ્વભાવનું શાશ્વત સત્ય છે, તેમ આ અનાસકત ભાવના પણ વ્યકિતના માનસ અનુસાર ભિન્ન જ હોવાની. કોઈ એક વ્યકિત પોતપોતાના દૃષ્ટિબિન્દુ પ્રમાણે અનાસકત બનીને કાંઇ પણ કાર્ય કરી શકે છે અને એવું કાર્ય નિષ્કામ પણ હોઈ શકે છે; જ્યારે બીજી વ્યકિતના દૃષ્ટિબિન્દુ અનુસાર પ્રથમ વ્યકિતનું કાર્ય

આસક્તિથી ભરપૂર જણાય છે. એકનું અનાસક્ત ભાવથી પ્રવર્તી રહેલું કાર્ય અન્યને કામના, હેતુ, ઇચ્છા, આશાભર્યું જણાય છે. એક ખરેખર અનાસક્ત રહીને જ જીવન ગાળતો હોય તો પણ અન્યને આસક્ત જ જણાય છે.

એટલે ગીતાજીમાં વર્ણવેલો નિષ્કામ કર્મયોગ, શ્રીકૃષ્ણે અર્જુનને અનાસક્ત રહીને યુદ્ધ લડવા આપેલી અમૂલ્ય સલાહ અને જીવનમાં નિરપેક્ષ, નિષ્પક્ષપાત રહીને પ્રકૃતિની ક્રિયા જાણવાની શક્તિ — આ સર્વનું રહસ્ય જાણવું સામાન્ય પુરુષ માટે મુશ્કેલ છે; કારણ કે અનાસક્ત ભાવના આપણા પોતાના માનસિક વિકાસની ભૂમિકા પર આધાર રાખે છે. આપણું મન કેવું છે ? વિજ્ઞાનવેત્તા ડાર્વિનની માન્યતા મુજબ હજુ સુધી પણ આપણે આપણા પશુસમાન પૂર્વજોના સંસ્કારથી મુક્ત નથી, આપણામાં અને પશુઓમાં સમાનતા છે. આપણી શારીરિક જરૂરિયાતો અને પશુની શારીરિક જરૂરિયાતોમાં સામ્ય છે. અરે, આપણે કેટલી ય બાબતોમાં પશુથી યે ઉતરીએ એમ છીએ. ડાર્વિનની માન્યતા એ છે કે મનુષ્યનું મન એના પૂર્વજોના જંગલીપણાથી, ક્રૂરતાથી, રાગ, દ્વેષ, વેર, ઝેર, ઈર્ષ્યા અને દુશ્મનાવટની પ્રબળ લાગણીથી હજુસુધી પણ મુક્ત નથી જ બન્યું. મનને આટલું બધું નીચ, આટલું બધુ હલકું માનીને ડાર્વિને કદાચ એને અન્યાય પણ આપ્યો હોય.

મન શું છે અને તે કેવું છે, તે કેટલું બધું અસ્થિર અને જડ છે, કેટલું બધુ દુરાગ્રહી અને ચંચળ છે, કેટલું બધું વિહ્વળ છે તેનો ઉલ્લેખ ડાર્વિન પહેલાં કેટલાંય વર્ષો ઉપર અર્જુનની મુશ્કેલીની વાસ્તવિકતા સ્વીકારતાં શ્રીકૃષ્ણે આપણા આ મહાન ગ્રંથમાં સરસ રીતે કર્યો છે. મન વાયુ જેવું પ્રબળ અને અસ્થિર છે,

આકાશ જેવું એ અરૂપી છે, પળે પળે એ પરિવર્તન પામ્યા જ કરે છે, સંયોગો અને વાતાવરણુ એમાં પરિવર્તન આણે છે, બાહ્ય અને આંતર જગત એના પર અદ્ભુત આઘાત અને પ્રત્યાઘાત ઉત્પન્ન કરે છે. આ મન રડે છે, હસે છે, શોક અનુભવે છે, પીડા પામે છે. અદૃશ્ય, અરૂપી અને અપારદર્શક છતાં ય ઘણાંખરાં મનુષ્યોને વિમાર્ગે લઈ જાય છે. આ મનની અવિકસિત અવસ્થાથી દુનિયામાં દુ:ખ અને રોગ, પાપ અને પીડા, અન્યાય અને ક્રૂરતા વર્તી રહ્યાં છે.

મર્કટને મદિરા પાઈ હોય, પછી એ મર્કટમાં તન્મનાટ અને સળવળાટ જાગ્રત કરવા મર્કટનો માલિક તાંસાં અને ડુગડુગિયાનો અવાજ કરતો હોય, તે વખતે મર્કટ એના પૂર્ણ જોસથી નૃત્ય કરી રહ્યું હોય, અને ત્યાં જ એ મર્કટના મસ્તકે વીંછીએ દંશ દીધો હોય — ત્યારે જે વવળાટથી, જે ધમપછાડાથી, જે રડારોળથી, જે ખીજવાટથી, જે પીડાથી, મર્કટ જમીન સાથે માથું પટકે – એવા મર્કટ જેવું ઇન્દ્રિયોના સંગમાં આસકત બનેલું મનુષ્યનું મન છે.

મનની આવી સ્થિતિ છે, આવું એનું સ્વરૂપ છે. એને સ્થિર, નિશ્ચયી અને નિ:સ્વાર્થી બનાવવા, એને ઇન્દ્રિઓના સંગથી દૂર રાખીને આત્મામાં જોડવા, કર્મયોગ આદરવાનો આદર્શ સેવતા મનુષ્યનો પ્રથમ ધર્મ છે. એથી જ, ગીતા આપણાં જીવન પ્રત્યે, આપણાં પ્રતિદિનનાં કર્મો પ્રત્યે, આપણા માનસિક દૃષ્ટિબિન્દુમાં પરિવર્તન કરવાની સૂચના આપે છે. આપણાં માનસિક દૃષ્ટિબિન્દુમાં પરિવર્તન થતાં જ આપણે આપણી માનસિક ભૂમિકાનો વિકાસ કરી શકીશું. માનસિક ભૂમિકાનો વિકાસ થતાં કર્તવ્ય શું અને અકર્તવ્ય શું, એ આપણે સમઝી શકીશું. આમ અનાસકત બનવાને માટે આપણે આપણી માનસિક ભૂમિકાનો પ્રથમ વિકાસ કરવો પડશે.

આ મન ઢોંગી છે, દંભી છે, વિશ્વાસઘાતક છે, ચતુર છે અને હોશિયાર પણ છે. પ્રથમ એ પોતાનું રક્ષણ કરે છે, પછી એ એના સ્વજનોનું રક્ષણ કરે છે. એટલે સ્વાર્થમાં પ્રથમ પંક્તિએ આવે છે. એ ભલભલાને છેતરી જાય છે. એ મનુષ્યને છેતરે છે. એના આત્માને છેતરે છે, એને ખોટો પ્રેમ કરતાં આવડે છે, સ્વાર્થ અર્થ ખુશામદ કરે છે, નિન્દા અને પ્રશંસા પણ અનુકૂળ અવસરે કરે છે, વિલાસમાં એ સાગરની ઊર્મિ પેઠે અથડાયા છતાં ય ઉલ્લાસ ભોગવે છે, ભોગમાં પીડા પામ્યા છતાં ય એને જકડીને રાખે છે, વૃદ્ધાવસ્થા આવ્યા છતાં ય એનાં શોખ અને વાસના બળવાન બનતાં જાય છે.

કર્તવ્ય શું અને અકર્તવ્ય શું એના સૂક્ષ્મ કે તીક્ષ્ણ ભેદભાવ ગીતા આપણને બતાવતી નથી. કયું કર્મ કરવાનું છે, કયું કર્મ ત્યાગવાનું છે એ પણ ગીતા આપણને કહેતી નથી. આ પ્રશ્નો તો ગીતા આપણાં મન અને બુદ્ધિ ઉપર છોડી દે છે. આપણું મન અવિકસિત હોવાથી, આપણે આપણું કર્તવ્ય કે અકર્તવ્ય જોઈ શકતા નથી. એટલે આપણે અનાસક્ત ભાવનાથી કર્મયોગ આદરી શકતા નથી. આપણી અવિકસિત માનસિક સ્થિતિમાં આપણે અનાસક્ત જીવન જીવવાની શરૂઆત કરીશું તો એમાં આપણે સફલતા પ્રાપ્ત નહિ જ કરી શકીશું. જ્યાંસુધી મન એ ને એ જ સ્થિતિમાં છે ત્યાં સુધી આપણે આપણા કર્તવ્યમાં, આપણા પુરુષાર્થમાં, આપણા વ્યવહારમાં, આપણા સહચાર અને સંબંધમાં આસક્ત રહેવાના જ; અને આપણી બુદ્ધિ જેટલા પ્રમાણમાં કેળવાયલી હશે, જેટલા પ્રમાણમાં ઉચ્ચ ભૂમિકાએ પહોંચી હશે, જેટલા પ્રમાણમાં દિવ્ય જ્ઞાનથી રંગાઈ હશે તેટલા પ્રમાણમાં આપણે આપણા વ્યવહાર અને જીવનમાં અનાસક્ત અને નિષ્કામ બની શકીશું.

આવો જ નિષ્કામ કર્મયોગ આદરવા અને જીવનમાં સંપૂર્ણ અનાસકત અવસ્થા અનુભવવા ગીતાએ મનના વિકાસ પર અત્યંત ભાર મૂકયો છે. મનનો વિકાસ કરવો એ કાર્ય કાંઈ સહેલું નથી. એનો વિકાસ કરવા એને વિદ્યા અને જ્ઞાનમાં જોડવું પડશે, એને ત્યાગનું સુખ સમઝાવતાં શિખવવું પડશે, એને દુઃખીઓ માટે એનું સુખ જતું કરવા નિઃસ્વાર્થી બનાવવું પડશે, એને વિલાસ અને ભોગની વ્યર્થતા સમઝાવવી પડશે, એને ઇન્દ્રિયોની ઇચ્છા અને કામનાથી વિરકત રાખી સદાય આત્માની શોધ, સેવા અને તહેનાતમાં રાખવું પડશે. એટલે, "તું તારી જાતને ઓળખ"— Know Thyself— એ સત્યનો અનુભવ કર્યા પછી જ વ્યવહારજીવનમાં, ધાર્મિક જીવન-માં—અને પ્રત્યેક પ્રકારનાં જીવન, વાતાવરણ, પ્રસંગો અને પરિસ્થિતિમાં આપણે ખરેખરી અનાસક્ત અવસ્થા અનુભવી શકીશું અને ગીતામાં વર્ણવેલા પ્રથમ પંક્તિના નિષ્કામ કાર્યના કર્મ-યોગી થઈ શકીશું.

સંપૂર્ણ અનાસકત અવસ્થામાં પ્રવૃત્તિએ આપેલું કર્તવ્ય આદરવામાં નથી પાપ કે નથી પુણ્ય એ ગીતાનું મહાન સત્ય છે પણ તે પહેલાં આવશ્યક અને તે માટે જરૂરી સત્ય એ છે કે પ્રત્યેક પુરુષે એના આત્માને ઓળખવો. એ સ્થિતિમાં દુઃખ દેખીને અરુચિ કે અણગમો ઉત્પન્ન થવાનાં નથી, સુખની તમન્ના કે વાસના પણ જરી યે રહેવાની નથી, કોઈ પર મોહ કે પક્ષપાત નથી, કોઈના ડર કે ભય નથી. ત્યાં આસકિતનો એક પણ અંશ નથી. ત્યાં સંપૂર્ણ અનાસક્તિ છે, અને ત્યાં કર્મ સાથે સંપૂર્ણ યોગ છે.

" दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ "

—આવી માનસિક અનાસક્ત અવસ્થા અનુભવીને નિષ્કામ કર્મ કરવા ગીતા માર્ગદર્શન કરાવે છે.

પણ મન શાથી આસક્ત બને છે? પૂર્વભવના સંસ્કાર અને સંચિત કર્મથી, અજ્ઞાનથી કે ચાલુ સમયનાં વાતાવરણ, પરિસ્થિતિ અને પ્રસંગોથી મન આસક્ત બને છે. આસક્તિનું મૂળ, મનની નબળાઈમાંથી ઉદ્ભવે છે. બાહ્ય વિષયો પ્રતિ ઇન્દ્રિયો આકર્ષણ અનુભવે છે. મન ઇંદ્રિયોમાં જોડાય છે. મન વિષયમાં જોડાવાથી એમાં એ આસક્ત બને છે. એટલે કામના અને કામભાવના મનમાં પ્રબળ બને છે. કામભાવમાં સફલતા કે નિષ્ફલતા મળવાથી મન ક્રોધ અનુભવે છે, આ ક્રોધ મનુષ્યનાં વિવેક અને બુદ્ધિનો નાશ કરે છે અને બુદ્ધિનો નાશ થતાં એ મનુષ્ય મટી અધમ કોટીનું જાનવર બને છે:

" ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ।।
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद् बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ।। "

આ શ્લોકમાં ગીતા આપણને મનુષ્યના મનનું, એ મનમાં કામ અને કામનાની ઉત્પત્તિનું અને એ મનની પામરતાનો તાદૃશ ચિતાર આપણી પાસે રજુ કરે છે. પશ્ચિમના માનસશાસ્ત્રીઓ અને પશ્ચિમના માનસશાસ્ત્રીના આપણા અહીંના અભ્યાસકો જો ગીતા વાંચશે અને વિચારશે તો જરૂર એમને જણાશે કે ગીતા એ કેવળ ધર્મગ્રન્થ નથી, પણ એમાં માનસશાસ્ત્રના મૂળભૂત સિદ્ધાન્તોનું સ્પષ્ટીકરણ છે, એમાં જીવનશાસ્ત્ર –Biology – ના સિદ્ધાન્તનું રહસ્ય દર્શાવવામાં આવ્યું છે. મનમાં મોહ અને

લાગણી શાથી અને કેવી રીતે ઉત્પન્ન થાય છે એ બતાવવામાં આવ્યું છે અને મનની એવી લાગણી અને મોહના ભિન્નભિન્ન ભાગ પાડી દરેકને ભિન્નભિન્ન સંજ્ઞા ગીતાએ આપી છે.

બુદ્ધિને પવિત્ર અને ઉચ્ચ રાખવા મનને અંકુશમાં રાખવાનું છે. એટલે મન અનાસકત ભાવભર્યું બને છે. મનમાં અનાસકત ભાવનાનું જોર વધતાં એ મન દિવ્ય ઉલ્લાસ અનુભવી શકે છે. અને ત્યારે જ મન સ્થિર બને છે. મનની સ્થિતિનું બારીક પૃથક્કરણ કરતાં ગીતા કહે છે,

" नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ "

જેની બુદ્ધિ અસ્થિર છે એ તો ભાવના કે આદર્શવિહોણો છે. જેને ભાવના કે આદર્શ નથી એને શાંતિનું સુખ નથી, અને જેને શાંતિનું સુખ નથી એને કશું જ સુખ નથી. મનની સ્થિતિનું વર્ણન કરતાં ગીતા કહે છે કે પ્રચંડ વેગવાળો પવન નાનકડી નૌકાને ઊંચીનીચી કરીને હચમચાવે છે અને સાગરમાં આગે ધકેલે છે તેમ પવનરૂપી ઇન્દ્રિયો મન અને બુદ્ધિને વિષય અને કામનાના સાગરમાં ખેંચી જાય છે.

એટલે અર્જુન યુદ્ધ આદરે તે પહેલાં શ્રીકૃષ્ણ એને અનાસકત રહેવાની શિખામણ આપતાં કહે છે:

" तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ "

ઇંદ્રિયોના સુખને ત્યાગીને બુદ્ધિ સ્થિર બનાવીને અર્જુન આમ કર્મયોગી બને છે. મનની અનાસકત અવસ્થાનું ગીતામાં

ભિન્નભિન્ન ઉપમા અને ઉદાહરણો આપીને વર્ણન કરવામાં આવ્યું છે. વરસાદ અને નદીઓનાં નીર પૂર્ણ ઝડપે સાગરમાં આવ્યા જ કરે, એ સાગરની સપાટી ઉપર પવન પ્રચંડ વેગે વાવા માંડે, છતાં ય સાગર સદા શાન્ત, ગંભીર અને અચળ જણાય છે. આવી માનસિક અવસ્થા અનાસક્ત ભાવનાવાળા પુરુષની હોય છે.

" आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥ "

આ ટૂંકા શ્લોકમાં ઘણી બાબતો સમઝાવવામાં આવી છે. શાંતિ પ્રાપ્ત કર્યા શિવાય મન કદિ પણ અનાસક્ત રહી શકે તેમ નથી. એ શાંતિ પ્રાપ્ત કરવા માટે મનને વાસનાથી વિરક્ત અને નિરપેક્ષ રાખવા કિંમતી સૂચના શ્રીકૃષ્ણ અર્જુનને આપે છે.

કર્મની ગતિ ગહન છે. એ તો પંડિતોની મતિને મુંઝવે છે. પ્રકૃતિ એવી મહાન અને બળવાન છે કે આ જગતમાં એકે એવો જીવ નથી કે તે કાંઈ પણ કર્તવ્ય કર્યા શિવાય રહી શકે. મનની અત્યંત વિચિત્રતા તો એ છે કે એ આરામ કે નિવૃત્તિમાં રહી શકતું નથી. નિદ્રામાં પણ મન જાગ્રત રહે છે, આરામમાં પણ એ પ્રવૃત્તિમય હોય છે. આમ કર્તવ્યના વિશાલ સાગરમાં સર્વ મનુષ્યોનાં મન ડુબેલાં હોય છે. એક પણ એવી ક્ષણ નથી, એક પણ એવી અલ્પ ઘડી નથી કે જે સમયે મનુષ્ય કર્મથી વિમુક્ત રહી શકે. અહીં કર્મ એના વ્યાપક સ્વરૂપમાં વપરાયેલું છે. આ કર્મમાં સર્વ પ્રકારનાં કર્મોનો સમાવેશ થાય છે. પ્રકૃતિ, કર્મ અને મન આ ત્રણ વસ્તુઓ વચ્ચે રહેલો સંબંધ યથાસ્વરૂપે જાણવાથી અનાસક્ત યોગ આદરી શકાય છે.

" न हि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ "

પ્રકૃતિનું વિશાળ સામ્રાજ્ય ચોમેર સ્ફૂરાયેલું જણાયા કરે છે. પ્રત્યેક પ્રવૃત્તિ અને કર્મની ઉત્પત્તિ પ્રકૃતિથી થાય છે. પ્રકૃતિ સર્વે કર્મોની જન્મદાતા છે. એના સપાટામાં જીવ અને મન સપડાય છે. જીવ કર્તા નથી, ભોકતા નથી પણ એનું અજ્ઞાન એને કર્તા અને ભોકતા માને છે. આત્મા અકર્તા અને અરૂપી છે. જે કાંઈ છે એ તો પ્રકૃતિની પ્રવૃત્તિ, લીલા, ગહનતા અને એમની સાથે મનુષ્યનાં મનનો સંબંધ છે. એટલે અનાસકત યોગમાં પ્રગતિ કરવા આ સત્ય ગીતા સમઝાવે છે. આ પ્રબળ પ્રકૃતિ સર્વે જીવોને એમના સ્વભાવ અનુસાર કર્મો કરાવે છે.

" प्रकृतेः क्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताऽहमिति मन्यते ॥ "

એટલે પ્રકૃતિનું રહસ્ય જે જાણતું નથી, તે કર્મની ગતિ કે કર્મનો મહિમા પણ જાણી શકતું નથી; અને એવો અજ્ઞાની જીવ કદી પણ અનાસકત બની શકતો નથી. મનના સંપૂર્ણ વિકાસ અર્થે, મનને અનાસકત બનાવવા માટે પરમાત્મા એના પ્રિયભકતને કામને મહાત કરવા પુનઃ પુનઃ પ્રેરણા અને શિખામણ આપે છે. જે અગ્નિ સમાન દાહક છે, જે એની ઉત્પતિ સાથે જ અસંતોષી રહેવા સર્જાયેલો છે, જેને આરામ કે શાન્તિ નથી, જે શરમહીણો નિર્લજ્જ અને નફ્ટ છે, રજોગુણ જેનું મૂળ છે, અપરમિત આહાર-વિહાર જેનાં ઉશ્કેરાટ અને અસંયમનાં સાધનો છે, જે જ્ઞાની અને યોગીનો મહાન દુશ્મન છે — એવા સ્વરૂપવાળા કામને સમઝી એનો પરાજય કરવા ભગવાનની ભકતને શિખામણ છે. આ કામ એ ક્રોધનો પિતા છે, એ સર્વ દુઃખ અને દુર્ગુણોનો ઉત્પાદક છે.

“ काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ ”

કામવાસનાને જીતવાથી બીજી બધી વાસના જીતી શકાય છે. કામભાવનું રહસ્ય અને પ્રકૃતિદ્વારા કામ અને મન વચ્ચે રહેલો સંબંધ ગીતાએ એવી સ્પષ્ટતાથી અને સરલતાથી સમઝાવ્યા છે કે ગીતા માનસશાસ્ત્રનો મહાન ગ્રંથ હોય એમ આપણને જણાયા કરે છે.

ઇન્દ્રિયોમાં મન આરક્ત બનતાં મન વિહ્વલ બને છે. અને મનની એવી વ્યાકુલતાથી આત્માનું અધઃપતન થાય છે. અજ્ઞાન વધે છે. પીડા અને માનસિક અસંતોષ ઉત્પન્ન થયા જ કરે છે. મનનાં આવાં દુઃખોનો સર્જક ધનુષ્યધારી કામદેવ જ છે. આત્માને જાણીને, બુદ્ધિનો વિકાસ કરીને, વિવેકશક્તિને જાગ્રત કરીને, મનને નિશ્ચયી બનાવીને કામદેવને પરાજિત કરી શકાય છે.

મનુષ્યનાં મનનું પૃથક્કરણ કરતાં માનસિક પ્રકૃતિના ત્રણ ભાગ ગીતા પાડે છે. પ્રકૃતિ ત્રિગુણાત્મક છે, તેમ માનસિક સ્થિતિ પણ ત્રિગુણાત્મક છે. આ ત્રણ ગુણ તે સત્ત્વ, રજસ અને તમસ છે. વધતાઓછા પ્રમાણમાં આ ત્રણ ગુણો પ્રત્યેક મનુષ્યના સ્વભાવમાં, એ મનુષ્યના પ્રત્યેક કર્મમાં, એના આચરણમાં, એની વાણીમાં, એના આહારમાં, એના સુખમાં, એના દાન, વ્રત અને તપમાં, એના ત્યાગ અને ભોગમાં, નિરંતર આવિર્ભાવ પામતા જણાય છે. અહીં ગીતાએ મનનું એટલું બધું સૂક્ષ્મ અને સરસ પૃથક્કરણ કર્યું છે કે આ ગ્રંથ માનસશાસ્ત્રનો મહાન ગ્રંથ હોય એમ આપણને પુનઃપુનઃ ખાતરી થયા જ કરે છે.

આ ત્રણ ગુણો વચ્ચે ભિન્નતા દેખાડવામાં આવી છે પણ એક જ ગુણ મનમાં એકી વખતે લાંબા સમય સુધી ટકી શકતો

નથી. મનના સ્વભાવનું આ સત્ય ગીતા સરસ રીતે શોધી કાઢે છે. એક ગુણ વૃદ્ધિ અને મર્યાદા ઓળંગતા એ અન્ય ગુણમાં પરિણમે છે. સત્ત્વગુણ પ્રત્યે મનમાં આસક્તિ ઉત્પન્ન થતાં સત્ત્વગુણ રજોગુણમાં પરિણમે છે. રજોગુણમાં આસક્તિ અને વૃદ્ધિ થતાં રજોગુણ તમોગુણમાં પરિણમે છે. અને તમોગુણમાં વૃદ્ધિ અને આસક્તિ થતાં આત્માનું અધઃપતન થાય છે; એવા દારુણ પ્રસંગે પણ ભગવાનની અને ગુરુદેવની કૃપા પ્રાપ્ત થતાં એ તમોગુણ સત્ત્વમાં પણ પરિણમી શકે છે. મનની આવી સ્થિતિનો તાદૃશ ચિતાર ગીતા આપે છે. આ મનનો વાસ્તવિક ચિતાર ભલભલા માનસશાસ્ત્રીઓને મુગ્ધ બનાવે છે. એ ચિતારથી એમનું મન ગીતાની ભવ્યતા અને મોહકતા પ્રત્યે આકર્ષાય છે અને એઓ કહે છે કે, ખરે જ, ગીતા જગતનો મહાન ગ્રંથ છે.

કોઈ સત્ત્વગુણપ્રધાન મનુષ્ય છે. એના રજો અને તમોગુણ મુખ્ય નથી. કોઈ રજોગુણપ્રધાન મનુષ્ય છે, એના સત્ત્વગુણ અને તમોગુણ મુખ્ય નથી. કોઈ તમોગુણપ્રધાન મનુષ્ય છે, એના સત્ત્વગુણ અને રજોગુણ મુખ્ય નથી.

એટલે પ્રત્યેક પ્રકારના સ્વભાવવાળાં મનુષ્યોનાં મન આપણે આ પૃથક્કરણ અનુસાર સમજતાં સારી રીતે સમજી શકીએ છીએ.

સત્ત્વગુણ નિર્મળ છે, શાન્ત છે અને મનને ઉચ્ચ પ્રકારનો ઉલ્લાસ આપીને જ્ઞાનપંથે દોરે છે.

રજોગુણ ચંચળ અને અસ્થિર છે અને મનમાં કામના અને વાસના ઉત્પન્ન કરે છે, આશાના પાશથી પ્રાણને બાંધે છે અને પુરુષાર્થ કરવા પ્રેરે છે.

તમોગુણ નિષ્ક્રિય અને અંધકારભર્યો છે. અને મનુષ્યને આળસ અને પ્રમાદમાં નાંખી દે છે. ખેદ અને ગ્લાનિ મનમાં ઉત્પન્ન કરે છે. નિદ્રા, ભય અને આહાર વધારે છે અને આત્માને વિનાશને પંથે લઈ જાય છે.

આ ગુણો જ સર્વ વસ્તુના કર્તા અને ભોક્તા છે. આ ગુણો શિવાય બીજું કોઈ કાંઈ જ કરી શકતું નથી. કર્મોનો કર્તા આત્મા નથી તેમ પરમાત્મા પણ કાંઈ કરતો નથી. ભગવાન કોઈને સફલતા આપતો નથી કે કોઈને નિષ્ફલતા પણ આપતો નથી. ભગવાન તો નિષ્પક્ષપાત અને અકર્તા છે. જે કાંઈ બને છે તે તો પ્રકૃતિ એના સ્વભાવ પ્રમાણે કર્યા જ કરે છે. આપણા મનને આ વાત ઠસી જશે તો એને અનાસકત અવસ્થા પ્રાપ્ત કરતાં ઓછી મુશ્કેલી નડશે. મન જાગ્રતઅવસ્થામાં સદા ય રહેશે એટલે પરા અને અપરા પ્રકૃતિના ભેદ જોઈ શકશે. આથી બુદ્ધિમાં જ્ઞાન અને વિવેક ઉત્પન્ન થશે અને અનાસકત અવસ્થાથી ઉત્પન્ન થતો દિવ્ય આહ્લાદ આત્મા અનુભવી શકશે. મનનો વિકાસ આત્માની પ્રાપ્તિ માટે આવી રીતે આવશ્યક છે; કારણ કે આ ત્રિગુણાત્મક મનની સ્થિતિનો અનુભવ થતાં જ નિરંતર પ્રવૃત્તિથી પરાયણ બનેલું મન જ્યારે જ્યારે અંધકાર અને અજ્ઞાનમાં ઘસડાશે ત્યારેત્યારે એને અનાસકત બનાવીને અંકુશમાં રાખવું સરળ બનશે.

ગીતાના ૧૬ મા અધ્યાયમાં દૈવી અને આસુરી સંપત્તિવાળા મનુષ્યોના જે વિભાગ પાડવામાં આવ્યાં છે તે પણ મનુષ્યના મનના પૃથક્કરણ અનુસાર પાડવામાં આવ્યા છે. દૈવી અને આસુરી એ બે પ્રકારની માનસિક સૃષ્ટિ છે. એ બે પ્રકારની માનસિક સૃષ્ટિ પરસ્પર ભિન્ન અને વિરોધી છે. એક ઉચ્ચ અને દિવ્ય છે. બીજી હલકી અને અધમ છે. એક પુણ્ય કર્મો કરાવીને મોક્ષમંદિરે લઈ

જાય છે, અને બીજી પાપ કરાવીને નરકમાં લઈ જાય છે. એ બે પ્રકારની સૃષ્ટિમાં સર્વ જીવાત્માઓને વહેંચી નાંખવામાં આવ્યા છે. આ બે સંપત્તિવાળા જીવોનાં ભિન્નભિન્ન માનસિક લક્ષણો ગીતાએ દર્શાવ્યાં છે. પરન્તુ એક જ મનુષ્યમાં એક દૈવી સંપત્તિના તો બીજી ઘડીએ આસુરી સંપત્તિના ગુણો જોવામાં આવે છે. અરે, એક જ મનુષ્યના મનમાં એકસાથે આ બે સંપત્તિનાં લક્ષણો જોવામાં આવે છે. સામાન્ય મનુષ્યનું મન જેમ સદા ય સત્ત્વગુણી રહી શકતું નથી, સદા ય રજોગુણી કે તમોગુણી રહી શકતું નથી તેમ એક જ સામાન્ય મનુષ્ય એક ને એક દૈવી કે એક ને એક આસુરી ભાવ સદાકાળ રાખી શકતો નથી. મનના દૈવી અને આસુરી સંપત્તિના જે વિભાગો પાડ્યા છે — તેનો સૂક્ષ્મપણે અભ્યાસ અને અનુભવ કરતાં ગીતાને માનસશાસ્ત્રનો મહાન ગ્રંથ માનવામાં જરા યે અતિશયોક્તિ નથી.

પ્રશ્ન એ ઊઠે છે કે કોઈ ધ્યેય વિના, કોઈ લક્ષ્ય વિના માણસ શા માટે પુરુષાર્થ આદરે ? અને જ્યાં સુધી મનનું કોઈ લક્ષ્ય છે, જ્યાં સુધી કાંઈ ઇચ્છા છે ત્યાં સુધી મન શી રીતે અનાસક્ત રહી શકે ? એ પણ પ્રશ્ન ઊઠે છે કે જો મનુષ્યના જીવનમાં કાંઈ ધ્યેય ન હોય, ફળની કાંઈ આશા ન હોય તો પ્રયત્ન, પુરુષાર્થ કે કર્મમાં શા માટે એ પ્રવૃત્તિ આદરે ? એ શું મનુષ્યના સ્વભાવનું સર્વમાન્ય સત્ય નથી કે ધ્યેય અને આશા શિવાય મનુષ્યને કર્તવ્ય કરવાની જરા પણ પરવા નથી ? અને સંપૂર્ણ અનાસક્ત બનેલા પુરુષો સંસારવ્યવહારનાં કર્મો શું આદરી શકશે ? એમને પુરુષાર્થમાં પ્રેમ ઉત્પન્ન થશે ? એમનાં નિત્યનાં, સંસારનાં અને જગતનાં કર્મોમાં રસ રહેશે ? એ સંસાર માટે લાયક રહેશે ? એ ભગવી ચાદર અને કમંડલું ધારણ કરશે નહિ ? અને શંકરાચાર્ય જેવા સંન્યાસી બનશે નહિ ?

પણ અનાસકત અવસ્થા તો મનની અવધિએ પહોંચેલી ઉચ્ચ વિકાસભૂમિકા છે. મન એ વિકાસભૂમિકાના શિખરે પહોંચતાં એ એનાં ત્યાજ્ય અને સ્વીકાર્ય કાર્યો અનાસકત રહીને કરશે; એનાં સંચિત, પૂર્વભવના સંસ્કાર સમઝી નિરપેક્ષ ભાવનાથી કર્મ આદરશે. સંસારમાં રહેવાની જરૂર હશે ત્યાં સુધી અનાસકતપણે સંસારમાં રહેશે. સંસાર છોડવાની જરૂર અને પ્રસંગ આવશે ત્યારે અનાસકતભાવે સંસાર છોડશે. આવા નિર-પેક્ષ ભાવથી મનને પ્રત્યેક સ્થિતિ અને સમયમાં સમાનતા અને એકતા જણાશે. પછી એને કોઈ ધ્યેય હશે, કોઈ આદર્શ હશે, કોઈની સેવા કરવાની એનામાં ધગશ અને તત્પરતા હશે, કોઈના દુ:ખમાં સાહાય્ય કરવાની ઇચ્છા હશે ત્યારે એ ધ્યેય, એ આદર્શ, એ ધગશ, એ તત્પરતા અને એ ઇચ્છા — એની અનાસકત સ્થિતિને જરા પણ સ્પર્શ નહિ જ કરી શકે. આવી છે અનાસકત સ્થિતિની ભવ્યતા.

બધાં ય કર્મો અને કર્તવ્યો પરમાત્માને અર્પણ કરવાનાં છે, બધી ય ઇચ્છાઓ, પીડાઓ અને ઉદ્વેગોથી મનને મુકત બનાવી પરમાત્મામાં પ્રેમ જાગ્રત કરવાનો છે. બધા ય આરંભ અને સમા-રંભોમાં આંતરિક નિષ્ક્રિયતા અને નિષ્પક્ષપાત કેળવવાનાં છે. અને પછી અનાસકત રહીને કર્તવ્ય કરવાનું છે. એ માટે અના-સકત ભાવથી ધ્યેય રાખવાનું છે, અને એ ધ્યેયની સફલતા માટે અનાસકત ભાવથી પુરુષાર્થ આદરવાનો છે.

જનકવિદેહી જેવું જ જીવન ગાળવું સામાન્ય જનને માટે અશકય છે. વ્યવહારજીવનમાં આવા જીવનનું સર્વાંશે પાલન કોઈ કને જ શકય જણાય છે; અને જે કોઈને શકય જણાય છે તેમાં કોઈ વિરલા જ એવું જીવન બનાવી શકે છે. એટલે સંસારમાં

રહીને સનાતન સત્યની શોધ કોઇને અશકય જણાતાં એ સંન્યાસ, દીક્ષા કે યોગને પંથ પસંદ કરે છે.

આસકિત શું અને અનાસકિત શું, એ બંનેને સમજવા, એમની વચ્ચે રહેલા ભેદ ચતુરહંસની માફક પય અને પાણીની પેઠે ભિન્નભિન્ન દેખવા, નિર્બળ અને અસ્થિર મનમાં પળે પળે ઉત્પન્ન થતા મોહ, શોક, દુઃખ, આનંદ અને ઉદ્વેગને દૂર રાખવા, આપણે જીવનમાં જ્ઞાન અને ધર્મ બંને સમજવા પડશે, બની શકે તેટલા બાહ્ય અને સંપૂર્ણ આંતરિક ત્યાગ અને વિરાગ સ્વીકારવા પડશે, જનસેવા કરવી પડશે. પ્રેમભાવ જાગ્રત કરવો પડશે. આપણા મનનું પ્રતિપળે નીરીક્ષણ કરવું પડશે.

પણ અનાસક્ત અવસ્થા એ કાંઈ આપણાં અંતિમ ધ્યેય અને આદર્શ નથી. મનના સંપૂર્ણ વિકાસમાં આપણી સંપૂર્ણ પ્રગતિ સમાયેલી નથી. સંન્યાસ, યોગ, કે ભકિત જેમ આત્મા કે પરમ-પદની પ્રાપ્તિ અર્થે છે તેમ સંસારમાં રહી અનાસકત જીવન પણ એ પ્રાપ્તિનું કેવળ સાધન જ છે. એ સાધનને જેટલું આપણે સબળ અને મહાન બનાવીશું, એ સાધનને જેટલું આપણે સરલ અને સંપૂર્ણ બનાવીશું, તેટલે અંશે, તેટલા પ્રમાણમાં આપણે આત્મા અને પરમાત્માને પીછાનીશું. પ્રત્યેક વ્યક્તિ એની અનાસકત અવસ્થાના અંશ અને પ્રમાણ અનુસાર જીવનમાં આત્મિક પ્રગતિ-કરી શકશે. આમ ભિન્નભિન્ન વ્યકિતમાં અનાસકિતનું પ્રમાણ ભિન્નભિન્ન જોવામાં આવે છે. જનકવિદેહીમાં એ પ્રમાણ સર્વોત્તમ અને પૂર્ણતાએ પહોંચ્યું હતું એટલે જનકવિદેહી સંસારમાં રહીને જ જીવનમુકત બન્યા હતા.

સંસારમાં રહીને આવી જીવનમુક્તિ પ્રાપ્ત કરવા ગીતા આપણને અમૂલ્ય શિખામણ આપે છે. મનને દૈવી સંપત્તિના લક્ષણોથી યુક્ત બનાવીને, એને સત્ત્વગુણમાં જોડીને પછી અનાસક્ત યોગનો આરંભ કરીને વ્યક્તિ અને સમષ્ટિનો સર્વદેશીય વિકાસ કરવા ગીતા દિવ્ય પંથની દર્શક છે. મનુષ્યોનાં મનનો વિકાસ કરીને પાર્થિવ જગતમાં સ્વર્ગ સ્થાપવાની ગીતા મહાન શક્યતા સિદ્ધ કરે છે. જેમ વ્યક્તિના વિકાસ અર્થે માનસિક વિકાસની આવશ્યકતા છે તેમ સમષ્ટિના સર્વદેશીય વિકાસ માટે પણ આખી ય માનવજાતનાં મન અને બુદ્ધિના વિકાસની આવશ્યકતા છે. આથી જ સમસ્ત સૃષ્ટિમાં જ્ઞાન, પ્રેમ, સેવા, ભ્રાતૃભાવ અને ચારિત્ર્ય સ્થપાશે અને તેથી આપણું જગત મહાન બનશે.

# આપણી આર્થિક ઉન્નતિ

અત્યાર સુધી આપણે આધ્યાત્મિક વિકાસની બાબતનો વિચાર કર્યો. આધ્યાત્મિક જીવન આપણું ધ્યેય હોવું જોઈએ. વળી, કોઈ પણ વ્યક્તિને આવું જીવન પસંદ હોય તો તે વ્યક્તિ તે માર્ગે જઈ શકે. આધ્યાત્મિક જીવન વ્યક્તિને અનુકૂલ હોય, પરંતુ આખા ય સમાજનું અંતિમ ધ્યેય એકાએક ન જ બની શકે. આ એક ઉચ્ચ આદર્શ છે; અને તેની પ્રાપ્તિ દરેકને પસંદ ન હોય, તેમ જ દરેક માટે શક્ય પણ ન જ હોય. આધ્યાત્મિક, દૈવી જીવનની જે ભવ્યતા દર્શાવી તે ભવ્યતા અને તેવું જીવન આપણા સામાજિક, રાજકીય કે આર્થિક વિકાસ આડે ન જ આવવું જોઈએ. આપણે જે નૂતન સમાજ અને જગતની કલ્પના કરીએ છીએ તે એ છે કે એમાં આધ્યાત્મિક અને આર્થિક પ્રગતિમાં એકતા અને સહકાર કાયમ રહેવાં જોઈએ.

આધ્યાત્મિક અને આર્થિક વિકાસ પરસ્પરવિરોધી નથી. એમને વિરોધી સમઝવાં એ આપણાં શાસ્ત્રો વિષેનું આપણું અજ્ઞાન જ સૂચવે છે. આધ્યાત્મિક વિકાસ જો અંતિમ ધ્યેય હોય તો આર્થિક વિકાસ એ ધ્યેયની સિદ્ધિ અર્થે સાધન બની શકે. આપણને જેની જરૂર છે તે તો આપણે આપણા દૃષ્ટિબિન્દુમાં પરિવર્તનની. સંસારમાં રહી નિઃસ્વાર્થપણે આપણે આપણાં કુટુમ્બનો, સમાજનો અને દેશનો આર્થિક વિકાસ કરી શકીએ તો એથી આપણી સેવા અલ્પ નથી. આપણે તો જેટલો અને તેટલો આંતર ત્યાગ સ્વીકારવાનો છે, સંસારમાં રહી ત્યાગ અને વિરાગને વ્યવહારમાં મૂકવાના છે, અને નિષ્કામ ભાવે આપણું કર્તવ્ય પૂર્ણ કરવાનું છે.

પણ જેનામાં શક્તિ છે, શુકદેવજેવા બાલયોગી થવાની,

જેનામાં બળ છે શંકરાચાર્યજેવા જ્ઞાની થવાની, અને જેનામાં બુદ્ધિબળ છે કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય અને ઝંડાધારી દયાનંદ થવાની—તે ભલેને શુકદેવ, શંકરાચાર્ય, હેમચંદ્ર કે ઝંડાધારી બને. આપણે તો અહીં સામાન્ય જનતાનો વિચાર કરવાનો છે. અને જનતાની પ્રગતિ માટે આપણને આર્થિક આબાદીની જે જરૂર છે તેનો આપણે હવે વિચાર કરવાનો છે.

જેઓ આપણાં ધર્મ અને તત્ત્વજ્ઞાન પ્રત્યે તિરસ્કાર અને ઘૃણા દર્શાવે છે તેઓ કહે છે કે ધર્મ અને આત્માની વાતો આપણા દેશને અત્યારે જોઈતી નથી. આપણને જે જોઈએ છે તે છે અન્ન, કપડાં અને સુખનાં સાધનો. જીવનમાં આ વસ્તુ જ મુખ્ય છે; બીજી બધી ગૌણ અને અનાવશ્યક છે. જુઓ આપણી ગરીબાઈ, બેકારી અને પરતંત્રતા! દુનિયાના દેશમાં આપણે માટે માન કે સ્થાન નથી. આપણે એટલે ગુલામીમાં સબડતા, અધઃપતન પામેલા, કુસંપને કારણે આખા ય જગતમાં નિન્દાયેલા, દુશ્મનો સામે બાથ ભીડવામાં નિષ્ફળ નિવડેલા નમાલા હિન્દીઓ. આવી સ્થિતિમાં આત્માની, દિવ્યતાની, મુક્તિની, ત્યાગની, સાધનાની, ભક્તિની, યોગની, સંયમની અને સમાધીની વાતો શી રીતે કરી શકાય? જેઓ એવી વાતો કરે છે તેઓ કેવળ વિચારકો છે, આરામખુરશીમાં આનંદ અનુભવી વ્યર્થ સ્વાર્થ સેવતા કલ્પના-વિહારી છે. એમને જ ત્રણ દિવસ ખાનપાન ન મળે ત્યારે જ ખબર પડે કે આત્માની વાત કેમ થાય છે?

આવા જ પ્રકારના આપણા ઘણાખરા ભણેલા, સુધરેલા તેમ જ કેટલા અભણ પુરુષો પણ કહે છે કે આપણી પરતંત્રતાના ઘણાં કારણોમાંનું મુખ્ય કારણ ધર્મ પ્રત્યેની આપણી ઘેલછા જ છે. તેઓ કહે છે કે હિન્દુધર્મે આપણું સત્યાનાશ વાળ્યું છે;

આપણાં શાસ્ત્રો અને પુરાણોએ આપણા પૂર્વજોમાં અંધશ્રદ્ધાના સંસ્કાર સીંચ્યા, એ સંસ્કારનાં અંકુર ઊંડાં ફૂટ્યાં, એ પૂર્વજોનાં રૂઢિ, વહેમ અને અંધશ્રદ્ધા આપણા લોહીમાં આજે વહી રહ્યાં છે. પરિણામે દરેક વસ્તુને ધર્મ, રૂઢિ અને વહેમથી આપણે વિચારીએ છીએ. આપણું આખુંય જીવન આ ધર્મ, રૂઢિ અને વહેમના રંગોથી રંગાઈ ગયું છે. આપણા હિન્દુધર્મની ચિત્રવિચિત્રતા એ છે કે એના અગણિત સંપ્રદાયો છે, એ પ્રત્યેક સંપ્રદાયના અગણિત ફાંટા છે અને એ દરેક ફાંટામાં વિવિધ મત અને પંથ છે. આમ છિન્નભિન્ન થયેલા ધર્મે સમાજને છિન્નભિન્ન બનાવ્યો છે.

ટીકાકારો ટીકા કરતાંકરતાં કહે છે કે આ ધર્મના ઋષિમુનિઓએ પુનર્જન્મની કલ્પના કરી, મોક્ષ અને મુક્તિનાં બણગાં ફૂંક્યે રાખ્યાં, અમર્યાદિત વિશ્વ અને બ્રહ્મનાં અનુમાન અને તર્કનાં વિવરણો કર્યાં, આદિ અને અનંતતાના ખ્યાલમાં આગળ વધીને પાછા પડ્યા. જગતને અસત્ય, વ્યર્થ, માયા અને ભ્રમણા માની એના સત્યને અવગણ્યું. પરિણામે સમાજના વિકાસક્રમમાં સાહાય્ય કરવાને બદલે એમાં અવરોધ ઉત્પન્ન કર્યા. જીવતાજાગતા જગતને ભ્રમણા કલ્પી અન્ય મૃગજળસમા મોક્ષની શોધ અર્થે સૌને વિમાર્ગે દોરીને વ્યર્થ પુરુષાર્થ આદરવા પ્રેરણા આપી. આ ધર્મે અને તત્ત્વજ્ઞાને આપણાં જીવન અને સંસારને સૂકવીસૂકવીને ખાખ કરી મૂક્યાં, જીવનની રસિકતા નાશ કરી, કર્તવ્ય અને ફરજને સ્થાને ત્યાગ અને વિરાગની વિચારણા ઉત્પન્ન કરી. પરબ્રહ્મના વિચારમાં, ત્રિકાળ અને કેવળ જ્ઞાનની સિદ્ધિમાં, વ્યક્તિગત પૂર્ણ વિકાસમાં, પરમાત્માસ્વરૂપ આત્માની શોધમાં—આપણા ધર્મે, આપણા ધર્મશાસ્ત્રીઓએ અને પરિણામે આપણે, એટલું બધું લક્ષ આપ્યું કે આપણે આપણા સંસારધર્મ અને ગૃહસ્થાધર્મને અવગણ્યા, આપણે ભ્રાતૃભાવ આચારમાં ન મૂક્યો, સમાજની એકતા

અને અભેદતા ન સ્થાપી શકયા, આપણા પંડિતો અને આત્મજ્ઞાની-ઓએ આર્થિક ઉદ્ધારને અસત્ય માની ભૂખપીડિત માનવો પર દયા ન દર્શાવી, એમને એમના કર્મનો દોષ દર્શાવી સાધુસંન્યાસી થવા શિખામણ આપી !

આપણા કર્મના સિદ્ધાન્તે ધનવાનોની ધનિકતા ન્યાયસર સાબીત કરી, આપણા કર્મના સિદ્ધાન્તે ગરીબોની ગરીબાઈ સત્ય તરીકે સ્વીકારી, આપણા કર્મના સિદ્ધાન્તે જ્ઞાતિભેદ સાચા ઠરાવ્યા, આપણા કર્મના સિદ્ધાન્તે અસ્પૃશ્યતાને સિદ્ધ કરી અને એનો અમલ ચાલુ રાખવા આપણને સમજણ આપી; અને આ કર્મની ગતિએ ક્રૂર હૈયાવાળાં માનવીઓ દુ:ખીને દિલાસો આપવાને બદલે બોલ્યાં, "ભાઈ, શું કરીએ આપણે? મરશે સા..., ગયે ભવ કરેલાં પાપ આ ભવ ભોગવ્યે જ છુટકો." કર્મના સિદ્ધાંતને આપણે સમઝયા નહિ, અને એને એના સત્ય સ્વરૂપમાં નહિ સમઝવાથી આપણે સ્વાર્થી બનીને એકલપેટા મોક્ષની તૈયારી કરવા લાગ્યા.

ટીકાકારો એમ પણ કહે છે કે ત્યાગ, તપશ્ચર્યા, વ્રત અને નિયમ પર આપણે એટલું બધું લક્ષ આપીએ છીએ કે એ સર્વનું આચરણ કરતાં આપણી કાયમની પરાધીનતા આપણને સ્પર્શતી નથી; આપ-ણને આત્માનું જ્ઞાન અને આત્મપ્રાપ્તિ થતી હોય તો ગુલામીને બાહ્ય ગુલામી માની આપણે એને સ્વીકારીએ છીએ. આપણે કૃષ્ણ-જેવા કર્મયોગી, મહાવીરજેવા ત્યાગી, નરસિંહજેવા ભકત અને હેમચંદ્રજેવા વિદ્વાન થઈ શકતા હોઈએ તો ભલેને આ સફેદ પ્રજા આપણા પર સદા શાસન ચલાવે. એમાં આપણને શું નુકશાન છે? આપણો ધર્મ રક્ષાય છે, આપણા આચારવિચાર જળવાય છે, આપણા રીતરિવાજ જળવાય છે, તો પછી સ્વતંત્રતાની શી જરૂર છે? ખરેખરી સ્વતંત્રતા તો આત્માની છે. એ પ્રાપ્ત કરશો તો બાહ્ય પરતંત્રતા તમને દેખાશે જ નહિ, એ પ્રાપ્ત થશે તો જીવ્યું

સાર્થક બનશે અને આ બાહ્ય સ્વતંત્રતા લઈને યે શું તમે સાચવી શકવાના હતા ?

ધર્મની આજની ટીકા એ પણ છે કે હિન્દુધર્મનાં હજારો મઠ, મંદિર, દેરાસર અને દેવસ્થાનો છે. ત્યાં અપાર ધનનો સંચય થઈ રહ્યો છે. એ ધન પડ્યુંપડ્યું કટાઈ રહ્યું છે. એમાં દિવસેદિવસે વૃદ્ધિ થયા જ કરે છે પણ એ ગરીબની ગરીબાઈ દૂર કરી શકતું નથી, એ ધન દેશની મુક્તિ માટે કામમાં આવતું નથી, એ ધનથી પુનઃ મંદિર, મઠ અને દેવાલયો બંધાય છે અને આમ ભૂખપીડિત સમાજના લોકોને સુખી બનાવવાને બદલે ધર્મ માટે આપણામાં ઘેલાપણું વધતું જાય છે.

જુઓને આ તમારો હિન્દુધર્મ જડમૂળથી એટલો તે અન્યાયી અને જૂઠો છે કે નવ કરોડ માનવીઓને પશુથી યે નીચ અને હલકા માની એમને અવગણે છે, એમના પ્રત્યે ત્રાસ અને જુલ્મ ગુજારે છે, એમનો સ્પર્શ કરવા પણ મના કરે છે. આ ધર્મ એટલો સંકુચિત છે કે ન્યાત, જાત અને સંપ્રદાયના જોરે ભાઈ-ચારાનો નાશ કરે છે. આ ધર્મની ક્રિયા એટલી બધી અસત્ય, ચિત્ર-વિચિત્ર, ગૂઢ અને હાસ્યાસ્પદ છે કે વિજ્ઞાનનો આજનો આટલો બધો વિકાસ થયો છતાં ય એ જડ ક્રિયાને ભણેલા અને અભણ હિન્દુએ અંધશ્રદ્ધાથી આચારવ્યવહારમાં મૂક્યે રાખે છે. આ ધર્મના કાનૂન મુજબ પિતૃનાં ઋણ ઉતારવા બાપને બેટાની જરૂર હોય છે, બેટાને બાપની સેવા કરવાની હોય છે, કુટુમ્બમાં એકની જ કમાણી પર બધા નભી શકીને આળસુ, બેકાર, બેદરકાર અને પરાશ્રયી બની શકે છે. આ ધર્મના કાનૂન મુજબ સ્ત્રી પુરુષની તાબેદાર છે, એનું સ્થાન સદા ય શયનગૃહ અને રસોડામાં છે, એણે પતિની હાએ હા અને પતિની નાએ ના પાડવાની છે.

અને આ ધર્મના કાનૂન મુજબ લગ્ન એ પૂર્વભવના પરમ અને પવિત્ર સંસ્કાર છે; ભાગ્યે આપેલો ભરથાર જીવનભર પૂજ-વાનો છે; પણ પુરુષને ભાગ્યે આપેલી પત્ની જીવનભર ત્યાગી શકાય છે. આ ધર્મ પ્રમાણે બાલલગ્નને કાંઈ હરકત નથી, વિધુર સદા ય પરણવા હક્કદાર છે; પણ વિધવા સદા વિધવા રહેવા જ સર્જા-યેલી છે. વંધ્યા સદા તિરસ્કારને પાત્ર છે. આ ધર્મના કાનૂન મુજબ પુત્રી સાસરે જતાં સાસરાની મિલ્કત બને છે, બાપની મિલ્કતમાં એનો હિસ્સો નથી, પતિની મિલ્કતમાં એનો હિસ્સો નથી, પુત્રની મૂડીમાં એનો હિસ્સો નથી. સ્ત્રી એટલે એના પેટ અર્થે પિતાની, પતિની અને પુત્રની તાબેદાર. આ ધર્મના કાનૂન મુજબ મરણ પછી જમણવાર થઈ શકે, દેવમંદિરમાં પથ્થરને પુષ્પ, ચંદન, કેસર, હીરા, મોતી અને માણેકથી શણગારાય છે, પણ પાસે તરવરતાં વસ્ત્ર અને અન્નવિહોણાં જનોને એમના કર્મનો દોષ કાઢી અવગણાય છે.

અર્ધદગ્ધ અવસ્થાથી પીડાતા, અસ્પષ્ટ અને ગુંચવાડાભર્યા વિચારવાળા આપણા આ કેળવાયલા ટીકાકારો ધર્મ વિરુદ્ધ જે કાંઈ કહે છે તેનો આપણે શાંતિથી ને નિષ્પક્ષપાતતાથી વિચાર કરવો જોઈએ. આપણા ધર્મશાસ્ત્રીઓએ અને સમાજશાસ્ત્રીઓએ એકત્ર થઇને શાન્તિથી ધર્મ અને અર્થ વચ્ચે સુમેળ સ્થાપવો જોઈએ. ધર્મ શું છે એ આપણે અગાઉ જોઈ ગયા. એવો ધર્મ આખા ય સમાજની આર્થિક ઉન્નતિ આડે કદિ પણ ન જ આવી શકે. બની શકે તેટલા પ્રમાણમાં આપણે આપણી સામાજિક અને ધાર્મિક બાબતો ભિન્ન રાખીશું અને તેમ કરીને પણ તેમની વચ્ચે યોગ્ય સમન્વય સ્થાપીશું. સમયાનુસાર આપણા દેશના સર્વદેશીય વિકાસ અર્થે આપણે આપણા સમાજબંધારણમાં ફેરફાર કરીશું અને એવા યોગ્ય ફેરફાર સામે ધર્મ આડે આવે તો ધર્મમાં પણ ફેરફાર કરીશું. એટલે આપણે

આપણા ધર્મનું એવી રીતે રૂપાન્તર કરીશું કે તેથી વ્યક્તિને એની પ્રગતિ પ્રાપ્ત કરવા સંપૂર્ણ સ્વતંત્રતા કાયમ રહે છતાં ય આખા સમાજની આર્થિક ઉન્નતિ આડે ધર્મ ન જ આવી શકે, કે તેથી આપણી ગુલામી દૂર કરવા આપણો ધર્મ આપણને પ્રેરણા અને તાકાત આપે, તેથી આપણા સામાજિક જીવનમાં ન્યાય, નીતિ અને પ્રગતિની સ્થાપના થાય અને તેથી આપણાં બધાંમાં એકતા સર્જાવી સ્વતંત્રતા અર્થેના યુદ્ધમાં લડવા આપણને ઉત્સાહ, શિખામણ અને શૂરાતન આપે.

આપણા ધર્મના ટીકાકારોને આપણો એ જવાબ છે કે અંગ્રેજી રાજ્ય આ દુર્ભાગ્ય દેશમાં સ્થપાયું તે પહેલાં અને તે ક્ષણે આ દેશની આબાદી અવર્ણનીય હતી. આ દેશમાં સોના, રૂપા અને ઝવેરાતના ઢગલા હતા, આ દેશના ગૃહઉદ્યોગની કળા અને કારીગરીએ દુનિયાના તમામ દેશોને આકર્ષ્યા હતા, આ દેશની મલમલની કિંમત યુરોપમાં અંકાતી હતી, આ દેશમાં બેકારી નહોતી, અન્ન અને વસ્ત્રની તાણ નહોતી, આપણા ઇતિહાસમાં લાખો અને કરોડો ઉદાહરણો મોજુદ છે કે જ્યારે આપણો ધર્મ ઉન્નત સ્થિતિમાં હતો ત્યારે આપણો આર્થિક વિકાસ યુરોપના કોઈ પણ દેશના કરતાં ચડીઆતો જ હતો. આપણો ધર્મ હતો છતાં ય આપણા પૂર્વજોએ આર્થિક પ્રગતિમાં, સાહિત્યમાં, કળામાં, જ્યોતિષશાસ્ત્રમાં, ખગોળવિદ્યામાં, ભૂમીતિમાં, ગણિતશાસ્ત્રમાં, અને વિજ્ઞાનનાં બીજાં અન્ય ક્ષેત્રોમાં અદ્‌ભુત પરાક્રમો કર્યાં હતાં અને સફલતા પ્રાપ્ત કરી હતી.

આપણે યાદ રાખવું જોઈએ કે હિન્દુ કાયદો એ હિન્દુધર્મ નથી જ. હિન્દુ કાયદામાં આખો ય હિન્દુધર્મ સમાતો નથી. હિન્દુ કાયદાના કેટલાક નિયમો હિન્દુધર્મને મંજુર નથી. હિન્દુ કાયદો એ તો હિન્દુઓનાં સામાજિક રીતરિવાજ, રૂઢિ અને વ્યવહારસંબંધ છે.

મિતાક્ષર કે દાયભાગ એ હિન્દુધર્મ નથી, હિન્દુ કાયદાના ઘડનારાઓ જ કાંઈ એકલા હિન્દુધર્મ અને શાસ્ત્રના અધિકારસંપન્ન પ્રણેતા નથી. એ ખરું છે કે આપણા સમાજનો એક પણ એવો રિવાજ નથી, એક પણ એવી રૂઢિ નથી, એક પણ એવો વ્યવહાર નથી કે તેની સાથે ધર્મનો સંબંધ ન હોય, કે તે ધર્મના રંગે રંગાયાં ન હોય. એટલે હિન્દુ સમાજશાસ્ત્ર અને હિન્દુ ધર્મશાસ્ત્ર એક જ જણાય એ સ્વાભાવિક છે. એ કારણે સામાજિક સુધારા કરતી વેળાએ ધર્મ આડે આવે એ પણ સ્વાભાવિક છે. પણ જે આડે આવે છે તે હિન્દુ-ધર્મનું તત્ત્વ કે રહસ્ય નથી, જે આડે આવે છે એ તો હિન્દુ સામાજિક રૂઢિ જ — જેને ધર્માંધ લોકો ધર્મને નામે ઓળખે છે અને અન્યને ઓળખાવી ધર્મભીરુતા, વ્યર્થ લાગણી અને આવેશ જાગ્રત કરે છે.

આ ધર્મ તો સાગરજેવો વશાલ છે. એણે સર્જેલી સંસ્કૃતિ આજ દિન સુધી અમર છે. એનાં ઉપનિષદો અને ગીતાની ભવ્યતા એકસરખી સદા આકર્ષક છે. આ ધર્મ પોતે દિનપ્રતિદિન પરિવર્તન પામ્યા જ કરે છે — એના ભિન્નભિન્ન ફાંટા એની વિશાલતા અને સમયાનુસાર પરિવર્તન સ્વીકારવાની શકિત સાબીત કરે છે. સિક-ન્દરના ગ્રીસની સંસ્કૃતિ આજે નથી, સીઝરના રોમની સંસ્કૃતિ આજે નથી, બૅબીલોન અને ઇજિપ્તના રાજવીઓની સંસ્કૃતિ આજે નથી— છતાં ય હિન્દુધર્મ આજે છે, એની સંસ્કૃતિ કાયમ છે, એણે સર્જેલો સમાજ પણ કાયમ છે. આ ધર્મ પરધર્મોનો મહાન પિતા છે, એણે પ્રત્યેક ધર્મનાં આક્રમણ શાન્તિથી સહન કર્યાં છે, ઉત્તરથી આવેલા પરધર્મના ઝનુની અને જાલીમ હુમલા સામે એ બહાદુરીથી ઝૂઝયો, પશ્ચિમથી આવેલા મોહક ધર્મની મોહિનીથી એ ન લોભાયો અને અમરફળ આરોગેલો નર જેમ કાળની તમા કરતો નથી કે યમ-દૂતથી ડરતો નથી તેમ હિન્દુધર્મ પણ અમર છે અને કાળ એને

સ્પર્શતો નથી. અને હિન્દુ સંસ્કૃતિ પણ અમર રહેવા નિર્માણ થયેલી છે.

આપણા દુર્ભાગ્યવશાત્ હિન્દુઓ અને મુસ્લિમો વચ્ચે ઉત્પન્ન થયેલો આજનો કુસંપ આપણી ભાવિ આશાને ચૂર્ણવિચૂર્ણ કરી રહ્યો છે. આ દેશના બે ભાગ પડે, એના એક ભાગમાં હિન્દુ અને બીજા ભાગમાં મુસ્લિમ રાજ્ય કરે — એ ખ્યાલથી આપણાં સર્વનાં હૈયાંને સખ્ત આઘાત લાગે છે. આપણા આજ સુધીના ઈતિહાસમાં, આપણા હિન્દુ અને મુસ્લિમ રાજવીઓના સમયમાં હિન્દ કદિ યે હિન્દુ અને મુસ્લિમો વચ્ચે વહેંચાયું નહોતું. આપણા સમ્રાટ અકબરે હિન્દને એક અને અદ્વિતીય રાષ્ટ્ર બનાવ્યો હતો, એણે કુનેહ અને પ્રેમથી હિન્દુઓને સમાન મિત્રો બનાવ્યા હતા, એણે હિન્દ માટે એક વિશાળ ધર્મ સર્જાવ્યો, એણે હિન્દ માટે એક સર્વન્યાયી રાજ્યતંત્ર ઘડ્યું — અને સર્વને દર્શાવી આપ્યું કે હિન્દ એક જ છે, એક જ રહેવા સર્જાયો છે અને કદિ યે એકનો બે નહિ જ બને. આપણા ભક્ત કબીરે સિદ્ધ કર્યું છે કે હિન્દ અને મુસ્લિમ ધર્મ એક જ છે, તકરારનું કારણ ધર્મ નથી, ધર્મનું અજ્ઞાન અને ઐહિક સ્વાર્થ જ તકરારનું કારણ છે.

છતાં ય આપણા આજના અગ્રેસરો, અક્કડ અને અભિમાની બનેલા, પોતાની માન્યતામાં જડ અને જક્કી બનેલા, સમગ્ર દેશનાં શ્રેય અને આશાને ઠોકરે મારતાં કહે છે કે હિન્દુ હિન્દુ છે, મુસ્લિમ મુસ્લિમ છે, એમની સમાજવ્યવસ્થા ન્યારી છે, એમનાં ધર્મો અને ધર્મશાસ્ત્રો પરસ્પરવિરોધી છે, એમનાં કાયદા, રીત-રિવાજ, રહેણીકરણી, લગ્નપદ્ધતિ જુદાં છે. એઓ કદાપિ કાળે પણ એક ન જ થઈ શકે. સાથે ન રહી શકે, સાથે રાજ્યશાસન ન કરી શકે, સાથે એકમેકને મદદ ન કરી શકે. સંપ એમનામાં

શક્ય નથી; કારણ કે એમનાં સંસ્કૃતિ અને ધર્મ એકમેકનાં પૂર્વ જન્મનાં વૈરી છે.

શાથી આપણી વચ્ચે આજે આટલી કડવાશ, આવા અવિશ્વાસ અને ભેદભાવ? આ અવિશ્વાસ અને કુસંપ આપણા ધર્મને આભારી નથી, આ અવિશ્વાસ અને કુસંપ આપણી રહેણીકરણી કે સંસ્કૃતિને કારણે નથી, આ અવિશ્વાસ અને કુસંપ આપણે હિન્દુ છીએ કે મુસ્લિમ છીએ એ કારણે પણ નથી. પણ આ અવિશ્વાસ અને કુસંપનું કારણ એ જ છે કે આપણા શાસકો પરદેશી પ્રજાના છે, એ શાસકો પ્રથમ હિત એમના દેશનું સાધે છે. એ હિત માટે, એ હિતને સ્થિર અને શાશ્વત રાખવા માટે આપણી વચ્ચે કલહ અને કુસંપ કેમ ઉત્પન્ન થાય, એમાં કેમ વૃદ્ધિ થાય, એથી આપણી રાષ્ટ્રીયતા કેમ અવિકસિત રહે અને એથી દરેક રાષ્ટ્રની દૃષ્ટિએ આપણે સ્વતંત્રતા માટે કેમ નાલાયક ઠરીએ એ જ એમનું આજનું કાર્ય છે, એ જ એમનો પ્રચાર છે અને હિન્દને સદા ય પરાધીન રાખવો એ જ એમનું ધ્યેય છે.

આપણા દેશમાં આમ કુસંપ અને કલહ સર્જાવી પરદેશી પ્રજા એશરમથી અને વણસંકોચે આપણા પર સત્તા ચલાવી રહી છે, આપણી લક્ષ્મી લૂંટી રહી છે. જ્યાંસુધી પરદેશી સત્તા છે ત્યાં સુધી હિન્દુ અને મુસ્લિમ વચ્ચે ઉત્પન્ન થયેલી આજની તકરારનો અંત આવવાનો નથી; અને તેથી જ જ્યાં સુધી આપણી તકરાર ચાલુ રહેશે ત્યાંસુધી આપણી પરતંત્રતા પણ કાયમ રહેશે; અને જ્યાંસુધી પરતંત્રતા રહેશે ત્યાંસુધી આપણાં આર્થિક દુઃખ પણ કાયમ જ રહેશે. આપણું રાજકીય ભાવિ આમ આજે વિષમ વર્તુલમાં–ચકાવામાં–ચકડોળે ચઢ્યું છે. પરદેશી શાસન છે એટલે હિન્દુમુસ્લિમ ઐક્ય નથી, એટલે સ્વતંત્રતા નથી. સ્વતંત્રતા નથી

એટલે હિન્દુમુસ્લિમ એકતા નથી એટલે પરદેશી શાસન છે. પરદેશી શાસન નથી એટલે સ્વતંત્રતા છે એટલે હિન્દુમુસ્લિમ ઐક્ય છે. આ છેલ્લા વાકયમાં આપણે ભાવિ આશા દેખીએ છીએ પણ તે કેટલી અશકય આજે લાગે છે ?

આપણા પ્રખર રાજદ્વારી પુરુષો આ પરિસ્થિતિ જોઈ ઉદાસીન બન્યા છે. હિન્દ માટે સોનેરી કલ્પના કરનારનું મન નીરાશા અને ઉદ્વેગભર્યું બન્યું છે. શું કરવું ? આ વિચિત્ર મુંઝવણભર્યો પ્રશ્ન બુદ્ધિમાનનાં ભેજાંને મુંઝવી રહ્યો છે.

પાકીસ્તાન સ્વીકારતાં આપણી ભરતભૂમિની ભવ્યતા નાશ પામશે. હિન્દની એક બનેલી સંસ્કારિતાના બે ટુકડા બનશે, એક બનેલો આખો રાષ્ટ્ર છિન્નભિન્ન થશે. એક હિન્દનાં બે હિન્દ બનશે, બંને વચ્ચે આર્થિક દિવાલોનાં ચણતર ચણાશે, બંને વચ્ચે રાજદ્વારી દાવપેચ ખેલાશે, હિન્દુ હિન્દ અને મુસ્લિમ હિન્દ પડોશી બન્યા પછી બંને દેશો સરહદ અને સીમાડાની સીમાદોરી માટે તકરારમાં પડશે અને પછી ઇતિહાસ એની જાતનું કરુણ પુનરાવર્તન કરશે. મુસ્લિમો મુસ્લિમ હિન્દથી આગળ વધી હિન્દુ હિન્દ તરફ કૂચ કરશે, હિન્દુ હિન્દથી આગળ વધી મુસ્લિમ હિન્દ તરફ કૂચ કરશે. પુનઃ એ જ હિન્દુ મુસ્લિમ ઝઘડા, યુદ્ધ અને વૈરભાવ ઉત્પન્ન થશે. ધર્મનાં ઝનુન વધશે, અને આખો દેશ અશાન્તિ અને અસંતોષથી પીડાશે. પછી જે હિન્દના બે હિન્દ બન્યા હતા તે બે હિન્દ પાછા એક જ હિન્દમાં પરિણમશે; કારણ કે હિન્દ એક જ રહેવા સર્જાયો છે. એના કદિ યે બે ભાગ બનનાર નથી. જે એના બે ભાગ કરવા ઈચ્છી રહ્યા છે તે હિન્દના ઈતિહાસને સમઝતા નથી, તે હિન્દની ભૂગોળને સમઝતા નથી, બે ભાગમાં વહેંચાયેલા હિન્દના બે ટુકડાને એક થતાં વાર લાગશે નહિ. આમ પાકીસ્તાનની

આખી ય યોજના નથી હિન્દુના શ્રેય અર્થે કે નથી મુસ્લિમના શ્રેય અર્થે.

બન્નેએ સાથે રહેવાનું છે, રહેવું પડશે અને સહકારથી સાથે રહેવામાં જ પરસ્પરનું કલ્યાણ છે. આ સત્ય આપણા રાજદ્વારી અને કોમીવાદી પુરુષો સમજશે અને અત્યારથી જ કુનેહ અને દીર્ઘદૃષ્ટિ વાપરીને આપણને યોગ્ય અને સરલ પંથે લઈ જશે તો એ પુરુષો આપણા દેશની, આપણી અને આપણી ભાવિ પ્રજાની ખરેખરી સેવા કરશે.

રાજકીય ક્ષેત્ર શિવાય જીવનનાં બધાં ય ક્ષેત્રોમાં આજે હિન્દુઓ અને મુસ્લિમો સ્નેહ અને સહકારથી એમના વ્યવહાર ચલાવે છે. આપણાં ગામડાંમાં હિન્દુઓ અને મુસ્લિમો સુખેથી સાથે સાથે રહે છે. પાકીસ્તાન સ્થપાતાં આપણા ગામડે ગામડે, આપણા શહેરે શહેરે હિન્દુઓ અને મુસ્લિમો વચ્ચે ભયંકર વેરઝેર સળગી ઊઠશે એટલે પાકીસ્તાનની સ્થાપના આપણી વચ્ચે મહાન આંતર વિગ્રહ ઉત્પન્ન કરશે. હિન્દુઓ અને મુસ્લિમો ! આ પાકીસ્તાન કોઈનું ભલું કરશે નહિ, બધાનું અનિષ્ટ જ કરશે; એટલે એને અટકાવો, આવતો આંતર વિગ્રહ અટકાવો, સાથે સહકારમાં રહો, બન્ને સમાન અને સરખા બનો, બન્ને રાજ્યસત્તા સંપથી ભોગવો અને આમ દરેક ક્ષેત્રમાં એક બનીને સ્વતંત્રતા અને આબાદીથી આ દેશને મહાન અને ગૌરવશાળી બનાવો.

આપણી અત્યારની આર્થિક અધોગતિનું કારણ આપણો ધર્મ નથી, આપણી સામાજિક રૂઢિ કે રિવાજ નથી, આપણા જ્ઞાતિભેદ કે વર્ણાશ્રમ ધર્મ નથી, આપણાં લગ્ન કે મરણ પાછળના ખર્ચા નથી, આપણો હિન્દુ કાયદો નથી, આપણો હિન્દુમુસ્લિમ વચ્ચેનો કુસંપ નથી.

પણ આપણી આજની આર્થિક અવનત દશાનું કારણ માત્ર એક જ છે અને તે છે આપણી રાજકીય પરતંત્રતા. આપણા બધાં જ દુઃખ, સંતાપ અને સંકટનું કારણ આપણી ગુલામી જ છે. આ ગુલામીએ આપણા માનસને અધમ બનાવ્યું છે, આપણા સ્વભાવને શાન્ત અને તાબેદાર બનાવ્યો છે, આપણા મનમાં ઉદાસીનતા ઉત્પન્ન કરી છે, આપણાં હૈયાંને નીરસ બનાવ્યાં છે, આપણાં શરીરને પ્રમાદી અને નબળાં બનાવ્યાં છે, અને આ બધાથી આપણો આર્ય છતાં ય અનાર્ય અવસ્થાથી પીડાતો આત્મા ગુલામીની જાલીમ જંજીરમાં પૂરાયો છે.

પણ આપણે હવે જાગ્યા છીએ. સ્વતંત્રતાની પ્રવૃત્તિ આપણા દેશમાં દિન પર દિન વૃદ્ધિ પામતી જાય છે, આ પ્રવૃત્તિમાં આપણા યુવાનોએ દેહનાં બલિદાન આપ્યાં છે—આપવા તત્પરતા દર્શાવી રહ્યા છે. સ્વદેશાભિમાનનો જુસ્સો આપણા મનમાં ઉત્પન્ન થયો છે, પરદેશી પ્રજાના તંત્રનો અંત લાવવા હૃદયના સાચા ભાવથી આપણે બધા જ ઇચ્છી રહ્યા છીએ. હિન્દુઓને અંગ્રેજી રાજ્ય હવે જોઈતું નથી, મુસ્લિમોને અંગ્રેજી રાજ્ય જોઈતું નથી, સ્વતંત્રતા અને પ્રજા-તંત્રની ભાવનાનાં પ્રચાર અને પ્રવૃત્તિ આપણા દેશમાં સ્થળે સ્થળે દૃષ્ટિપાત થાય છે. આપણી આજની આ પવિત્ર હીલચાલ ભવિષ્યની ઉજ્જવળ આશા આપે છે. આ હીલચાલે, આ હીલચાલના સર્જકોએ પરદેશી શાસનના પાયા હચમચાવ્યા છે, એ શાસનની અસ્થિરતા દિવસે દિવસે વધારી છે, એ શાસનની સ્થિરતા ચાલુ રાખવા સફેદ પ્રજાના સ્વાર્થી સામ્રાજ્યવાદીઓ અવિરત પ્રયાસ આદરી રહ્યા છે, અને આપણી પ્રત્યે મક્કમતા, જડતા અને પશુતાથી વર્તી રહ્યા છે. દિનપ્રતિદિન છિન્નભિન્ન બનતા સામ્રાજ્યને એની જર્જરિત હાલતમાં દેખી સામ્રાજ્યપ્રિય અંગ્રેજ રાજદ્વારી પુરુષોનાં

હૈયાં શોક અને આઘાતની વેદના અનુભવી રહ્યાં છે. સ્વાર્થ ઘવાય ત્યારે કોનાં હૈયાં ભગ્ન ન બને ?

આ પરદેશી તંત્રને પ્રિય માનનારા, સફેદ પ્રજાના રીતરીવાજ, સમાજબંધારણ અને રહેણીકરણીના અનુરાગી, આ પ્રજાના ખોરાકમાં, પહેરવેશમાં, વાતચીતમાં અને સ્ત્રીપુરુષના વ્યવહારમાં અનુકરણ કરનારા, સ્વાર્થ સારુ સત્તાધીશોની ખુશામત અને પ્રશંસા કરનારા, સંકુચિત દૃષ્ટિબિન્દુથી દેખતા આપણા સમાજના જ કેટલાક અગ્રેસરો કહે છે કે, ભાઇઓ, તમે સુધરો, તમારી જ્ઞાતિઓનો નાશ કરો, તમારા ધર્મના ઝગડા દફનાવો, અછૂત લોકોને અપનાવો, પછી એક જ દિવસમાં અંગ્રેજો આ દેશ છોડી ચાલી જશે. તેઓ સ્વતંત્રતાની મજાક ઉડાવતાં કહે છે કે એની વાતો કરવી સહેલી છે, પણ એ માટે શું આપણે લાયક છીએ ? કેમ રહેવું, કેમ વર્તવું, કેમ કપડાં પહેરવાં, કેમ ખાવું અને કેમ બોલવું—એ પણ આપણને ક્યાં આવડે છે ? યુરોપના કોઈ પણ દેશમાં જશો તો તમને અનુભવ થશે કે આપણને આમાનું કશું જ આવડતું નથી, એ કારણે તમને આદર મળતો નથી, એ કારણે તમારું ત્યાં સ્વમાન સચવાતું નથી; અને એથી યુરોપના દેશની દૃષ્ટિએ આપણે સ્વતંત્રતા માટે લાયક નથી, ગુલામી આપણા માટે સ્વાભાવિક જ છે. ભાઈઓ, સ્વતંત્રતાની વાતો તો કરો છો પણ એ એટલી મૂરખી અને સસ્તી નથી કે સીધેસીધી આવીને તમારી કોટમાં માળા માફક લટકી જાય. એને માટે લાયક બનવું પડશે, સુધરવું પડશે.

આવા જ કેટલાક સુધરેલા પુરુષો કહે છે કે આપણે હિન્દીઓ એટલા બધા મૂરખ અને ધર્મની લાગણીવશ છીએ કે બીચારી મિસ મેયોએ જ્યારે આપણી ભૂલ, આપણા દુર્ગુણો, આપણી સામાજિક

બદીઓ આપણને દર્શાવ્યાં ત્યારે આપણે આપણી આંખ ઉઘાડવાને બદલે, આપણા રીતરીવાજમાં સુધારા કરવાને બદલે એ નિઃસ્વાર્થ અને બ્રહ્મચારિણી બાઇને ન કહેવાય એવી ગાળો આપીએ છીએ, અને આપણાં દુર્ગુણો અને દૂષણો દૂર કરવાને બદલે એ પર આપણે ઢાંકપીછોડા કરીએ છીએ અને જવાબમાં બીજા દેશની નિન્દા કરીએ છીએ.

અને આપણામાં સભ્યતાનો એક પણ છાંટો ય છે? રેઈલવે સ્ટેશન ઑફિસની બારીએ, નાટકસિનેમાની ટિકેટબારીએ, પોસ્ટ અને બૅંકનાં કાઉંટરે, બસ અને ટ્રામનાં પાટીએ જુઓ તો ખરા આપણને ઊભા રહેતાં પણ આવડતું નથી, સભ્યતા આપણાથી સચવાતી નથી, વિવેક અને વિનય જળવાતા નથી. ભાઇઓ, કેળવણી લો, કેળવણી. સભ્યતા શિખો અને સ્વતંત્રતાને લાયક બનો.

આપણા ચતુર અને શાણા અર્થશાસ્ત્રીઓ આપણને ઉપદેશ આપે છે કે ભાઈઓ, આપણી ગરીબાઈનું કારણ દર વરસે આપણી પ્રજામાં થતો વધારો જ છે. સમજો, સંયમ રાખો અને તમારી આવક પ્રમાણે સંતતિ ઉત્પન્ન કરો. સંયમ ન રાખી શકાય તો કોઈની સલાહ લો, કોઈ સાધનો પણ વાપરો અને જીવનનું ધોરણ આમ ઊંચે ચડાવી આબાદ બનો, કુટુમ્બને આબાદ બનાવો. આપણે સંયમ રાખવો જોઈએ એ વાત સાચી છે પણ આપણી ગરીબીનું કારણ આપણી પ્રજામાં વૃદ્ધિને લીધે નથી. આપણો દેશ એટલો સમૃદ્ધ છે, એમાં એટલાં બધાં છૂપાં ખનિજો છે કે એનામાં આથી પણ વિશેષ પ્રજાને પોષવાની તાકાત છે. આ દેશ વિદેશીઓને પોષે છે, અમલદારો, ગવર્નરો, વાઈસરૉય અને આઈ. સી. એસ થયેલા સિવિલીઅનોને પોષે છે. આ દેશમાં સફેદ પ્રજાનાં સ્રીપુરુષો પોષાય છે. આ દેશ તો સોનાની ખાણ છે. એનાં બાળકો ત્યાં પોષાતાં નથી

એ જ એના દુર્ભાગ્યની વાત છે. આ બાળકોની અડધી સંખ્યા જન્મ થતાં જ મરણ પામે છે. કારણ કે એમને દૂધ કે પોષક તત્ત્વો મળતાં નથી, તેમને માવજત કે દવા મળતી નથી, એમને આરોગ્યનાં જરૂરી સાધનો કે હવાપાણી મળતાં નથી.

એક મૂરખના સરદારે કહેલા શબ્દો આજે મારે સ્મરણે આવે છે: અરે ભાઈ, જવાદેને મુક્તિની વાતો. તારી જ મુક્તિ કરને, કરને તારા કુટુમ્બ અને કબીલાની. મારે તો મુક્તિની ઇચ્છા યે નથી કે જરૂર પણ નથી. જ્યારે અંગ્રેજ બહાદુર બચ્ચો તમારા જેવાને સ્વતંત્રતા આપે ત્યારે મારા ભાગની સ્વતંત્રતા એટલી ઓછી જ લેજો. અંગ્રેજને ચોપડે મારી એટલી સ્વતંત્રતા જમે પાસે રહેશે તો મારું ધન, મારો ધર્મ, મારી જ્ઞાતિ, અને મારું શાન્ત જીવન સારી રીતે સચવાશે.

આપણા જેવી પછાત, પીડિત અને પરાધીન પ્રજાને સ્વતંત્ર બનેલી અન્ય પ્રજા નિન્દે એ સ્વાભાવિક છે. પણ આપણા જ બંધુઓ જે આપણા જેટલા જ પરતંત્ર છે તેમને આપણી નિન્દા કરવાનો શો અધિકાર છે ? એ નથી સમજતા કે પરતંત્રતાને કારણે જ આપણાં દુ:ખ, દૂષણ અને દુર્ગુણો હસ્તી ધરાવી રહ્યા છે, એ કારણે જ આપણે ભૂખ અને ગરીબાઇથી પીડાઈ રહ્યા છીએ, એ કારણે જ આપણે ધંધા અને પ્રવૃત્તિ વિનાના બન્યા છીએ, એ કારણે જ આપણાં માન, આદર અને ગૌરવ નાશ પામ્યાં છે. આપણી આજની પરિસ્થિતિ માટે પરતંત્રતા શિવાય અન્ય કારણ શું હોઈ શકે ?

આ પરતંત્રતાએ આપણા પુરાણા ગૃહઉદ્યોગોનો નાશ કર્યો, આપણા વેપારધંધાને નરમ અને નુકશાનકારક બનાવ્યા. આપણા હુન્નરઉદ્યોગનો કરુણ રીતે અંત આવતાં ખેતીના વ્યવસાય પર આપણી એંસી ટકા પ્રજા આજે જીવનગુજારો કરી રહી છે. વર્ષાઋતુ

પર ખેતીનો આધાર છે, મેઘરાજાની મ્હેર નથી તો અન્નની ઉપજ નથી અને અન્ન નથી તો ખેતી શિવાય એ માટે અન્ય કોઈ સાધન નથી. આ આપણી ગરીબાઈ અને બેકારીનું કારણ. એ કારણોનું કારણ આપણા ઉદ્યોગોનો નાશ અને ઉદ્યોગના નાશનું કારણ આપણા પર પરદેશી પ્રજાનું શાસન.

આજના પરદેશી શાસનના સમયમાં આપણા હુન્નરઉદ્યોગની ગતિ કીડીની ગતિ પેઠે ધીમી થઈ રહી છે. એ ગતિને સદા ય સ્થિર અને ધીમી રાખવા આપણા સ્વાર્થપટુ શાસકો બનતો પ્રયાસ કરી રહ્યા છે. એ ગતિનો સમૂળો નાશ કરવા આંગ્લ પ્રજાના કેટલાક હુન્નરઉદ્યોગપતિઓ ઇચ્છી રહ્યા છે.

એઓ કહે છે કે હિન્દમાં હુન્નરઉદ્યોગની સ્થાપનાની શી જરૂર છે? એનું કામ માત્ર કાચો માલ ઉત્પન્ન કરવાનો છે, એની ફરજ આપણને એ માલ પૂરો પાડવાની છે, ખેતી માટે જ એ દેશ સર્જાયેલો છે. એમ કરવામાં જ એનાં હિત અને શ્રેય છે. ખેતી ઉત્તમ ધંધો છે, એમાં જીવન અને વ્યવહારની સાદાઈ છે, પ્રામાણિકતા છે અને સરલતા પણ છે. શા માટે તમારે અમારા જેવો હુન્નરઉદ્યોગ જોઈએ? જુઓ અમારાં કારખાનાં અને મિલો, જુએ અમારા મજુરો અને કારીગરો, જુઓ અમારી રાતદિનની આંધળી, ધ્યેય વિનાની પ્રવૃત્તિ, અમને ક્યાં શાન્તિ છે? અમને ક્યાં આરામ છે? અમને ક્યાં સંતોષ છે? યંત્રવાદે અમારું સત્યાનાશ વાળ્યું. તમે અમારી નકલ ન કરો. ખેતીનો ધંધો યાવચ્ચંદ્ર દિવાકરૌ કાયમ જ રાખો.

એમની આ સ્વાર્થી શિખામણમાં જે કાંઈ સત્ય છે તે આપણે સ્વીકારીશું. છતાં ય ખેતી જ આપણી આર્થિક ઉન્નતિની ચાવી નથી. સાંપ્રત સમયમાં જ્યારે વિજ્ઞાન અને વિકાસ સતત વેગે આગળ

વધી રહ્યાં છે, ત્યારે આપણે કેવળ ખેતીના જ વ્યવસાયથી આ દેશમાં નૂતન યુગ ન સ્થાપી શકીએ. આપણે યંત્રની ટૂંક જ સમયમાં એકાએક સંપૂર્ણ રીતે સ્થાપના કરવી પડશે. એ યંત્રની ઉત્પત્તિ આપણે જ આ દેશમાં કરવી પડશે. યંત્રોની સ્થાપના કરતી વખતે અને કર્યા પછી જે મુશીબતો અને ગુંચવણો ઉત્પન્ન થવાની છે તેમનો અત્યારથી જ વિચાર કરવાનો છે અને યોગ્ય કાર્યક્રમ રચવાનો છે.

આપણા મજૂરો અને માલિકો વચ્ચે સમાનતા અને ન્યાય સચવાય, આપણા જમીનદારો અને ગણોતીઆ વચ્ચે સ્વાર્થત્યાગ અને સહકારની ભાવના ઉત્પન્ન થાય, આપણાં નાના હુન્નરો અને મોટા હુન્નરો વચ્ચે હિતકારી સંબંધ સ્થપાય, આપણા એ હુન્નરો અને ખેતી વચ્ચે સુમેળ સ્થપાય, આપણા ભણેલા અને અભણ પુરુષોની બેકારી નષ્ટ થાય, આપણાં ગામડાંમાં ગૃહઉદ્યોગ સ્થપાય, એ ગામડાંમાં નૂતન જીવન, વિદ્યા, સંસ્કાર અને વિજ્ઞાન વગેરેનો પ્રચાર થાય, આપણા દેશમાં સર્વવ્યાપી કેળવણીનાં કેન્દ્રસ્થાનો ઊઘડે, આપણે ત્યાં સ્રીકેળવણીની અનુકૂલ યોજના આરંભાય, આપણાં બાળકોનાં યોગ્ય માવજત અને પોષણ થાય, વધી પડતાં દર વર્ષનાં મરણોની સંખ્યા ઘટે, શારીરિક શિક્ષણ અને વ્યાયામના ઠેરઠેર અખાડાઓ ઊઘડે, દેશને રક્ષવા આપણને લશ્કરી તાલીમ મળે, અને આપણો સર્વદેશીય વિકાસ થાય એવી વિશાલ, સર્વગ્રાહી રચનાત્મક આર્થિક યોજના ઘડાય અને એ યોજનાનો આરંભ અને અમલ એકાએક થાય તો આ દેશનાં દુઃખ અને દારિદ્રય દૂર થશે, આ દેશમાં વ્યાપી રહેલાં ભૂખ, બેકારી, અને યાચકભાવના અદૃશ્ય થશે અને આ દેશ દેવભૂમિસમો સમૃદ્ધ અને રમણીય બનશે.

અર્થશાસ્રના અભ્યાસકનું આ કાંઈ વ્યર્થ સ્વપ્ન નથી. આ તો સિદ્ધ અને સફલ થઈ શકે એવી આર્થિક યોજના છે. પણ એનો

અમલ ક્યારે થઈ શકે? એનો અમલ કોણ કરી શકે? જ્યારે આ દેશમાં પરદેશી શાસનનો અંત આવશે, જ્યારે આપણે સંપૂર્ણ રાજ્યસત્તા સંપાદન કરીશું, ત્યારે આ યોજનાનો અખિલ હિન્દમાં અમલ થશે, ત્યારે આપણા પ્રજાતંત્રના મોવડીઓ જ આ યોજનાનો સર્વાંશે સંપૂર્ણ અમલ કરશે અને ત્યારે નૂતન હિન્દ અસ્તિત્વમાં આવશે. આપણી સાચી સ્વતંત્રતા આપણને સર્વસત્તા આપશે, એ સત્તાથી આપણે હિન્દુમુસ્લિમ એક બનીશું, એ સત્તાથી અલ્પ સમયમાં આપણે અસ્પૃશ્યતાનું નિકંદન કાઢીશું, એ સત્તાથી આપણાં જ્ઞાતિ અને જાતિભેદભાવ નષ્ટ કરીશું, એ સત્તાથી આપણી સંકુચિત, સ્વાર્થી અને એકલપેટી પ્રાંતીય ભાવના પર અંકુશ રાખીશું, આપણી લગ્નસંસ્થા, આપણી સામાજિક અને ધાર્મિક સંસ્થામાં યોગ્ય અને સમયને અનુરૂપ ફેરફાર કરીશું અને તેમ કરીને દુનિયામાં આપણા ભરતખંડને ખંડ મીટાવી એક સબળ, અદ્વિતીય અને મહાન રાષ્ટ્ર બનાવીશું. આપણી સ્વતંત્રતા અને સત્તાનો આપણે એવી રીતે સદુપયોગ કરીશું કે તેથી આપણો બાહ્ય અને આંતર વિકાસ, આપણો વ્યકિત અને સમષ્ટિવિકાસ સાથેસાથે થાય. એવા દૂરંદેશી કર્તવ્યથી આપણા દેશને આપણે મહાન બનાવીશું.

# આપણી જ્ઞાતિઓ

ઉત્તર ધ્રુવથી આર્યો જ્યારે આ દેશમાં આવ્યા ત્યારે એમની સાથે એઓ એમની સંસ્કૃતિ લેતા આવ્યા, એમના ચાર વેદ લાવ્યા, અને ત્યાર પછી એમણે એમની ચાર જ્ઞાતિઓની સ્થાપના કરી. બ્રહ્માએ જ્યારે સૃષ્ટિ સરજી ત્યારે સાથેસાથે એમણે આપણાં વેદ અને વર્ણાશ્રમ જ્ઞાતિઓ પણ સર્જ્યાં. ધર્મ અને કર્મને અનુસરીને, પુરુષાર્થની વહેંચણીનો વિચાર કરીને આપણા પૂર્વજોએ જ્ઞાતિનાં અને સમાજનાં બંધારણો બાંધ્યાં. આવો છે આપણી જ્ઞાતિનો ટૂંકમાં પુરાણો ઇતિહાસ.

બ્રાહ્મણોએ એમની સર્વોપરિતા અને શ્રેષ્ઠતા સ્થાપી. એ સામે ક્ષત્રિઓએ એમની સર્વોપરિતા અને શ્રેષ્ઠતા સ્થાપી. બુદ્ધ અને મહાવીરે બ્રાહ્મણોની સર્વોપરિતાનો નાશ કર્યો. વૈશ્ય અને શૂદ્રોએ ક્ષત્રિયોને સાથ અને સહકાર આપ્યાં. સામાજિક અને ધાર્મિક ક્ષેત્રમાં સર્વોપરિતા સ્થાપવાનું આ યુદ્ધ લાંબો સમય સુધી ચાલ્યું. આમ જ્ઞાતિઓ જે સંપ અને સહકાર સારુ સર્જવામાં આવી હતી તે પરસ્પર લડવા માંડી. એમની વચ્ચે વેર અને કુસંપ ઉત્પન્ન થયાં. સત્તા, ધન, કીર્તિ અને માન પ્રાપ્ત કરવા આ ચાર કોમો સ્પર્ધા, ઈર્ષ્યા અને કંકાસ કરી રહી.

સમય વહેતાં આ ચાર કોમોની ચોરાશી કોમો થઈ. ચોરાશી કોમોની અગણિત કોમો બની. એ અગણિત કોમોમાં પણ કોમો ઉત્પન્ન થઈ. જ્ઞાતિમાં પેટાજ્ઞાતિ, પેટાજ્ઞાતિમાં ઘોળ, ઘોળમાં તડ અને તડમાં એકડા અને એકડામાં પણ એકડા — એવી આજની આપણા હિન્દુઓની વિપરીત સામાજિક સ્થિતિ છે. આ સ્થિતિમાં જ્ઞાતિઓના આજના કરોડો વાડાએ આપણને અપરંપાર નુકસાન

કર્યું છે. આપણી જ્ઞાતિને ચહાતાં આપણે અન્ય જ્ઞાતિ તરફ તિરસ્કાર દર્શાવીએ છીએ. આપણી જ્ઞાતિના અભિમાનમાં આપણા દેશનું અભિમાન આપણે લઈ શકતા નથી. આપણા જ્ઞાતિભાઈઓને ભાઈ ગણીને આપણે અન્યને પારકા અને પરદેશી જેવા ગણીએ છીએ. આ સંકુચિત વાડામાં રહી વિશાલ ભ્રાતૃભાવના આપણે રાખી શકતા નથી. એ વાડામાં રહી વિશાલ હિન્દના વિકાસમાં કાંઈ ફાળો આપી શકતા નથી. આપણી જ્ઞાતિ તરફ આપણે એવા બંધનથી બંધાયા છીએ, આપણી જ્ઞાતિ માટે આપણી લાગણી અને મમતા એટલાં પ્રબળ છે કે એના નાશની કોઈ પાસેથી વાત સાંભળતાં જ આપણા હૃદયને કારી ઘા લાગે છે, આપણું મન મીજાજ ગુમાવે છે અને અસહ્ય વેદના અનુભવતાં આપણે કહીએ છીએ કે જાઓ, જાઓ, જ્ઞાતિઓનો કોણ નાશ કરનાર છે ? જ્ઞાતિ તો હિન્દુ સમાજનો પાયો છે, જ્ઞાતિ હિન્દુધર્મ અને ધર્મના સંપ્રદાયની ભવ્યતા છે, જ્ઞાતિ હુન્નરઉદ્યોગની વહેંચણી કરે છે, જ્ઞાતિઅભિમાન તો આપણા જન્મ સાથે જ જોડાયેલું છે. જ્ઞાતિના અગ્રેસરોની સેવા જુઓ, એમણે સ્થાપેલી સંસ્થાઓ અને વ્યવસ્થાનાં ધોરણો જુઓ તો જણાશે કે જ્ઞાતિ દેશના ઉત્કર્ષ આડે કદિ ય આવી નથી, આવનાર નથી. જ્ઞાતિએ આપણું કશું જ નુકસાન કર્યું નથી. જ્યાં સુધી સૂરજચંદ્ર ઊગે છે, જ્યાં સુધી હિન્દુધર્મ હિન્દુ છે, ત્યાં સુધી આપણી જ્ઞાતિઓ અને એનાં બંધારણો, આપણાં ઘોળ અને તડ અમર રહેવાને સર્જાયાં છે.

પણ આપણે હિંદુઓ બધા એક થઈએ, આપણું સંગઠનબળ બરાબર વિકસે, આપણી વચ્ચે સામાજિક સમાનતા અને ન્યાય સ્થપાય, આપણે સુખદુઃખમાં એકબીજાને ઉપયોગી નીવડીએ, આપણી વચ્ચે સહકાર, સંપ અને સહૃદયતા ઉત્પન્ન થાય, રાજકીય

ક્ષેત્રમાં બ્રાહ્મણ અને બ્રાહ્મણેતરના ભેદભાવ દૂર થાય, સામાજિક ક્ષેત્રમાં ઉચ્ચનીચના ભેદભાવ દૂર થાય, ધાર્મિક ક્ષેત્રમાં સંપ્રદાય અને મતવાદની ભિન્નતા દૂર થાય, એવો વિશાલ હિન્દુ સમાજ સ્થાપવાને અર્થે આપણી જ્ઞાતિઓનું જડમૂળ, વહેલે કે મોડે,આપણી પરાધીન કે સ્વાધીન હાલતમાં, આપણે કાઢવું જ પડશે.

ઉપરછલ્લી દૃષ્ટિએ આપણા સમાજને અવલોકતાં આપણને જણાશે કે આપણી જ્ઞાતિઓ જર્જરિત અવસ્થામાં આવી પહોંચી છે, એક વખતનાં એનાં બલવાન બંધારણો આજે હચમચી ઊઠ્યાં છે, સુધરેલાં યુવાનો અને યુવતીઓ જ્ઞાતિની તમા રાખતાં નથી. આંતરજ્ઞાતીય લગ્નોના રાફડા ફાટ્યા છે. જ્ઞાતિબહિષ્કાર અને જ્ઞાતિત્રાસ ઓછા થતા જાય છે. જ્ઞાતિ, ધંધા, વેપાર કે ઉદ્યોગની પસંદગી આડે હવે આવતી નથી. જ્ઞાતિ સત્યાગ્રહ કે સ્વતંત્રતાની લડત આડે આવતી નથી. જ્ઞાતિઓ નૂતન સ્વરૂપમાં પુનરુદ્ધાર પામી રહી છે.

જ્ઞાતિનો નાશ અશક્ય અને અવ્યવહારુ સમજી એનો પુનરુદ્ધાર કોઈને ઠીક લાગે છે. એમાં ફેરફાર કરવા, એના બંધારણમાં સમયને અનુરૂપ સુધારા કરવા, એમાં વિશાળ દૃષ્ટિબિન્દુ જાગ્રત કરવા, એમાં દેશભક્તિનો જુસ્સો ઉત્પન્ન કરવા, એમાં કેળવણીનો પ્રચાર કરવા, એનાં બાળકો અર્થે છાત્રાલયો, શિષ્યવૃત્તિઓ, અખાડાઓ સ્થાપવા, એના ગરીબ લોકો માટે સસ્તા ભાવે નિવાસસ્થાનો બંધાવવા, જ્ઞાતિઓના આજના અગ્રેસરો પ્રયાસ કરી રહ્યા છે. અને એ પ્રયાસમાં એઓ સફળ પણ થયા છે.

આવી સંગઠિત થયેલી જ્ઞાતિઓ ભવિષ્યમાં એકમેકમાં મળી જાય અને હિન્દુ સમાજ એક થાય એ ઇચ્છિવા યોગ્ય છે. પરન્તુ સંગઠિત બનેલી આવી જ્ઞાતિઓ એમના જ્ઞાતિઅભિમાનમાં વધારે

જડ અને જક્કી બનશે. જ્ઞાતિના આજના જે પુનરુદ્ધારો થાય છે તે તો જ્ઞાતિની આજની છિન્નભિન્ન થતી અવસ્થાને અટકાવે છે. એટલે ભવિષ્યમાં જ્ઞાતિપ્રથા દૂર થવાને બદલે એ પ્રથા વિશેષ પ્રબળ બનશે. આજના આ જ્ઞાતિપુનરુદ્ધારો આપણા હિન્દુ-સમાજની એકતા આડે જરૂર આવશે. સંગઠિત થયેલી જ્ઞાતિઓ સત્તા, ધન અને શ્રેષ્ઠતા સ્થાપવા સ્પર્ધા કરશે, રાજકીય ક્ષેત્રમાં સત્તા અને ધનના મોભ્ભા પ્રાપ્ત કરવા પરસ્પર ઈર્ષ્યા અને વેર ઝેર અનુભવશે, એક જ્ઞાતિ એની બહુમતિથી અન્ય જ્ઞાતિના વિકાસમાં અવરોધ ઉત્પન્ન કરશે. એક સુખી અને સમૃદ્ધ જ્ઞાતિ વિશેષ સુખી અને સમૃદ્ધ બનશે, એક પછાત અને પીડિત જ્ઞાતિ વિશેષ દુ:ખી અને પછાત રહેશે. સત્તા અને લાગવગના જોરે એક જ્ઞાતિના અગ્રેસરો એમના જ્ઞાતિભાઈઓ પ્રત્યે પક્ષપાત અને પસંદગી રાખશે. એટલે આપણી જ્ઞાતિઓનો આજે જે સંકુચિત પુનરુદ્ધાર થાય છે તે આપણા હિન્દુસમાજમાં એકતા ઉત્પન્ન કરવાને બદલે એમાં છિન્નભિન્નતા જ ઉત્પન્ન કરશે. આવા પુનરુદ્ધારોને આપણે અત્યારથી અટકાવવા જોઈએ.

આપણી જ્ઞાતિઓએ આપણા લગ્નવ્યવહારમાં કરોડો અવરોધ ઉત્પન્ન કર્યા છે. કોઈ જ્ઞાતિમાં મુરતિયા કરતાં કન્યાની સંખ્યા વિશેષ છે, કોઈ જ્ઞાતિમાં કન્યા કરતાં મુરતિયાની સંખ્યા વિશેષ છે, કોઈ જ્ઞાતિમાં કેળવાયેલી કન્યા કરતાં કેળવાયેલા મુરતિયા વિશેષ છે, કોઈ જ્ઞાતિમાં કેળવાયેલા મુરતિયા કરતાં કેળવાયેલી કન્યા વિશેષ છે. કોઈ જ્ઞાતિમાં શ્રીમંત લોકોને એમની કન્યા માટે શ્રીમંત મુરતિયા મળતા નથી. આવી સ્થિતિમાં શ્રીમંતોની ઘણી યે કન્યા આજે કુંવારી જોવામાં આવે છે, આવી સ્થિતિમાં કેળવણી પામેલી ઘણી યે કન્યાઓ કુંવારી જોવામાં આવે છે. અને આવી સ્થિતિમાં માબાપોની મુંઝવણ દિન પર દિન વધતી જ જાય છે.

માબાપોની આ મુંઝવણ અને આપણી કન્યાઓને પાળવું પડતું ફરજિયાત કૌમાર્યવ્રત એ આપણી જ્ઞાતિના ત્રાસને કારણે છે. ઘણાં ય માબાપો કહે છે, “ શું કરીએ ભાઈ ? બહેનને ભણાવવી તો હતી. પણ ભણીને શું ? નાતમાં ભણેલા મળતા નથી; અને અભણને ઘેર કાંઈ આપણી કન્યા અપાય ? એટલે બહેનને કૉલેજ-માંથી ઊઠાડી મૂકી. ” આપણી જ્ઞાતિ સામે મોટામાં મોટી આ ફરિ-યાદ છે કે એ પ્રથાથી આપણી સ્ત્રીકેળવણી આગળ વધતી નથી.

આ ફરિયાદનો જવાબ આપતાં જ્ઞાતિપ્રથાના પૂજકો કહે છે કે એ ફરિયાદ જ ખોટી છે. સાચી વાત તો એ છે કે શ્રીમંતોને શ્રીમંતો જોઇએ છે, શહેરને શહેર જોઈએ છે. પસંદગીનો આ જમાનો છે. વર સારો, ઘર સારું, માબાપ ખાનદાન, આ બધું ક્યાંથી એકી સાથે મળે ? છોકરાઓ તો જોઈએ એટલા બતાવી આપીએ. સંખ્યામાં જરા યે કચાશ છે જ નહિ. સૌને સારું જોઈએ છે, એ મળતું નથી એટલે જ્ઞાતિપ્રથાને નિન્દે છે. શ્રીમંતની છોકરી-ઓ માટે ઘણા ય ભણેલા મુરતિયા તૈયાર છે. પણ શ્રીમંતો કહે છે કે એવા ગરીબને લઈને છેવટે તો એને ઘરજમાઈ જ કરવાનો ને ? ભલેને અમારી કન્યા કુંવારી જ રહે.

જ્ઞાતિના સભ્યો આમ પરસ્પર નિવેદન કરી રહ્યા છે. મા-બાપો સુખેદુ:ખે એમનાં દીકરાદીકરીઓને સારા યા નરસા સ્થળે પરણાવે છે. આ જ્ઞાતિમાં રહી જ્ઞાતિનો જ વિચાર, જ્ઞાતિની જ વાતો અને પંચાતો આપણે કરીએ છીએ. જ્ઞાતિઓની શિષ્યવૃત્તિ અને અન્ય મદદો લઇને આપણા કેળવાયેલા, જ્ઞાતિના સહકાર અને સાહાય્યથી આગળ વધેલા આપણા અગ્રેસરો જ્ઞાતિ જોડે પ્રેમ અને ઉપકારની સાંકળથી બંધાયા છે. એમના હૈયામાં જ્ઞાતિ પ્રત્યે એક એવી પ્રબળ લાગણી વર્તી રહેલી હોય છે કે તેઓ પણ જ્ઞાતિમાં રહી સંકુચિત જીવન પસંદ કરે છે.

આપણી જ્ઞાતિઓનાં મૂળ એટલાં ઊંડા ગયાં છે કે એ મૂળનું બરાબર સ્થાન શોધવું આપણા માટે મુશ્કેલ છે. રાજા રામ મોહનરૉય અને દયાનંદ સરસ્વતી થયા, એમણે જ્ઞાતિપ્રથા સામે બળવો જગાવ્યો પણ એમના પ્રયાસે જ્ઞાતિપ્રથાનો નાશ ન કર્યો. આ જ્ઞાતિઓનું જોર એટલું બધું છે કે એનો નાશ ગાંધીજીજેવા પુરુષને પણ અશક્ય લાગે છે. ગાંધીજી બધી હિન્દુ જ્ઞાતિઓને ચાર કોમોમાં વહેંચી નાંખવાની સૂચના કરે છે; અને ભૂતકાલનો પ્રથમ જે વર્ણાશ્રમધર્મ હતો તે અનુસાર આ ચાર કોમોની સ્થાપના કરવા સૂચવે છે. પણ જ્ઞાતિઓનો નાશ જેમ આપણને અશક્ય લાગે છે તેમ ગાંધીજીની સૂચના પણ અશક્ય જણાય છે.

કઈ જ્ઞાતિઓને બ્રાહ્મણ કોમમાં મૂકીશું? કઈ જ્ઞાતિઓને ક્ષત્રિય કોમમાં મૂકીશું? કઈ જ્ઞાતિઓને વૈશ્ય કોમમાં મૂકીશું? અને કઈ જ્ઞાતિઓને શૂદ્ર કોમમાં મૂકીશું? આ યોજના ઘડતાં કેટલા ગુંચવાડા ઉત્પન્ન થશે? આ યોજના શરુ કરતાં પ્રત્યેક જ્ઞાતિ પોતાના હક, દાવા અને ફરિયાદ રજૂ કરશે. એમને કોણ ન્યાય આપશે? એમને કોણ ચુકાદો આપશે? અને એમને આપેલો ચુકાદો એ માન્ય ન રાખે તો એમને ફરજ પાડવા આપણી પાસે શી છે સત્તા?

આપણી સર્વ પ્રકારની પ્રગતિઅર્થે ધર્મ, સંપ્રદાય અને ધંધા પર સ્થાપાયેલી જ્ઞાતિઓનો આપણે નાશ કરવો જ પડશે. પણ જ્યાંસુધી આપણે પરતંત્ર છીએ, જ્યાંસુધી આપણી પાસે સત્તા કે સાધન નથી, ત્યાંસુધી આ જ્ઞાતિનાશ શક્ય નથી. આપણી આજની સરકાર કહે છે કે જ્ઞાતિ એ તો હિન્દુ કોમનો સામાજિક અને ધાર્મિક પ્રશ્ન છે. એમનો એક જ દિવસમાં નાશ કરવા અમારાથી કાંઈ કાયદો ન કરી શકાય. જ્ઞાતિઓનાં બંધારણમાં, રીતરીવાજમાં,

એનાં પંચોની સત્તામાં અમે વચ્ચે ન જ પડી શકીએ. એમાં સુધારા થાય એવી અમારી ઇચ્છા છે પણ બળજબરીથી એમાં કોઈ પણ પ્રકારના સુધારા અમારાથી ઠોકી ન બેસાડાય. અમારી મહાન વિકટોરીઆ રાણીએ જ્યારથી તમને સામાજિક અને ધાર્મિક સ્વતંત્રતા આપી છે ત્યારથી એ સ્વતંત્રતાની આડે અમે કદિ યે આવ્યા નથી, અને આવનાર પણ નથી. તમારા આંતરિક પ્રશ્ન જોડે અમને જરા પણ લેવાદેવા નથી.

આપણી પરદેશી સરકારે આપણાં સામાજિક ક્ષેત્રમાં અને આપણાં ધાર્મિક ક્ષેત્રમાં આપણને એટલી બધી સ્વતંત્રતા આપી છે કે આ બે સ્વતંત્રતાએ આપણી આર્થિક અને રાજકીય સ્વતંત્રતાનો નાશ કર્યો છે અને પરિણામે આપણે પરાધીન બન્યા છીએ. આપણી સામાજિક અને ધાર્મિક સ્વતંત્રતાને પ્રિય ગણી આપણે મનમાં મલકાઈએ છીએ અને કહીએ છીએ કે અંગ્રેજના રાજ્યમાં અમારો ધર્મ સહીસલામત છે, અમારી જ્ઞાતિ સહીસલામત છે, અમારા રીતરીવાજ સહીસલામત છે અને અમે સુખી અને સંતોષી છીએ.

એટલે જેમ જ્યાંસુધી અંગ્રેજી રાજ્ય હિન્દમાં છે ત્યાં સુધી હિન્દુમુસ્લિમ ઐક્ય નથી અને જ્યાં સુધી હિન્દુમુસ્લિમ ઐક્ય નથી ત્યાં સુધી સ્વતંત્રતા નથી એવું જે વિષમ અને કરુણ વર્તુલ આપણા રાજકીય ક્ષેત્રમાં આજે પ્રવર્તી રહેલું છે તેવું જ વિષમ અને કરુણ વર્તુલ આપણા સામાજિક ક્ષેત્રમાં પણ પ્રવર્તી રહેલું છે; અને તે એ છે કે જ્યાં સુધી પરદેશી પ્રજા આપણા પર શાસન કરી રહી છે ત્યાં સુધી આપણી જ્ઞાતિઓનો નાશ નથી અને જ્યાં સુધી આપણી જ્ઞાતિઓ આજની સ્થિતિમાં અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી આપણામાં સંગઠનશકિત નથી અને આવા સંગઠનબળના અભાવે પરદેશી શાસનનો અંત આણવા આપણે શકિતમાન નથી.

સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી આપણા સમૂહબળને મજબૂત બનાવવા, આપણામાં સ્નેહ, સહકાર અને ભ્રાતૃભાવની વિશાળ ભાવના ઉત્પન્ન કરવા, આપણા સાંસારિક ક્ષેત્રમાં વેગભરી પ્રગતિ કરવા, આપણી સામાજિક અને ધાર્મિક સંસ્થાઓમાં સર્વને સરખો ન્યાય આપવા – આપણે આપણી જ્ઞાતિપ્રથાનો જરૂર નાશ કરવો પડશે અને નૂતન સમાજ સ્થાપવો પડશે.

# આપણાં ગામડાં

હિન્દની સફરે આવેલો કોઈ પરદેશી મુસાફર દિલ્હી, આગ્રા, કાશ્મીર, કલકત્તા, મુંબાઈ, મદ્રાસ, કે અમદાવાદ વગેરે કેટલાંક શહેરોની મુલાકાત લે છે. આ શહેરોના હુન્નરઉદ્યોગો, આ શહેરોના સુધરેલા લોકો, આ શહેરોનાં નાટકસિનેમા, શાળા, કૉલેજ, વાંચનાલય, બગીચા, રસ્તા, યાંત્રિક વાહનો : આ સર્વ એ મુસાફર નિહાળે છે. પછી એને આનંદ થાય છે કે હિન્દ પછાત નથી, એની પ્રગતિ કોઈ પશ્ચિમના દેશોથી ઓછી નથી, એના લોકો સંસ્કારી, સુખી અને નિરંતર પ્રવૃત્તિપરાયણ છે. આ મુસાફર જાણે છે કે હિન્દની સર્વ હકિકત એણે જાણી લીધી, અને પછી એ હિન્દના પોતે કરેલા પ્રવાસના પુસ્તકો લખે છે. એમ કરીને હિન્દની વાસ્તવિક પરિસ્થિતિનું વર્ણન કરવાને બદલે થોડાંક શહેરોનાં વર્ણનમાં જ એ મુસાફર હિન્દનું વર્ણન સમાપ્ત કરે છે.

પણ હિન્દુસ્તાન દિલ્હી, આગ્રા, કલકત્તા, કાશ્મીર, અલાહાબાદ કે નાગપુરમાં નથી. હિન્દુસ્તાન એનાં ઉદ્યોગનાં થોડાંક કેન્દ્રો તાતાનગર, મુંબાઈ કે અમદાવાદમાં નથી. હિન્દુસ્તાન એનાં તીર્થધામ, એની નદીઓ કે પર્વતોમાં નથી. પણ હિન્દુસ્તાન છે એનાં સાત લાખ ગામડાંમાં, હિન્દુસ્તાન છે એની ખેતીવાડીના વ્યવસાયમાં, હિન્દુસ્તાન છે આ ગામડાંની નેવું ટકાની વસતિમાં, હિન્દુસ્તાન છે એના ખેડૂતોમાં.

રજપૂત રાજવીઓ પરસ્પર લડતા હતા ત્યારે, રજપૂત અને મુસ્લિમ રાજવીઓ પરસ્પર લડતા હતા ત્યારે, મુસ્લીમ અને મરાઠા રાજવીઓ પરસ્પર લડતા હતા ત્યારે, આપણાં ગામડાં આબાદ અને સ્વતંત્ર હતાં, ત્યારે ત્યાં બેકારી કે ભૂખમરો નહોતાં, ત્યારે

ગ્રામપ્રજાની મુંઝવણુ કે કોઈ મુશ્કેલી નહોતી, ત્યારે ગામડાંની સ્થિતિ આજની માફક છિન્નભિન્ન નહોતી, — ત્યારે ગામડાંમાં સંપ અને સહકાર હતા, ખેતી આબાદ હતી, ગૃહઉદ્યોગ લગભગ દરેક ગામડાંમાં હતો—અને ત્યારે ગામડાંની પ્રજા એકંદરે સુખી અને સંતોષી હતી. એમની સ્વતંત્રતા એ હતી કે ગ્રામપ્રજાને એના જીવનની જરૂરિયાત વાસ્તે શહેરપર કોઈ પ્રકારનો આશ્રય રાખવો પડતો નહોતો. ગામડું પરાધીન નહોતું, ત્યાં જીવનની પ્રત્યેક જરૂરિયાત મળી શકતી, ત્યાં આવકનાં સાધનો અપાર હતાં.

આ ગામડાંમાં ગ્રામપંચાયતો હતી, જ્ઞાતિપંચાયતો હતી, મહાજન મંડળ હતું. ગામડાંનું રાજકીય તંત્ર આ મંડળોના હાથમાં હતું. એઓ ગામડાંના મોટા મુરબ્બીઓ હતા, ગામડાંનું સામાન્ય શ્રેય લક્ષમાં રાખી એઓ નિઃસ્વાર્થ જીવન જીવતા, ગામડાંની પ્રજાના જાન અને માલનું રક્ષણુ કરવા પ્રબંધ કરતા, ચોકિયાટો રાખતા અને ચોરીલૂંટ અને આગના ભયથી ગામડાંનું રક્ષણુ કરતા.

મુસ્લિમ અને મરાઠા રાજ્યનો અંત આવ્યો, સફેદ પ્રજાએ આ દેશ પર એનું શાસન ઠોકી બેસાડ્યું. કમ્પની સરકારે શરમ, સંકોચ અને માનવતા વિસારી હિન્દના ધનની લૂંટ ચલાવી. એમના દેશનો માલ આ દેશમાં દાખલ કરવા અઘટિત યોજનાઓ એમણુે આદરી. આપણાં ગામડાંના ગૃહઉદ્યોગનો નાશ એમણુે કર્યો. પરદેશી માલ હિન્દના ખૂણેખાંચરે એમણુે મોકલ્યો, એ માલ આપણુને વાપરવો પડ્યો. આપણુે પરતંત્ર બન્યા એટલે આપણા ગૃહઉદ્યોગનો નાશ થયો. આપણા કારીગરો બેકાર બન્યા, એમની પરિસ્થિતિ વિષમ બની એટલે એમના હુન્નરને ત્યાગી એમણુે ખેતીમાં ઝંપલાવ્યું, એટલે જે હુન્નરકળા કારીગરોના વંશવારસમાં ઉતરતી હતી તે બંધ પડી. ખેતી જ ભરણુપોષણુનું સાધન બની.

ઇંગ્લેંડમાં હુન્નરઉદ્યોગનો મહાન ઐતિહાસિક વિપ્લવ થયો. એ વિપ્લવની સફલતા માટે અંગ્રેજ પ્રજાએ આ દેશના ગૃહ-ઉદ્યોગનો નાશ કર્યો, એ વિપ્લવના વિજય વાસ્તે આપણા સ્વાર્થી રાજ્યકર્તાઓએ આપણા કાચા માલને અહીંથી વિલાયત મોકલવા માંડ્યો, એ વિપ્લવનાં વિષમ પરિણામ અને દુઃખ આપણાં ગામડાંનાં લોકોને ભોગવવાં પડ્યાં. પરિણામે ઇંગ્લેંડ સમૃદ્ધ, અને હુન્નરઉદ્યોગમાં પ્રથમ પંક્તિએ આવ્યો અને હિન્દ પરતંત્ર બન્યો, એ ખેતીપ્રધાન દેશ બન્યો. હિન્દના ભોગે ઇંગ્લેંડ આબાદ, સંસ્કારી, અને સુખી બન્યો. હિન્દ પછાત, પરતંત્ર અને પીડિત બન્યો. એટલે આપણી આજની ગુલામીનાં દુઃખ આપણને કદાચ દિલ્હી કે મુંબાઈમાં નહિ દેખાય, પણ એ ગુલામીનાં વિષમ પરિણામો અને દુઃખો આપણાં ગામડાંમાં જરૂર આપણને જણાશે.

શહેર અને ગામડાં વચ્ચે જ્યારે આજના જેવાં વ્યવહાર અને અવરજવરનાં સાધનો નહોતાં, જ્યારે ગામડાં એકલવાયાં હતાં, ત્યારે તેઓ સ્વાશ્રયી અને સ્વતંત્ર હતાં. વ્યવહાર અને અવરજવરનાં સાધનો થતાં ગામડાંનાં ગૃહઉદ્યોગોને ફટકો પડ્યો, ગામડાંના કારીગરોની સ્થિતિ કરુણ બની, ગામડાંનાં અનાજ અને ખોરાક વિદેશમાં તણાવા લાગ્યાં, ગામડાંમાં વસ્તુઓના ભાવ વધવા લાગ્યા અને જીવનની જરૂરિયાતો માટેની વસ્તુઓ દુર્લભ અને અપ્રાપ્ય બની. ગામડાંની એકલતાનો નાશ થતાં ભૂતકાળની એની ભવ્યતા નાશ પામી, એની પ્રાચીનતા અદૃશ્ય બની, એમાં અસંતોષ ઉત્પન્ન થયો, એનાં દુઃખ વધ્યાં.

આ વ્યવહાર અને અવરજવરનાં સાધનોથી ગામડાંમાં હરિફાઈ ઉત્પન્ન થઈ. આ હરિફાઈમાં આપણ ખેડૂતો અને મજૂરો છેતરાયા, આ હરિફાઈથી ભૂતકાળથી સ્થપાયેલાં ગામડાંના લોકોના

સામાજિક અને આર્થિક સંબંધો હચમચ્યા, આ હરિફાઈમાં શહેરો ગામડાંને છેતરી રહ્યાં. આ હરિફાઈથી ગામડાંમાં કૂડ, કપટ અને જૂઠ વધ્યાં.

આજે ગામડાં અને શહેરો વચ્ચે સંબંધ સ્થપાયો છે છતાં ય ગામડાંના રસ્તા આજ દિન સુધી એની એ જ સ્થિતિમાં છે. ખરેખર, ગામડાંમાં રસ્તા જેવું તો કાંઈ જ નથી. જે છે તે જમીન, ખરબચડી, ધૂળ અને રેતીવાળી, ખાડાટેકરાવાળી. આ કહેવાતા રસ્તા વરસાદની વખતે એટલા બધા ખરાબ, એટલા બધા કાદવ અને કીચડવાળા બને છે કે એક ગામડાંના લોકો બીજાં ગામડાંમાં જઈ શકતા નથી. આવા રસ્તામાં બળદ, ગાડું અને ગાડાનો હાંકનારો ઘણી યે વાર ફસાઈ પડે છે. આવા કીચડ અને કાદવવાળા રસ્તામાં મચ્છર, જીવાત અને જંતુઓ બણબણે છે. ત્યાં દુર્ગંધ એટલી બધી હોય છે કે એ માથું ફેરવી નાંખે છે.

માત્ર ગામડાં અને સ્ટેશન વચ્ચેના રસ્તા જરા ઠીક હોય છે. બાકીના રસ્તાની આજે એ જ સ્થિતિ છે. ગામડાંના રસ્તા માટે મહાન યોજનાની જરૂર છે. આપણી ગ્રામયોજનામાં આ પણ એક અગત્યનો પ્રશ્ન છે.

આપણાં ગામડાંમાં આજે વણકરો છે પણ એમનો ધંધો હવે તો તદ્દન નાશ પામ્યો છે. તેઓ વણકરો મટી ગામડાંના ખેડૂતોના મજૂરો બન્યા છે, ગામડાં છોડીને શહેરની મિલો અને કારખાનાંમાં નોકરો બન્યા છે.

આપણાં ગામડાંમાં આજે સુતારો છે પણ શહેર તરફથી હથિયાર અને ઓજારો આવવાથી એમનો ધંધો પણ પડી ભાગ્યો છે. એઓ પણ ગામડાંમાં ખેતીનો અને શહેરમાં નોકરીનો આશ્રય

શોધી રહ્યા છે. આપણાં ગામડાંના લુહારો અને સોનીની પણ આવી જ સ્થિતિ છે.

આપણાં ગામડાંની કરુણ ઘટના એ છે કે હવે ત્યાં ઘાંચીની ઘાણી ચાલતી બંધ પડી છે. આ ગામડાંના ઘાંચીઓ એમનો પુરાણો ધંધો ત્યાગીને દુઃખી અને બેકાર બન્યા છે. ગામડાંની પ્રજા જે તાજું અને ભેળસેળ વિનાનું તેલ પ્રાપ્ત કરતી તે દિવસો હવે વહી ગયા છે.

ગામડાંમાં તાંબાપિતળના વાસણોનો વપરાશ વધતાં કુંભારનો ધંધો પડી ભાગ્યો છે. એનો ચાકડો હવે ચાલતો નથી. એ ચાકડાથી ઉત્પન્ન થતાં માટીનાં વાસણોની સંખ્યા હવે ઘટતી જાય છે. માટીની તાવડીના રોટલા રોટલીની મિઠાશ ગામડાંના લોકોએ જતી કરી છે. બાર મહિને એના ઘરાક પાસેથી પેટપૂરતું અનાજ કુંભાર પરાણે મેળવી શકે છે. એની પાસે બાપદાદાની કળા છે, પણ એ કળાને કોઈ ઉત્તેજન આપતું નથી, કોઈ કાંઈ નવીન સૂચના આપતું નથી.

શહેરમાંથી નવીન ફેશનની શીલાઈનાં કપડાં ગામડાંમાં દાખલ થતાં દરજીનો ધંધો પણ પડી ભાગ્યો છે. એ અણઘડ આળસુ અને આવક વિનાનો બન્યો છે. દુઃખ અને ભૂખથી પીડાઈ પીડાઇને એ પણ છેવટે એના વહાલા વતનનો ત્યાગ કરે છે.

ગામડાંના જે વણિકો મહાજન તરીકે ઓળખાય છે એમની સ્થિતિ પણ સારી રહી નથી. એમના લેણા રૂપીઆ હવે પતતા નથી, સરકારના કાયદાએ એમને અસંતોષી અને ખેડૂતો પ્રત્યે અવિશ્વાસુ બનાવ્યા છે. ખેડૂતની સ્થિતિ પણ એટલી દુઃખદાયક છે કે ખેડૂત આ વણિકોને કાંઈ આપી શકે એવી સ્થિતિમાં નથી. ખેડૂતને પૈસા ધીરવાની આ વણિકોની તાકાત દિનપરદિન ઘટતી જાય છે. એમના પર આવકવેરાનો ત્રાસ સરકાર વધારતી જાય છે,

એમના અને ખેડૂતો વચ્ચેના ભૂતપૂર્વ મીઠા અને સુદૃઢ સંબંધનો હવે અંત નજીક આવ્યો છે. સુધારકો અને અર્થશાસ્ત્રીઓ એમને નિન્દે છે, ખેડૂતના લોહી ચુસણીઆ તરીકે; એમને સરકાર નિન્દે છે, એમના ખોટા ચોપડા માટે; એમને ખેડૂતો નિન્દે છે પોતાનાં દારુણ દેવાં માટે. આમ ગામડાંનો આ ઉજળિયાત વર્ણ હવે વર્તમાન અને ભાવિ ઉપાધિથી પીડાઈ રહ્યો છે. એનો વ્યવહાર સાચવવો હવે મુશ્કેલ બન્યો છે. એના માટે ગામડું હવે ભયભર્યું, સલામતી વિનાનું બન્યું છે. એનો ધંધો પડી ભાગવા આવ્યો છે—, એ પણ ખેતીનો આશ્રય લે છે, શહેરમાં વસવાનો વિચાર કરે છે.

ગામડામાં ખેડૂતો અને એમની વધતી જતી પ્રજા ખેતી કરે છે, સુથાર, સોની, લુહાર અને વણકર તથા એમની વધતી જતી પ્રજા ખેતી કરે છે, ગામડાંમાં વાણીઆ અને બ્રાહ્મણો ખેતી કરે છે કે કરાવે છે. આમ આપણાં ગામડાંનો આજે તો એક જ ધંધો છે – અને તે છે માત્ર ખેતી.

આપણાં ગામડાંનાં ઉદ્યોગોનો નાશ થતાં એમની સ્થિતિ કરુણ અને હૈયાં ભગ્ન કરે એવી બની છે. કારીગરોની બેકારી અને મૂંઝવણ હવે વધી પડી છે. શહેરમાં એમને સ્થાન મળવું મુશ્કેલ છે. ગામડાંમાં રહેતાં ખેતી કરવા માટે એમની પાસે પૂરતા પ્રમાણમાં જમીન કે ખેતીનાં સાધનો નથી. એક બે વિઘાં જમીન ખેડીને એઓ એમનું જીવન મહાન મુસીબતે નિભાવે છે. ખેતી પર જીવનનો આધાર વધી પડ્યો છે. જમીનની કિંમત વધવા લાગી, બળદો અને અન્ય સાધનોની કિંમત વધવા લાગી. ખેતી ખર્ચાળ બની અને એની આમદાની ઓછી થઈ ગઈ.

જમીનની જરૂરિયાત અને કિંમત વધતાં સરકારે બીડ અને જંગલો હરાજીથી વેચવા માંડ્યાં એટલે ગૌચરની જમીન તદ્દન

ઘટી ગઈ. ગાય, ભેંસો, બકરાં અને ઘેટાં ઘાસચારાની તંગીને કારણે મરવા લાગ્યાં. એટલે રબારીઓનો, ભરવાડોનો અને ગોવાળોનો ધંધો પણ મૃતઃપ્રાય બની ગયો. આપણી પુરાણી ' ડેરી સિસ્ટમ '– ' દુગ્ધાલયપદ્ધતિ '—આમ પડી ભાગી.

આપણા ખેડતોની સ્થિતિ કરુણ છે. ગામડાંમાં હવે બધા યે ખેતી કરવા માંડી, ખેડતની ગરીબાઇ વધવા માંડી, રાતદિનના પરિશ્રમે એમની તબિયત નરમ બનાવી. વરસાદની અનિશ્ચિતતાએ પાકની પરિસ્થિતિની અનિશ્ચિતતા વધારી. દુષ્કાળની પરંપરા જાગી અને ઢોરો મરવા માંડ્યાં. આ ચિન્તામાં ખેડૂતનું શરીર ઘસાયું. એનું મન નસીબ અને ભગવાનનો દોષ શોધી રહ્યું. જેઠ અને અસાડ માસમાં ચાતક પક્ષીની માફક મેઘરાજાની મહેર માટે એ આકાશ તરફ જોઈ રહ્યો. પણ મેઘરાજાને એની શી પડી હતી? આ ખેડૂત રાતદિન પરિશ્રમ કરે છે, મોસમમાં સવારે વહેલો ઊઠે છે, રાત્રે મોડો સૂએ છે અને એની સ્ત્રી પણ રાતદિન કામ કર્યા જ કરે છે. ખેડૂત એનાં છોકરાંઓને શિક્ષણ આપી શકતો નથી. કારણ કે ખેતીના કામકાજમાં એને મદદની જરૂર પડે છે. એટલે ગામડાં-માં શાળા છતાં ય શાળાનો લાભ ખેડૂતનાં બાળકો લઈ શકતાં નથી. ભણતરના અભાવે આ પ્રજામાં નૂતન સંસ્કાર નથી, નૂતન દૃષ્ટિબિન્દુ નથી. આથી બાળલગ્ન એમને સ્વાભાવિક લાગે છે, લગ્ન અને મરણના ખોટા ખરચા વાસ્તવિક લાગે છે અને જ્ઞાતિભેદ અને અસ્પૃશ્યતા પણ ચાલુ રહે છે.

જમીન ખેડીખેડીને એનાં હળ અને હથિયારો ઘસાઈ ગયાં. એમનું સમારકામ ન થયું, એમની જગ્યાએ નવીન હથિયાર કે સાધનો ખરીદવા ખેડૂત અશકત બન્યો અને એની જીવનનૌકા દેવાના દરિયામાં ડૂબવા લાગી. એ દેવામાં જન્મ્યો હતો, દેવામાં

જીવ્યો અને એનાં બાળકો અને કુટુંબીઓને દેવામાં મૂકતો ગયો. પિતૃનાં ઋણ ફેડવા એણે પ્રતિજ્ઞા લીધી. આ પ્રતિજ્ઞાની સિદ્ધિઅર્થે એણે જીવનભર પ્રયાસ આદર્યો પણ એ પ્રયાસનું પરિણામ વ્યર્થ આવ્યું. રોટલો અને છાસ ખાઇને એણે જીવન ગાળ્યું, જીવનભર ન કોઈ આનંદ કે શોખ અનુભવ્યો, ન કોઈ નાટક કે સિનેમા જોયાં, ન કોઈ બાગ કે બંગલા દીઠા. પરમાત્માએ દુઃખી અને ગુલામ દેશમાં એને મોકલ્યો. એનું દુઃખ અનુભવી એ ચાલ્યો ગયો. દુઃખમાં એ જન્મ્યો અને દુઃખમાં એ ચાલ્યો ગયો. આવી છે આપણા આજના ખેડૂતોની સ્થિતિ અને આવી છે આપણી આજની ખેતી.

પ્રતિવર્ષે જમીન ખેડાતી રહી. થોડાં વર્ષના અંતરે જ બાળકનો પુનઃપુનઃ જન્મ આપનારી માતા જેમ શરીરે નિર્માલ્ય બને, રોગી અને બલવિહીન બને, એ માતાનાં બાળકો પણ નિર્માલ્ય, રોગી અને બલવિહીન બને તેવી જ સ્થિતિ આજે આપણાં ગામડાંમાં આપણી જમીનમાતાની છે. આ જમીનને ખેડૂત દર વર્ષે ખેડે છે, આ જમીનને જરા યે શાન્તિ કે વિશ્રાન્તિ મળતી નથી; પરિણામે આપણી જમીન રસકસવિહીન બની છે. એની ઉત્પત્તિ અને આવક ઓછી થતી જાય છે. ખેડૂતને એના પ્રયાસનું પ્રમાણસર પરિણામ મળતું નથી. એની રાતદિનની મહેનત પાણીમાં જાય છે. જેમ જમીનને સંપૂર્ણ આરામ કે શાન્તિ મળતાં નથી તેમ આપણી જમીનને જરૂરી પોષણ પણ મળતું નથી. આ જમીનને યોગ્ય ખાતર આપવામાં આવતું નથી. ખાતરની કિંમત ખેડૂત સમજે છે પણ વ્યવસ્થિત રીતે એને એકઠું કરવામાં આવતું નથી. એટલે જમીનને પોષણ માટે કાંઈ જ મળતું નથી.

ખેડૂત જમીનમાતાને શી રીતે શાન્તિ આપી શકે ? એમ કરે તો એ ભૂખે મરી જાય. એ દેવાદાર છે, એને એનાં ઢોર માટે

ચારપાણી મેળવવાનાં છે, એને ભાગિયા કે સાથીને ભાગ કે પગાર આપવાનો છે. મોસમમાં રાખેલા મજૂરોને પગાર આપવાનો છે. એને લગ્નવરા અને મરણખરચા કાઢવાનાં છે, એને શાહુકારનાં વ્યાજ ભરવાનાં છે, એને સરકારમાબાપની વિઘોટી ભરવાની છે. આવી દુઃખી અને મૂંઝવણભરી મુશ્કેલીમાં ખેડૂત જમીન ખેડયે જ જાય છે. જમીનમાતા ક્રોધે ભરાય છે, દુઃખ અને ત્રાસ અનુભવે છે. એના ખેડૂતબાળકને કહે છે, “હવે મારો કેડો છોડ.” ખેડૂત કહે છે, “ક્યાં જાઉં ? શું કરું ?” જમીનમાતા જવાબ આપે છે, “ન્યાય માટે યુદ્ધ આદર, મને સ્વતંત્ર બનાવ, સુખી બનાવ અને સુખી થા.”

ખેતીને યોગ્ય અવસરે પાણીની વ્યવસ્થાની જરૂર છે. આવી વ્યવસ્થા દરેક ગામડે નથી. એમને અનિયમિત વરસાદ પર આધાર રાખવો પડે છે. અતિવૃત્તિ, અનાવૃષ્ટિ, તીડ અને હિમનાં સંકટો ગામડામાં વધતાં જાય છે. ખેતી આજદિન સુધી લગભગ દરેક ગામડાંમાં પુરાણી પદ્ધતિએ ચાલે છે. આ ખેતીનાં સાધનો અને હથિયારો પણ પુરાણી પદ્ધતિએ ગામડાંમાં જ બનાવવામાં આવે છે. ખેડૂતોના બળદો નબળા અને દુઃખી છે. આ બળદો પર ગરીબ ખેડૂતને ઇચ્છાએ યા અનિચ્છાએ ત્રાસ ગુજારવો પડે છે. બળદોને સંપૂર્ણ ઘાસચારો મળતો નથી. ટાઢ, તાવ કે વરસતા વરસાદની જળધારામાં એમને યોગ્ય રક્ષણ આપવામાં આવતું નથી. બળદો રોગી બને છે અને કમોતે મરે છે. એમના અલ્પ જીવનથી ખેડૂતને નવા બળદો ખરીદવા પડે છે. અને એમ કરવા એ એનું ઋણ વધારે છે.

જે બીજ શાહુકાર ઉધારે આપે એ બીજ ખેડૂતને વાવવાં પડે છે. આ બી ઘણી યે વાર સડેલાં, કસ વિનાનાં અને ઝીણાં હોય છે. આ બી પર સરકાર દેખરેખ રાખતી નથી. આ બી સરકાર

પૂરાં પાડતી નથી. આવાં બીજથી ઉત્પન્ન થયેલો પાક ઓછો અને હલકા પ્રકારનો નિવડે છે. એનાં મૂલ્ય પણ ખેડૂતને ઓછાં મળે છે. એકલાં બીજને કારણે ખેડૂતની મહેનત, બળદની મહેનત, ખેડૂત-નાં સ્ત્રીબાળકોની મહેનત, યોગ્ય પરિણામ પ્રાપ્ત કરી શકતી નથી. ખેડૂતને જ્ઞાન તો છે કે બી સારાં નથી, એથી પાક ઓછો અને ઉતરતી પંક્તિનો પેદા થશે, પણ એ શું કરે? સારાં બી ખરીદવા એની પાસે પૈસા નથી, ઉધાર સિવાય એકે રસ્તો નથી. આવાં હલકાં બી ન છુટકે એ વાવે છે, હળ અને દંતાળ રાતદિન ખેતરમાં ફેરવે છે. પશુ અને પક્ષી સામે પાકનું રાતદિન ઉજાગરો કરીને રક્ષણ કરે છે. પછી એ લણે છે પણ એના પ્રયાસનું પરિણામ અલ્પ અને નજીવું આવે છે.

ઘણુંખરાં ગામડાંમાં ખેડૂતો એમનાં ઢોર સાથે એક જ ઘર કે વાડામાં નિવાસ કરે છે. એમનાં ઘરો માટી કે ઇંટનાં હોય છે. આ ઘરોની બાંધણી પુરાણી પદ્ધતિ પ્રમાણે છે. એમાં જરૂરી હવા કે પ્રકાશને સ્થાન નથી. એમાં જરૂરી બારી કે બારણાં નથી. એમાં દર વર્ષે કળીચૂનો વપરાતો નથી. એ ઘરો ઉપર આવેલાં છાપરાં નળીઆંથી ઢાંકવામાં આવે છે. વરસાદનાં પાણી ઘણી યે વાર ઘરમાં પડે છે. ગામડામાં ઘરો બાંધવાની યોજના પણ આવશ્યક છે. એક માળવાળાં છુટાંછવાયાં ઘરો બંધાય એ ઇચ્છવા જોગ છે. કારણ કે આજે ઘણુંખરાં ગામડામાંનાં એક પછી એક ઘર એવી રીતે બાંધવામાં આવ્યાં છે કે તેમાં આરોગ્યનો જરા પણ વિચાર કરવામાં આવ્યો નથી અને ત્યાં જગ્યાની તંગી નથી છતાં ય ગામડાંની પ્રજા તંગી ભોગવે છે. આપણી ભવિષ્યની યોજનામાં આપણે આપણા શહેરના એન્જિનીઅરોને અને આરોગ્યશાસ્ત્રીઓને જરૂર ગામડામાં રાખવા પડશે.

ખેતરોનાં હદનિશાન નક્કી કરવા પ્રથમ ગામડાંમાં થોર કે થોરિયાની વાડો હતી. આ વાડો પારકાંના ઢોરો સામે ખેતરના મોલ કે પાકનું રક્ષણ કરતી. આજે વાડો જર્જરિત અવસ્થામાં આવી પહોંચી છે. આજે હરાયાં અને નધણિયાતાં ઢોરો ખેડૂતના પાકનો નાશ કરી રહ્યાં છે. પરિણામે ખેડૂતો અને ઢોરના માલિકો વચ્ચે કજિયા ઉત્પન્ન થયા છે, મારામારી અને ઝેરવેર ઉત્પન્ન થયાં છે; અને ખૂનના પણ પ્રસંગો બન્યા છે.

પશ્ચિમના વ્યક્તિવાદનો પવન ગામડાંમાં આજે પહોંચી ગયો છે. વ્યક્તિગત વિકાસની ભાવના સ્વાર્થી અને અંધ બનતી જાય છે. ગામડાંનાં અવિભકત કુટુમ્બો છિન્નભિન્ન બનતાં જાય છે. માલમિલ્કતના ભાગ અને વહેંચણીના ઝગડા વધતા જાય છે; અને ગામડાંના લોકો એમનાં પંચ કે પંચાયતને બદલે તાલુકાની ન્યાયની કચેરીમાં જઈ લડે છે–ત્યાં એમના અજ્ઞાને એમને વકીલો લૂંટે છે. દેવું કરીને પણ ઘણી યે વાર એ લડે છે. આ વ્યક્તિવાદે ગામડાંમાં એકવાર પ્રવર્તી રહેલી કુટુમ્બની ભવ્ય ભાવના, એક વાર પ્રવર્તી રહેલો મજબૂત ભાઈચારો, સ્નેહ અને સંગઠન – આ સર્વને મહાન ફટકો માર્યો છે.

મિલ્કત અને મૂડીના ભાગ પડતાં સાથેસાથે જમીનના ભાગ પડ્યા. જમીનના ટુકડાઓની સંખ્યા વધી. આ ટુકડા પણ છિન્નભિન્ન બનવા લાગ્યા. મૂડીનું કેન્દ્રબળ ઘટવા લાગ્યું. પરિણામે ખેતી નુકસાનકારક બનવા લાગી. ખેતી પછવાડે મહેનત, મજૂરી અને મૂડીની વિશેષ જરૂરિયાત ઉત્પન્ન થઈ, ખેતી પછવાડે બળદોની સંખ્યા વધી, ખેતી માટે ગાડાં, વાડા અને ઉકરડાની સંખ્યા વધી, ખેતી માટે હળ, દંતાળ, અન્ય સરંજામ અને સાધનોની સંખ્યા વધી. આમ ખરચ વધ્યા અને ખેતીની આવક ઘટી. આવું આવ્યું છે પરિણામ પશ્ચિમના વ્યક્તિવાદનું.

આપણાં ગામડાંની ખેતી આમ વિપરીત પરિસ્થિતિમાં છે. પ્રત્યેક ગામડાની ખેતીમાં એકાએક સુધારો કરવા આપણી સરકાર તૈયાર નથી. આપણી સરકારની દર વરસે એક જ તૈયારી છે; અને તે છે નિયમિત સમયે મહેસૂલ વસુલ કરવાની. ખેતીનો પાક ગમે તેવો હોય, વરસ સારાં હોય, સાધારણ હોય કે નબળાં હોય પણ મહેસુલ તો વસુલ કરવી જ જોઈએ. આવી છે આપણા અમલદારોની દાનત; કારણ કે જેમ વધારે વિઘોટી એ ઉઘરાવે, જેમ ઓછી રાહત તેઓ પ્રજાને આપી વધારે પૈસા એકઠા કરે તો જ એ સરકારને ખુશ કરી શકે, તો જ એ એમની નોકરીમાં સારી પ્રગતિ કરી શકે.

પણ જ્યાં આવક હોય ત્યાં આવક વેરો અપાય, જ્યાં જમીનની વપરાશ કરતાં આવક થાય ત્યાં ગણોત અપાય. ખેડૂત સરકારને શું આપે ? સરકારને જે વેરો ખેડૂત આપે છે તે વેરો નથી; કારણ કે ખેતર વાવવામાં એને ભરણપોષણ જેટલું અનાજ પણ ભાગ્યે જ મળે છે, અરે, કોઈ વાર મળતું પણ નથી. ખેડૂત સરકારને જે ગણોત આપે છે તે ગણોત પણ નથી; કારણ કે જમીનની ફળદ્રુપતા ઓછી થતી જાય છે કે એવી જમીનની વપરાશ માટે એક પણ પાઈ લેવી એ સરકારને માટે પાપ સમાન છે. બે હજારની આવકવાળો આદમી કરજવેરાથી મુકત છે, પણ બે વિઘાં જમીન રાખનારા ખેડૂતને પ્રતિવર્ષે નિયમિત મહેસુલ ભરવી પડે છે. આ છે સરકારના અન્યાય અને પક્ષપાત.

સરકાર ખેડૂતની વાસ્તવિક જરૂરિયાતોનો વિચાર કરે, એનાં અને એનાં કુટુમ્બને જરૂરી અનાજ અને વસ્ત્રોનો વિચાર કરે, ખેતી અંગે કરવા પડતા ઓછામાં ઓછા ખર્ચનો અંદાજ નક્કી કરે, તેણે આપવાનાં દેણાં અને વ્યાજનો વિચાર કરે, અને એમ કરીને

એના માટે જીવનનું નીચામાં નીચું ધોરણ નક્કી કરે તો સરકારને જણાશે કે ગામડાંના ખેડૂતો પાસેથી મહેસૂલ તરીકે એક પાઈ પણ લેવાનો તેમને અધિકાર નથી, એમની ફરજ નથી અને એવી મહેસૂલ વસુલ કરવી એ એક પાપ છે—જે પાપ જો નહિ અટકે તો ગામડાંની સ્થિતિ ભયંકર પરિણામ લાવશે.

ખેડૂતો દેવાના દારુણ દુ:ખમાં ડૂબી ગયા છે. એમનાં દેવાંનો પ્રશ્ન એટલો વિકટ, મહાન અને ગંભીર બન્યો છે કે એણે આપણા અર્થશાસ્ત્રીઓને ભડકાવ્યા છે. આ ખેડૂતોનાં વધતાં જતાં દેણાં માટે સરકાર જવાબદાર છે, મહાજન જવાબદાર છે, ખેડૂતોનાં પિતૃઓ જવાબદાર છે. આપણા અર્થશાસ્ત્રીઓ ગામડાંના વેપારીઓના અને મહાજનના દોષ કાઢે છે. એમની શોષણવૃત્તિને તિરસ્કારે છે, એમણે લીધેલા વ્યાજના દર સામે પોતાનો રોષ ઠાલવે છે; અને ગામડાંની આજની સ્થિતિ માટે ગામડાંના મહાજનને જવાબદાર ગણે છે.

શું વસ્તુસ્થિતિ એમ છે? આ મહાજને ખેડૂતોની અને કારીગરોની સેવા કરી છે. જ્યારે સરકાર પૈસા ધીરતી નથી, જ્યારે સહકારી મંડળો સ્થાપવા સરકાર પ્રજાને પ્રેરણા કે ઉત્સાહ આપતી નથી, જ્યારે નબળાં વર્ષોમાં ખેડૂતોને કાંઈ કમાણી હોતી નથી, તેવા કપરા પ્રસંગે ખેડૂતોની સાહાય્યે ગામડાંના આ મહાજન આવે છે. ખેડૂતનાં લગ્નવરાપ્રસંગે, ખેડતની નિરાધારી અને લાચારીમાં, ખેડૂતની ખેતીમાં આ મહાજન જ પૈસા ધીરે છે. મહાજન પૈસા ધીરવાનું જોખમ ખેડે છે અને ગામડાંનો વ્યવહાર આબાધિત રાખે છે.

અને જ્યારે નબળાં વર્ષમાં ખેડૂતનો પાક પાકતો નથી, તે વખતે સરકાર મહેસુલ વસુલ કરવા ભય અને કડક સૂચનાઓ ખેડૂતોને આપે છે, એમનાં ઘર, ખેતર, વાડા અને પાક જપ્ત

કરવાનો ડર દેખાડે છે—તે પ્રસંગે ખેડૂતોના સાચા સાથી આ મહાજન જ છે. આમ છિન્નભિન્ન બનતાં ગામડાંને મહાજન બચાવે છે. એમણે વધારે વ્યાજ લીધું હોય તો એ એમનો દોષ છે, એમણે ખોટા ચોપડા લખ્યા હોય તો એ એમનું પાપ છે, એમણે ખેડૂતોનો વિશ્વાસઘાત કર્યો હોય તો એ એમનો મહાન વાંક છે. એ સર્વ અટકાવવાં જોઈએ; પણ ગામડાંમાં મહાજનની ઉપયોગીતા ને જરૂરિયાત ભૂતકાળમાં મોટી હતી અને ભવિષ્યમાં પણ એવી રહેશે.

ખેડતોનાં દેવાં દૂર કરવા સરકારે જે કાયદા કર્યા છે તે તો મહાજન અને ખેડૂતો વચ્ચે વિશેષ વૈમનસ્ય અને કડવાશ ઉત્પન્ન કરી રહ્યા છે. આ કાયદાએ ખેડતનું શ્રેય સાધવાને બદલે અહિત જ કર્યું છે. જે સંપ અને સહકાર એમની વચ્ચે પ્રવર્તતા હતા, સુખદુઃખમાં પરસ્પર જે સાહાય્ય પ્રથમ મળતી હતી, જે સ્નેહ અને લાગણી હતાં તે સર્વ આ કાયદાએ નષ્ટ કર્યાં છે. મહાજન હવે ખેડૂતને પૈસા ધીરતા પહેલાં હજારો વિચાર કરે છે, ખેડૂતને એની જરૂરિયાતના પ્રસંગે હવે સત્વર પૈસા પ્રાપ્ત થતા નથી. ખેડૂતોની મુશ્કેલી વધી છે, મહાજનની મૂંઝવણ વધી છે. મહાજન વિરુદ્ધ કાયદા પસાર કરવાથી ખેડૂતને દેવામાંથી મુક્તિ મળવાની નથી, ભૂતકાળનાં દેવાં એથી ઓછાં થવાનાં નથી કે ભવિષ્યનાં દેવાં અટકવાનાં નથી. ભવિષ્યનાં દેવાં અટકશે તો ખેડૂત ખેડૂત મટી જશે. અને આખી ખેતી જ અટકી પડશે. ભૂતકાળનાં દેવાંનો નાશ થાય તો મહાજન મહાજન મટી જશે; અને મહાજન મહાજન જ મટી જતાં ખેડતોની સ્થિતિ મુશ્કેલ બનશે. આ અસહ્ય અને પર્વતસમાન મહાન દેવાંમાંથી ખેડતને આપણી આજની સરકાર મુક્ત નહિ જ બનાવી શકે.

ખેડૂતોનાં દેવાં દૂર કરવા આજદિન સુધી જે કાંઈ પ્રયાસો

કરવામાં આવ્યા છે, જે કાંઈ કાયદા અને નિયમો સરકારે ઘડ્યા છે, એ સર્વ લગભગ નકામા અને નિષ્ફળ નિવડ્યા છે. આ કાયદા અને નિયમોનું પ્રમાણ અલ્પ અને નજીવું છે. આ કાયદા અને નિયમો દેવાનો ગહન પ્રશ્ન ઉકેલવા અસમર્થ છે. આપણી સહકારી મંડળીઓ આ દારુણ પ્રશ્નને ઉકેલી શકશે નહિ, આપણાં કર્જ-સમાધાન મંડળો આ પ્રશ્નને ઉકેલી શકશે નહિ, આપણા શાહુકાર સામેના કાયદાઓ આ પ્રશ્નને ઉકેલી શકશે નહિ, સરકારે મહેર કરીને આપેલી મહેસૂલની રાહત અને મોકુફી આ પ્રશ્નને ઉકેલી શકશે નહિ, ખેડૂતને કરકસર કરવાની, લગ્ન અને સામાજિક રીતરિવાજ પાછળ ઓછા ખરચા કરવાની આપણા કુનેહબાજ અર્થશાસ્ત્રીઓની સલાહ કે સૂચના આ પ્રશ્ન ઉકેલી શકશે નહિ.

આ પ્રશ્નના સંપૂર્ણ ઊકેલ અર્થે મહાન યોજનાની જરૂર છે. આ પ્રશ્નના ઊકેલ અર્થે તો આપણે સામાજિક અને રાજકીય વિપ્લવ સંપૂર્ણ ગતિથી શરૂ કરવો પડશે. આ પ્રશ્ન ઉકેલવા ખેતીમાં એકાએક મુદ્દામ સુધારા કેમ થાય, ખેતીની આવકમાં કેમ વધારો થાય, એ મહાન પ્રયાસ આપણી રાષ્ટ્રીય સરકારે એકદમ શરૂ કરવો પડશે. આ પ્રશ્ન ઉકેલવા દેણાંના સત્વર ફેંસલા કરવા આપણી કૉર્ટોની સંખ્યા વધારવી પડશે, ફેંસલાનું કામ તાકીદે હાથ ધરવા કૉર્ટોને સૂચના આપવી પડશે. આવી વેગભરી યોજનાનો આપણા પ્રત્યેક ગામડામાં સત્વર અમલ થશે તો ખેડૂતો દેણાંમાંથી અલ્પ સમયમાં જ મુક્તિ મેળવશે.

જ્યારે આપણે સંપૂર્ણ સ્વતંત્રતા સંપાદન કરીશું, જ્યારે આપણી આજની નિષ્ક્રિય અને બેફીકર સરકારનો અંત આવશે, ત્યારે આપણી એ સરકાર જરૂર બતાવી આપશે કે જે પ્રશ્ને અર્થ-શાસ્ત્રીઓના મગજને ભમાવ્યાં હતાં, જે પ્રશ્ને ખેડૂતોની મતિ

મુંઝવી નાંખી હતી, જે પ્રશ્નનું નીરાકરણ કોઈ કરી શકતું નહિ એવો પ્રશ્ન અલ્પ સમયમાં સરળતાથી ઉકેલી નાંખવામાં આવશે.

અને જ્યારે આ ખેડૂતો દેણાંમાંથી મુક્ત બનશે, જ્યારે એમનાં શિર પરથી આ દુઃખના ડુંગર ખસી જશે, ત્યારે માનસિક અને શારીરિક વ્યાધિથી પીડાતો ખેડૂત શરીર અને મનથી મજબૂત બહાદુર અને આનંદી બનશે, ત્યારે નીચું પડેલું એનું મોં ઊંચે જોશે, દેવાથી કચરાયેલો એનો આત્મા ઉલ્લાસ અનુભવશે, ત્યારે એની ખેતીમાં એને આનંદ મળશે, એના કુટુંબમાં ઉલ્લાસ ઉત્પન્ન થશે, એ સુખી બનશે, એનું કુટુંબ સુખી બનશે; અને ત્યારે આખું ય ગામડું સુખી બનશે. હિન્દનાં ગામડાં સુખી બનતાં હિન્દ સમૃદ્ધ અને સુખી બનશે.

એટલે આપણો આખો ય આર્થિક પ્રશ્ન આજે શહેરનો નથી, આપણા દેશનો આજનો આર્થિક પ્રશ્ન મુખ્યત્વે ગામડાંની આબાદીનો છે, અને ગામડાંની આબાદીનો મુખ્ય પ્રશ્ન આપણા ખેડૂતો અને આપણી ખેતીનો છે. આપણી આર્થિક યોજનામાં ખેતી, એની ઉપયોગીતા, એમાં સત્વરે કરવાના સુધારાવધારા પ્રથમ સ્થાન લેશે. ગામડાંમાં નાના અને મોટા પ્રકારના ગૃહઉદ્યોગો સ્થાપવા છતાં ય ખેતીનો પ્રશ્ન ગામડાંમાં મુખ્ય અને મહાન બનશે.

આજે તો ગામડાંની સ્થિતિ વિષમ છે. ઘણાંખરાં ગામડાંમાં આજે પાણીનો પુરવઠો પૂરતા પ્રમાણમાં નથી. ત્યાં એક જ કૂવો હોય છે જ્યાંથી પીવા માટે પાણી લેવાય છે, જ્યાં વસ્ત્રો ધોવાય છે અને વસ્ત્રોનો મેલ કૂવામાં ઉતરે છે, જ્યાં ઢોરોને લાવી પાણી પીવડાવવામાં આવે છે. તળાવમાં પાણી ટકતું નથી. પાણીનાં દુઃખ ગુજરાત અને કાઠિયાવાડનાં ઘણાં ય ગામડાંમાં જોવામાં આવે છે. જ્યાં માણસો અને ઢોરોને પૂરતા પ્રમાણમાં પાણી મળતું નથી ત્યાં ખેતી માટે તો મળે જ ક્યાંથી ?

દુઃખની કરુણ ઘટના એ છે કે દિનપ્રતિદિન ગામડાંની પ્રજામાં વૃદ્ધિ થાય છે, ત્યાં જન્મ અને મરણનું જોર વિશેષ છે, ત્યાં બાળકો ઊગતી અવસ્થામાં મરણ પામે છે, યુવાનો યુવાન અવસ્થાએ મરણ પામે છે અને પાછળ વિધવાઓ મૂક્તા જાય છે. આપણું સરેરાશ આયુષ્ય જગતના બધા જ દેશોના લોકો કરતાં ઓછું છે. આપણા પર શાસન કરતી પ્રજા કરતાં આપણું આયુષ્ય અડધું ઓછું છે. ગામડાંમાં વધી પડતાં બાળકો અને યુવાનોનાં મરણો કર્મની ગતિને કારણે નથી, ભગવાનની ઈચ્છાને આધીન નથી. પણ શારીરિક બળમાં પ્રજા નબળી છે એ જ કારણ છે. આ નબળાઈનું કારણ એ છે કે આપણી પ્રજાને પૂરતો ખોરાક, પૂરતો આરામ મળતા નથી. દૂધ, ઘી, અને શાક પૂરતા પ્રમાણમાં ગામડાંની પ્રજા માટે ભૂતકાલમાં હતાં. આજે એ પણ નથી. દેવાં અને દુઃખથી પીડાતી પ્રજા દૂધ, ઘી ખાઈ શકે એમ નથી. દૂધ કે ઘી લેણદારોને આપી દેવાં પડે છે. એમનો ખોરાક છે રોટલા — બાજરી કે જારના; સાથે છાસ, ચટણી કે ડુંગળીનો કકડો હોય છે; એમનો ખોરાક છે ખીચડી — હલકા તેલિયા ચોખાની અને ફોતરાંવાળી મગની દાળની.

એટલે લાંબું આયુષ્ય લઈને જન્મેલી આપણાં ગામડાંની પ્રજા અલ્પ સમયમાં જગત છોડી ચાલી જાય છે. સ્વજનો અને કુટુમ્બીઓને દુઃખમાં મૂકતી જાય છે. કેટલાક પરાધીન અને નીરાધાર બને છે. દુઃખ કે દરદમાં દવા મળતી નથી. મૅલેરિયા ઉત્પન્ન થાય ત્યારે ક્વિનાઈન મળતી નથી. બાળકોને પોષણ મળતું નથી. સુવાવડી સ્ત્રીઓની માવજત થતી નથી.

ગામડાંની પ્રજા લગભગ અજ્ઞાન છે. ઘણાંખરાં ગામડાંમાં પ્રાથમિક શાળા નથી. પ્રૌઢ શિક્ષણ વ્યવસ્થાનો પ્રચાર માત્ર નામનો જ છે. નથી ત્યાં નાટક, સિનેમા, પરિષદ, ભાષણો કે જલસાઓ.

આપણાં શહેરમાં જે સંસ્કૃતિ અને સુધારા છે, જે આકર્ષણો અને આનંદનાં સાધનો છે, હરવાફરવાનાં, મોજમજા મહાલવાનાં, વિલાસ અને વિનોદનાં જે સાધનો છે તેમાંનું કશું જ આપણાં ગામડાંમાં શોધ્યું મળતું નથી.

આપણે શહેરીઓ બનીને ગામડેથી આવેલા આપણા દેશભાઈને કહીએ છીએ, " ગામડાનો ગમાર, ગામડાનું રોઝ, તદ્દન ઢોર જેવો જ છે. બોલતાં આવડતું નથી, બેસતાં આવડતું નથી, હસતાં આવડતું નથી, ખાતાં આવડતું નથી, ઊભા રહેતાં પણ આવડતું નથી; " અને શહેરી બનેલા આપણે નાટકસિનેમામાં લખલૂટ ખર્ચા કરીએ છીએ, મોટર કે ટેકસીમાં વિહાર કરીએ છીએ. આપણા પૈસાનો મનગમતો ઉપયોગ આપણે કરીએ છીએ. ગામડાં આપણને ગમતાં નથી, ગામડાંના લોકો આપણને ગમતા નથી. આ લોકો સાથે આપણે હળીમળી શકતા નથી.

આપણાં શહેરમાં કેળવણીનાં નાનાં અને મોટાં કેન્દ્રો છે. પુસ્તકાલયો અને પાઠશાળાઓ છે. આપણાં શહેરમાં હુન્નર, ઉદ્યોગ, કળા વધતાં જાય છે. શહેરમાં પશ્ચિમનો પવન પ્રચંડ વેગથી વાઈ રહ્યો છે. શહેરની પ્રજાની રહેણીકરણી, રીતરિવાજ અને પહેરવેશ પ્રશ્ચિમની પ્રથાને પૂર્ણ ઝડપે અનુસરી રહ્યાં છે. પણ ગામડું હજુ સુધી યે ગામડું રહ્યું છે. શહેરમાં શહેરી તત્ત્વ છે, એ તત્ત્વ આગળ વધ્યે જ જાય છે, શહેરમાં સુકોમળ સંસ્કારિતા છે. એ સંસ્કારિતા વિકાસ પામી રહી છે. શહેરમાં સભ્યતા, વિવેક કે મીઠી જબાન છે. શહેરમાં ઉપરછલ્લાં સુખ અને આનંદ છે, સહચાર છે અને સહચારનાં સાધનો પણ છે.

પણ ગામડાનું ગ્રામ્ય તત્ત્વ એમનું એમ જ છે. પ્રજામાં સાદાઇ છે, સદ્‌ગુણો છે, સહૃદયતા છે. મિત્રો અને સગાંઓને મહેમાન

બનાવીને મહેમાનગીરી કરવાની ભાવના અને આવડત છે. ત્યાં શરમ અને મર્યાદા છે. વડીલો પ્રત્યે માન, મમતા અને પૂજ્ય ભાવના છે. ત્યાં પાડોશીધર્મ વિશેષ બળવાન છે. ત્યાં સુન્દર પહેરવેશ નથી, કૃત્રિમ ભાષા કે વાતચિત નથી, સુંવાળાં સુકોમળ શરીર નથી. ત્યાં સફાઈ કે સ્વચ્છતા નથી. પણ ત્યાં એવું જીવન છે જે ફરજિયાત નિવૃત્તિ ભોગવે છે, જેની મહત્ત્વાકાંક્ષા પરિમિત અને નિઃસ્વાર્થ છે, જે આખા ય કુટુમ્બ જોડે જકડાયેલું છે, હજુ યે કુટુમ્બનાં સ્નેહ-બંધનોમાં પડેલું છે અને જેને વ્યકિતગત વિકાસ માટે ઓછું સ્થાન છે.

આપણાં શહેરો અને ગામડાં વચ્ચે, આપણાં શહેરીઓ અને ગ્રામપ્રજા વચ્ચે આજે તો એટલું બધું અમાપ અંતર જણાય છે કે એ અંતર ઓછું કરવા અને પરસ્પર સમાનતા અને એકતા સ્થાપવા આપણે કશું જ કરતા નથી, આપણી બેજવાબદાર સરકાર પણ કશું જ કરતી નથી. શહેર અને ગામડાં વચ્ચે જે મહાન ભેદ છે તેણે આપણા રાષ્ટ્રીય વિકાસમાં મહાન મુશ્કેલી ઉત્પન્ન કરી છે. આપણી આબાદી વધારવા, આપણી પ્રગતિ એકરૂપ કરવા આ ભેદ જેમ બને તેમ ઓછો કરવો પડશે.

ગામડાનું હિત આપણાં હૈયે નથી, આપણી સરકારને હૈયે નથી. લડાઇમાં અઢળક પૈસા આપતા આપણાં શ્રીમંતો અને સર નાઈટોનાં હૈયે નથી. ગ્રામયોજનાનો અમલ કરવા સરકાર કે તવંગર પુરુષ આજે તૈયાર નથી. એમાં કોઇને રસ નથી. એમાં રસ લેવા કોઈ ભણેલો તૈયાર નથી, કોઈ સરકારી અમલદાર આતુર નથી. આપણાં સુખ અને સ્વાર્થમાં આપણે એટલા બધા વ્યવસાયી અને આસક્ત બની ગયા છીએ કે ગામડાંની સ્થિતિ સમઝવા આપણને સમય નથી. ગ્રામપ્રજાનાં દુઃખમાં યથાયોગ્ય મદદ કરવાની આપણી

દાનત નથી. જેવા રાજા એવી પ્રજા. આપણી સરકારને ગામડાંમાં રસ નથી અને એથી આપણા શ્રીમંત અને કેળવાયેલાને પણ એમાં રસ નથી.

આપણા દેશી રાજવીઓનાં ગામડાં બ્રિટિશ સરકારનાં ગામડાં કરતાં વિશેષ પછાત, પીડિત અને અજ્ઞાન છે. આ આપણા રાજવીઓ માટે મોટામાં મોટું કલંક છે. કાઠિયાવાડનાં ગામડાં ગુજરાતનાં ગામડાં કરતાં વિશેષ પીડિત છે. આપણા રાજવીઓ એમના મોહ, શોખ અને વિલાસ વાસ્તે દુઃખી પ્રજા પાસેથી પ્રાપ્ત કરેલી લક્ષ્મીનો મનગમતો ઉપયોગ કરી રહ્યા છે. આ રાજવીઓ એમના મોજ-શોખ નિભાવવા પ્રજાના પૈસે રેસિડન્ટ અને એજન્ટોની સરભરા કરે છે, માન અને મીજલસ 'પાર્ટીઓ' આપે છે; અને સાર્વભૌમ સત્તાના આશ્રયે પ્રજા પર રાજ્ય કરે છે અને ગ્રામપ્રજાનાં ધનમાલ લૂંટે છે. આ રાજવીઓ એમનાં ગામડાંમાં ભૂખે મરતી, રીબાતી, ન છૂટકે પ્રમાદી અને આળસુ બનતી પ્રજાનું કાંઈ પણ કલ્યાણ કરતા નથી. કર અને ભાગનું ભારણ એમણે એમની પ્રજા પર એટલું બધું વધારી દીધું છે કે એમની સ્થિતિ જેઈલના કેદીઓ કરતાં ય વિશેષ કરુણ બની છે.

આવાં આપણાં દુઃખી ગામડાંનાં માણસોને આપણે કહીએ છીએ કે એ તો આળસુ છે. આપણી નિષ્ક્રિયતા, આપણી પરતંત્રતા અને આપણી પછાત પરિસ્થિતિ માટે આપણે આપણા દેશનાં હવાપાણીનો વાંક કાઢીએ છીએ, આપણે આપણી ઉષ્ણ આબોહવાનો વાંક કાઢીએ છીએ, અને આપણામાં સતત કાર્યપરાયણતાના અભાવ-નું કારણ આપણે આપણા સ્વભાવ અને વાતાવરણમાં કલ્પીએ છીએ. પણ આપણે ગામડાંમાં જતા નથી, ત્યાંની વસ્તુસ્થિતિનો અભ્યાસ કરતા નથી, ગામડાંનાં દુઃખ, મુશ્કેલી અને પ્રતિકૂલતાનો વિચાર કરતા નથી.

આપણી કેળવણીનો સૌથી મહાન અને અતિશય અક્ષમ્ય દોષ એ છે કે આપણા કેળવાયેલા, અલ્પ કે મહાન ડીગ્રીધારી યુવાનો ગામડાંમાં રહી શકતા નથી. ગામડાંનો રહીશ ડૉક્ટર બનેલો યુવક ગામડાંમાં રહી શકતો નથી, વકીલ બનેલો યુવક નાના કસ્બા કે તાલુકામાં રહી શકતો નથી, ગ્રેજ્યુએટ થયેલો શિક્ષક ગામડાંમાં રહી શકતો નથી. અરે, અલ્પ અભ્યાસ કરેલો મેટ્રિક કે નૉન-મેટ્રિક થયેલો પણ ગામડાંમાં રહી શકતો નથી. એમાંના કેટલાક નિખાલસતા દર્શાવતાં કહે છે, "શું કરીએ? ગામડાંમાં રહેવાની ઇચ્છા તો છે. પણ ત્યાં કમાવાનું સાધન અમારે માટે તો કશું જ નથી. અમારા ખરચા રહ્યા મોટા, અમારી જવાબદારી રહી વિશેષ, અમારા મિત્રો અને સ્નેહીઓનું ટોળું રહ્યું શહેરમાં, શહેરમાં અમને હવે ફાવી ગયું છે. થોડાક દિવસ દેશમાં જઇએ છીએ ત્યારે પણ મુંબાઈ તો દરરોજ અમારે સ્મરણે આવ્યા જ કરે છે."

મુંબાઈ! તારી બલિહારી ન્યારી છે. તારાં આકર્ષણ અવર્ણનીય અને અદ્ભુત છે. તારે ત્યાં આવેલો જીવનભર તારે ત્યાં જ રહે છે. એ ખરું છે કે ગામડાંના કેટલા ય લોકોને તેં કરોડાધિપતિઓ બનાવ્યા છે, એ ખરું છે કે તારે ત્યાં આવેલાનાં દાર્દર તેં દૂર કર્યાં છે, એ ખરું છે કે તેં તારી સંસ્કારિતાથી ગામડાંને સ્પર્શ્યાં છે.

એ પણ તું સાથે સાથે જાણે છે કે કોઈ કેળવાયેલો ડૉક્ટર તારે ત્યાં બેકારી ભોગવે, એના આશ્રયે આવેલા દર્દીઓની માંદગી લંબાવી લંબાવીને પરાણે પૈસા પ્રાપ્ત કરે, — છતાંય એ ગામડાંમાં જાય નહિ, ગામડાંનાં દુઃખી અને રોગી લોકોની માવજત કરે નહિ:

એ પણ તું જાણે છે કે તારે ત્યારે ત્યાં આવેલો કોઈ નવીન વકીલ મંદ પડેલા, ભૂખે મારતા વકીલાતના ધંધાને બળજબરીથી જકડી

રહે, અને મિનીટે મિનીટે સાચાંજૂઠાં આદરી પરાણે પેટનું પાટિયું ભરે તો પણ એ કસ્બા કે તાલુકામાં જાય નહિ, અને સેવાભાવી કાર્યો કરી વકીલાત શરૂ કરે નહિ;—

એ પણ તું જાણે છે કે તારે ત્યાં આવેલો કોઈ ગ્રૅજ્યુએટ શ્રીમંતનાં ઠોઠ છોકરાંઓનાં મગજમાં શિક્ષણને ઠોકીઠોકીને ભરતાં નિષ્ફળ બને અને કંટાળી જાય પણ તારે ત્યાં બનેલો આ ખાનગી પંતુજી ગામડાંનો પ્રસિદ્ધ પંતુજી બનવામાં શરમ અને સંકોચ અનુભવી ગામડાંમાં ન જાય અને શાંતિમય, સાદું, સંતોષી અને સેવાભાવી જીવન પસંદ ન કરે.

મુંબાઈ! તારે ત્યાં દરેકની લૉટરીનો નંબર લાગતો નથી એ જ તારી બલિહારી સાથે તારો વાંક છે.

ગામડાંમાં ભૂખ અને બેકારીથી પીડાતો, ગ્રામજીવનથી કંટાળેલો કે શહેરનાં આકર્ષણથી મુગ્ધ બનેલો કોઈ કારીગર, કોઈ ખેડૂત, કોઈ વણકર કે કોઈ વણિક કમાણી કરવા શહેરમાં જાય છે. ત્યાં પણ એની સ્થિતિ મુશ્કેલીભરી બને છે. શહેરમાં એને કોઈ જ ઓળખતું નથી. શહેરના લૉજવાળા એને લૂંટે છે, શહેરના નાટકસિનેમા એને લૂંટે છે, શહેરના શહેરીઓ એને મદદ કરતા નથી. શહેરના મેયર, શરીફ કે નાગરિકો એને પિછાનતા નથી. શહેરની સરકાર એને કાંઈ રસ્તો બતાવતી નથી. શહેરમાં ગમે તેવી, ગમે ત્યાં મજૂરી કે નોકરી મેળવી જીવન ગુજારે છે. કારીગર શહેરના કારખાનાનો નોકર બને છે.

કંઈક માસ પછી, કંઈક પૈસા કમાયા કેડે કામદાર બનેલો કૃષિકાર કારખાનેથી અને શહેરી જીવનથી કંટાળીને કદાચ શહેર અને કારખાનાને છેલ્લા પ્રણામ કરીને નિજગૃહપંથે સિધાવે છે. જ્યારે એ જાય છે ત્યારે અડધા માસનો પગાર કારખાને મૂકતો

જાય છે. શહેરનાં અનાજ, હવા અને સૂવાના સ્થાનથી એ કંટાળીને આનંદભેર ગામ ભણી જાય છે. એના કુટુમ્બને મળવાની એની હોંસ અજબ હોય છે. એની અણઘડ, અજ્ઞાન પણ પ્રેમભરી પ્રિયતમા માર્ગપ્રતીક્ષા કરતી ઊભી હોય છે. એ માતાનાં બાળકો પૂછતાં હોય છે. "બા, કાકા કયારે આવશે?" ત્યારે અદૃશ્ય આંસુ એ માતાની આંખમાં આવે છે, આછી કંપારી એના દેહે વછુટે છે, એનાં જાડાં મેલાં વસ્ત્રોમાં એનાં બાલુડાં ગેલ કરતાં હોય છે, એની આસપાસ એનાં પાડોશીઓની પત્નીઓ શહેરના સુધારાની, શહેરનાં આકર્ષણોની વાતો કરતી હોય છે. આ બાઈ ખાય છે, માત્ર જારનો રોટલો અને પાતળી છાશ, એ પહેરે છે થીંગડાં દીધેલી ગંદી મેલી સાડી અને એના ઘરઆંગણે હોય છે એક ભૂખે મરતી ગાય કે ભેંસ.

આ બાઈ એનાં બાળકો સાચવે છે, કૂવે પાણી ભરવા જાય છે, ગામડાના શ્રીમંતોનાં દળણાં દળે છે, તળાવે કે કૂવે વિના સાબુએ માટીમાં પલાળીને વસ્ત્રો ધુએ છે, ખેતરોમાં જઈને ઢોર માટે ઘાસ અને ચાર, ઘર માટે બળતણ અને દાતણ લાવે છે. રાત્રે ઘેંસ અને છાસ ખાઇ એનાં બાળકોને ગોદમાં લઈ સૂઈ જાય છે. અને એ વખતે શહેરમાં કમાણી કરવા સંચરેલા એના પ્રિયતમનો જાપ જપે છે. ગામડાનો ત્યાગ કરેલા કારીગર કે કૃષિકારની પત્નીની આવી પરિસ્થિતિ હોય છે.

કારીગર ગામડે પાછો આવે છે. ગ્રામવાસીઓને એ શહેરની વાતો કરે છે, થોડાક દિવસ એ ગામડાંમાં રહે છે. પુનઃ શહેરનાં આકર્ષણો એના સ્મરણે આવે છે. ગામડાનો રોટલો અને છાશ એને ભાવતાં નથી. શહેરના શોખનાં સાધનો ગામડામાં મળતાં નથી. અને કદાચ ગામડામાં એને ભરણપોષણનું સ્થાન હોય છતાં

ય એ શહેરમાં જાય છે. સાથે એની પત્ની અને બાળકોને પણ લઈ જાય છે. શહેરમાં નાનકડી ઓરડીમાં એ રહે છે. શહેરનાં આકર્ષણ અર્થે સુખેદુઃખે શહેરમાં રહે છે. ત્યાં એ બિમાર પડે છે, એની પત્ની અને બાળકો બિમાર પડે છે, ત્યાં એને ચોખ્ખાં ઘી કે દૂધ મળતાં નથી. છતાં ય એ શહેરનું જીવન પસંદ કરે છે.

ગામડાં ત્યાગીને જે પુરુષો શહેરમાં આવે છે તેમના માટે, તેમના ધંધા અને નોકરી માટે, આપણે આપણી ગ્રામયોજનામાં આ પ્રશ્નનું નિરાકારણ કરવું પડશે. શહેરમાં જઈને એઓ ઓછા બેકાર રહે, ઓછા દુઃખી થાય, સત્વર ધંધેદાર બને, એમની શક્તિ, તાકાત અને હોંશિયારી પ્રમાણે એમને ધંધો મળે, એમની લાયકાત અને પ્રામાણિકતા પ્રમાણે એમને યોગ્ય સ્થાન મળે, એવી સંપૂર્ણ યોજના આપણે આપણા આર્થિક વિકાસ અર્થે કરવી પડશે અને એનો સંપૂર્ણ અમલ સત્વર કરવો પડશે.

આજના આપણા પરદેશી શાસનમાં સહકારી મંડળની પ્રવૃત્તિ ગામડામાં અતિશય ધીમા વેગે ચાલી રહી છે. સરકાર, સરકારી માણસો, સરકારના સાગરીતો અને સહાયકો કહે છે કે આ પ્રવૃત્તિ તો પ્રજાએ એના સ્વાશ્રયે સ્થાપવાની છે. પ્રજાએ જ પહેલ કરવાની છે, અને એકલી પ્રજાએ જ ભાગ લેવાનો છે. સરકારની ફરજ એમાં વચ્ચે પડવાની નથી. સરકાર વચ્ચે પડે તો પરિણામ પણ સારું આવશે નહિ. આવી સલાહ આપનારા જરા પણ સમઝતા નથી કે ગામડાની પ્રજા અજ્ઞાન છે. સહકારી મંડળનું રહસ્ય, એ મંડળની ઉપયોગીતા, એ મંડળથી થતા લાભો વગેરેને ગામડાની પ્રજા જાણતી નથી કે સમઝતી નથી. ગામડે ગામડે આ પ્રવૃત્તિનો વેગભર્યો પ્રચાર કરવાની, આ પ્રવૃત્તિની આવશ્યકતા અને ઉપયોગીતા પ્રજાને સમઝાવવાની સરકારની ફરજ છે.

આ સહકારી પ્રવૃત્તિએ દુનિયાના દરેક દેશમાં ખેડૂતનું અને ગ્રામપ્રજાનું અવર્ણનીય કલ્યાણ કર્યું છે. આ પ્રવૃત્તિએ ખેડૂતની મુંઝવણ ભાંગી છે, એને સ્વતંત્ર, સુખી, પ્રામાણિક અને બીજાના દુ:ખમાં મદદ કરવાની ભાવનાભર્યો બનાવ્યો છે, આ પ્રવૃત્તિએ ડેનમાર્ક અને જર્મનીની આર્થિક ઉન્નતિમાં મહાન વેગ આપ્યો છે, ખેડૂતોનાં દુ:ખ અને સંકટ સંહાર્યાં છે અને નૂતન યુગ સર્જ્યો છે. પણ પરતંત્ર અને કમભાગી આ દેશમાં આ પ્રવૃત્તિની ઝડપ રગશિયા ગાડાની ઝડપ કરતાંય ઓછી છે. આજે આપણે ત્યાં સેંકડો ગામડાં છે અને ત્યાં આ પ્રવૃત્તિનું નામનિશાન નથી, ત્યાં આ પ્રવૃત્તિ વિષે એ પ્રજા કશું જ જાણતી નથી.

ગામડાંમાં નૂતન યુગ સ્થાપવા આ પ્રવૃત્તિ મહાન સાધન છે. એ જ આપણી ભાવિ આશાની ઈમારત છે. પણ આ ઈમારતનો પાયો આટલાં વરસો થયાં હજુ મજબૂત બન્યો નથી. એમાં નિષ્ફળતા આવી છે. એનું કારણ વ્યવસ્થા અને દેખરેખની ખામી છે, એનું કારણ પ્રજા અણકેળવાયેલી છે, એનું કારણ સેવાભાવી કાર્યકર્તાઓની ખામી છે અને એનું કારણ સરકારની બેદરકારી છે.

આપણી પ્રવૃત્તિને વિશાલ અને વ્યાપક બનાવવા, આ પ્રવૃત્તિ અંગે શિક્ષણ અને સમઝણ આપવા, એની આંટીઘૂંટી સમઝવવા, એની સ્થાપના પ્રત્યેક ગામડે ગામડે કરવા, આજે આપણી સરકાર કહે છે કે એમ કરવા એની પાસે સેવાભાવી માણસો નથી, અને યુદ્ધના આ દિવસોમાં એ સંબંધી વિચાર કરવા એને ઘડીની પણ ફુરસદ નથી.

અને જ્યારે બ્રિટિશ હિન્દના અને દેશી રાજ્યોના અમલદારો, મામલતદારો, વહિવટદારો, મહાલકરીઓ, અવલકારકુનો અને ફોજદારો ગામડાંમાં જાય છે ત્યારે તેઓ ગામડાંની ગરીબ પ્રજાના

પૈસે મોજશોખ ઊડાવે છે, મિષ્ટાન્ન અને મેવા આરોગે છે, મેમાનગીરી મેળવે છે, માન અને સલામો પ્રાપ્ત કરે છે; અને એમના અમલના બળે કોઈ ગરીબ ગામડિયાને દમદાટી આપીને પૈસા મેળવે છે, કોઈ સુખી ગામડિયાને ધમકાવીને પૈસા કઢાવે છે, કોઈ શ્રીમંત ગામડિયાની ખુશામત કરીને પૈસા કઢાવે છે. કોઈનું અપમાન કરે છે, કોઈને મહેરબાની દર્શાવે છે અને કોઈની પ્રશંસા કરે છે. એમ કરીને પોતાનાં ખિસ્સાં તર કરે છે. આ અમલદારો ગામડાંની પ્રજા આગળ એમની શ્રેષ્ઠતા અને મહત્તા દર્શાવે છે, એમને રમાડે અને રંજાડે પણ છે, અને એ પ્રજાના રોટલા ખાઈ એમની જ પાસેથી લાંચરુશ્વત લે છે. ગામડાંની મુલાકાતે આવેલા આ અમલદારો સહકારીમંડળની પ્રવૃત્તિ વિશે પ્રજાને કાંઈ કહેતા નથી, કાંઈ સમઝાવતા નથી, પ્રજામાં પ્રગતિની ભાવના ઉત્પન્ન કરતા નથી, પ્રજાના દૃષ્ટિબિન્દુમાં કાંઈ ફેરફાર કરતા નથી. અક્કડ બનીને એઓ ગામડાંમાં આવે છે, અક્કડ થઈને ગામડાંમાંથી જાય છે. આ અમલદારોએ એમના અમલના દોરથી પ્રજાને બીકણ બનાવી છે અને પ્રજાના સ્વમાનનો નાશ કર્યો છે.

આપણાં ગામડાંનું ધન છે એમનાં ઢોરો. આ ઢોરોની સંખ્યા ઘટતી જાય છે. આ ઢોરો નિર્બળ અને દમ વિનાનાં બન્યાં છે. ગામડાંની પ્રજાને આથી દૂધ, દહીં, છાશ, માખણ અને ઘી પૂરતા પ્રમાણમાં મળતાં નથી. ઢોરોને પ્રથમની માફક ઘાસચારો કે અનાજ હવે ગામડાંમાં મળી શકતાં નથી. ગામડાંની પ્રજા એથી ગાય કે ભેંસ ઘરઆંગણે બાંધી શકે એમ નથી. નિર્બળ બનેલાં ઢોરોનાં બચ્ચાં નિર્બળ થાય છે. ઢોરોની ઓલાદ ઉત્તરોત્તર બગડતી જાય છે. ઢોરઊછેરનો પ્રશ્ન એ ગામડાંનો મહાન પ્રશ્ન છે. ઢોરોને કેમ સારાં, બળવાન બનાવવાં, એમનાં બચ્ચાંને કેમ સારી

રીતે ઊછેરવાં, એમની માવજત કેમ કરવી, એમની પ્રત્યે ક્રૂરતા આદરતાં કેમ અટકવું, એમને મનુષ્યો માફક કેમ સાચવવાં, અને એમને સુખી, નીરોગી બનાવીને એમની પાસેથી સારામાં સારો લાભ કેમ સંપાદન કરવો—આ પ્રશ્ન ગામડાં માટે અતિશય આવશ્યક છે.

આજે તો ઘણાંય નધણિયાતાં ઢોરો ગામડાંમાં રખડે છે, ઘણીયે રોગી ગાયો અને ભેંસો, ઘણાય રોગી બળદો અને આખલાઓ ગામડાંમાં રખડે છે. એઓ ગામડાંના લોકોને રંજાડે છે. બેફીકરા બનેલા એમના માલીકો ગામડાંની પ્રજાના તિરસ્કાર અને શાપ સહન કરે છે. આમ ઢોરોનો પ્રશ્ન ગામડાંમાં ગંભીર બન્યો છે. આ પ્રશ્નનું નિરાકરણ કરવા કોઈજ તૈયાર નથી.

હજુ સુધી પણ આપણે ત્યાં ગામડાંનું, ગામડાંની પ્રજાને લગતું, એ પ્રજાના રસ સારુ કાંઈજ સાહિત્ય નથી. વ્યોમ, વાદળી, વીજળી અને મેહુલાનાં આપણે ત્યાં સરસ કાવ્યો છે. એવાં કાવ્યો સર્જનારા કવિઓ પણ છે. શહેરના સામાજિક જીવનનું નિરૂપણ કરનારી આપણે ત્યાં સેંકડો વાર્તાઓ અને નવલિકાઓ છે. આપણા પ્રાચીન પૂર્વજોની મહત્તા, ભવ્યતા અને પ્રતિભા દર્શાવતી આપણે ત્યાં ઐતિહાસિક નવલકથાઓ પણ છે. બંગાળી નવલકથાઓના આપણે ત્યાં અનુભવી ને વિખ્યાત ભાષાંતરકારો છે. પણ ગ્રામજીવન અંગેનું આપણે ત્યાં અલ્પ અને નામનું જ સાહિત્ય છે જ્યારે આપણું શહેરી સાહિત્ય દિનપ્રતિદિન વધતું જાય છે.

એવા સાહિત્યથી આપણે શહેરીઓ સંસ્કાર અને સુધારામાં આગળ વધતા જઈએ છીએ અને સંસ્કારિતા સંપાદન કરીને ઉલ્લાસ-મય જીવન ગુજારીએ છીએ. આપણા આવા જીવનમાં, આપણા આવા સાહિત્યના શોખમાં આપણને ગ્રામસાહિત્ય પ્રત્યે સૂગ ઉત્પન્ન થાય છે. કોઈ ગ્રામજીવન અંગેની વાર્તા કે નવલકથામાં આપણને

રસ કે આનંદ નથી. ગ્રામજીવન અંગેનું કોઈ કાવ્ય લખાય તો આપણને એની કદર નથી, એને માટે રસ નથી.

આપણું શહેરી સાહિત્ય આપણે ગામડામાં ધકેલીએ છીએ. એનાં અસર, પ્રચાર કે ઉપયોગીતા ગામડાંમાં માત્ર મર્યાદિત જ બને છે. ગામડાંમાં એ પ્રજાને એનું સાહિત્ય મળતું નથી, એ સાહિત્ય કોઈ સર્જતું નથી, એમાં વૃદ્ધિ નથી કે વિકાસ નથી. આ ગ્રામવાસીઓને 'સરસ્વતીચંદ્ર,' 'ઈન્દુકુમાર' કે 'ગુજરાતનો નાથ' માં જરી યે સમઝણ પડતી નથી. એમાં એમને રસ નથી, આવું શહેરી સાહિત્ય એમના જીવનને સ્પર્શતું નથી.

આપણા ગુજરાતને આજે જોઈએ છે વિપુલ ગ્રામસાહિત્ય. જ્યારે આવું ગ્રામસાહિત્ય રચાશે, જ્યારે ગામડાંની પ્રજા એ સાહિત્ય વાંચી એનાં દુઃખ જાણશે, પછી ભાવના અને મહત્ત્વાકાંક્ષા સેવશે, પછી એમની ઉન્નતિ કરવાની એમની ઈચ્છા જાગ્રત થશે, ત્યારે આપણાં ગામડાંમાં સંસ્કારિતાનો પ્રચાર થશે, ત્યારે આપણે ગ્રામવાસીઓમાં વિકાસની અને સ્વદેશાભિમાનની ભાવના સર્જી શકીશું, એમનાં દૃષ્ટિબિન્દુ વિશાળ અને સર્વગ્રાહી બનાવીશું, એમની અવિદ્યા દૂર કરીશું. જેમ જેમ ગ્રામસાહિત્ય વધતું જશે, જેમ જેમ એનો પ્રચાર વિપુલ બનશે તેમ તેમ ગ્રામપ્રજાની ભણતર પ્રત્યેની આજની અરુચિ ઓછી થશે, અને વિદ્યા સંપાદન કરવા એમની હોંશ અને ધગશ અવર્ણનીય બનશે. એટલે ગ્રામ-સાહિત્ય જ ગામડાંમાં મહાન વિપ્લવ કરશે, ગ્રામસાહિત્ય જ ગામડાંમાં સર્વદેશીય વિકાસનું મહાન સાધન બનશે !

આપણા ભણેલાઓ શહેરમાં રહી શહેરી જીવનને સ્પર્શતું સાહિત્ય સર્જે છે તેવી જ રીતે એ ભણેલાઓ જો ગામડાંમાં રહેશે તો વિશેષ વાસ્તવવાદી, વિશેષ લાગણીભર્યું, વિશેષ ઉપયોગી ગ્રામ-

સાહિત્ય સર્જી શકશે. કવિ અને કુદરતના લેખમાં આપણે જોયું કે સાહિત્યકારની આજુબાજુ જેવું વાતાવરણ તેવું તેનું સાહિત્ય. આપણા આજના જ કવિઓ, નવલકથાકારો અને લેખકો થોડો સમય જો ગામડાંમાં રહેશે તો ગ્રામજીવનને અંગે કવિતા, વાર્તા અને લેખો સારામાં સારી રીતે લખી શકશે. પછી એમને અનુભવ થશે કે આજદિન સુધીના એમના સાહિત્યની ઉપયોગીતા અને પ્રચાર અલ્પ જ હતાં અને ખરેખરું સાહિત્ય તો પ્રજાના મોટા ભાગના ગ્રામવાસીઓ માટે જ સર્જવાનું છે.

પ્રશ્ન એટલો જ છે કે આ સાહિત્યકારોને ગામડાંમાં કેમ રાખવા, ગામડાંમાં રાખવા માટે એમના યોગ્ય નિર્વાહ માટે કેમ વ્યવસ્થા કરવી. આપણે ત્યાં રાષ્ટ્રીય સરકારની સ્થાપના થયા પછી આપણી એ સરકાર અને આપણા સાહિત્યકારોએ એકઠા થઈને આ પ્રશ્નનું સફલતાપૂર્વક નિરાકરણ કરવું પડશે. શહેરનાં આકર્ષણ સુખ, સગવડ, આનંદપ્રમોદ અને વિહારનાં સ્થાનોની મોહકતા વિસરી, ઉલ્લાસ અને સુખને ત્યાગી આપણા સાહિત્યકારોએ રાજી-ખુશીથી ગામડાંમાં રહેવું પડશે, ગામડાંનાં લોકોના સામાજિક જીવનનો અભ્યાસ કરવો પડશે; અને પછી ગામડાંના લોકોને ઉપ-યોગી, એમનાં જીવનને અનુરૂપ, રસિક અને સાદું સાહિત્ય સર્જવું પડશે.

આ કર્તવ્ય સાહિત્યકારો માટે કદાચ કઠણ બને. પણ જે સાહિત્યકાર માને છે કે સાહિત્ય એ જનસમાજની સેવાઅર્થે છે, જે સમજે છે કે સાહિત્ય એ ધંધો નથી પણ સાહિત્ય સર્જવાની શકિત તો જનતાની સેવા કરવા કિરતારે આપેલી બક્ષિસ છે, જે જાણે છે કે સાહિત્યથી જીવનમાં શ્રીમત્તા કે સુખ મેળવવાનાં નથી, પણ સાહિત્ય જીવનની કોમળતા, લાગણી, ભાવના અને પીડા

વ્યક્ત કરવા અર્થે છે, જે જાણે છે કે સાહિત્ય નૂતન સંસ્કાર અને વિદ્યાની વૃદ્ધિ અર્થે છે, સાહિત્ય મનના ઉલ્લાસ અને બુદ્ધિની વિચારણા અર્થે છે, એવા સાહિત્યકારને ગામડું જરૂર ગમી જશે, ગ્રામજીવન જરૂર પસંદ પડશે અને એમ કરીને એ એના સાહિત્ય-માં એના જીવનમાં ઘણો જ વિકાસ કરી શકશે, ગામડાંની અવર્ણ-નીય સેવા કરી શકશે, ગ્રામપ્રજામાં એ પકાશે અને કીર્તિ સંપાદન કરશે — ત્યારે એના સાહિત્યનો એ પ્રજામાં વિશાલ પ્રચાર થશે અને ત્યારે એને એના ભરણપોષણની જરાપણ મુશ્કેલી નહિ જ રહે.

જેમ ગામડાંમાં એમને ઉપયોગી અને અનુરૂપ સાહિત્યની અતિશય આવશ્યકતા છે તેવી જ રીતે પ્રત્યેક ગામડામાં ગામડાંના ઉપયોગી પ્રશ્નો ચર્ચતાં, ગામડાંના લોકોમાં રસ ઉત્પન્ન કરતાં, વર્ત-માનપત્રો અને માસિકોની પણ આવશ્યકતા છે. આવાં વર્તમાન-પત્રો અને માસિકો આપણે ગામડે ગામડે મોકલવાની વ્યવસ્થા કરવી પડશે. આપણાં આજનાં છાપાં અને માસિકો પ્રાયઃ એવા વિષયો ચર્ચે છે કે એમાં ગ્રામ પ્રજાને જરા એ આનંદ કે રસ ઉત્પન્ન થતો નથી. આ માટે આપણે આપણી યોજના પદ્ધતિસર આદરવી પડશે. અને એમ કરીને જ ગ્રામયોજનાનો પ્રચાર સર્વવ્યાપી બનાવવો પડશે. જ્યારે આવો પ્રયાસ શરૂ થશે ત્યારે ગામડાંમાં પ્રગતિ, ઉત્સાહ, જ્ઞાન અને નવીન વસ્તુ જાણવાની આતુરતા ઉત્પન્ન થશે.

આપણાં ગામડાંનો પુનરુદ્ધાર કરવા આજ દિન સુધી જે કાંઈ પ્રયાસો કરવામાં આવ્યા છે તે તો માત્ર નામના જ છે. આ ગામડાં-માં સુધારા કરવાનું કાર્ય સહેલું નથી. ત્યાં વિદ્વત્તા કે પંડિતાઈભર્યાં ભાષણોની જરૂર નથી, ત્યાં પ્રચાર કરવાની ઈચ્છાથી પ્રચાર થઈ શકવાનો નથી, ત્યાં ઉપદેશ દેવાની વૃત્તિથી ઉપદેશ આપી શકાય

એમ નથી, ત્યાં ગંભીર અને અતડા સ્વભાવવાળા આદમીઓથી સુધારા કરી શકાય એમ નથી, અને છૂટાછવાયા પ્રયાસથી ગામડાંનો પ્રશ્ન ઊકેલી શકાય એમ નથી.

આપણા સત્તાધીશોએ કુનેહથી કામ કરવું પડશે. આપણા ભણેલાઓએ ત્યાં રહેવું પડશે, આપણા સમાજસેવકોએ ગામડાંમાં રહી ગામડીઆ થવું પડશે. એમણે ગામડાંના લોકો સાથે હરવુ-ફરવું પડશે. એમને હસાવતાં આવડવું પડશે, એમના દુઃખમાં સહાનુભૂતિ અને સાહાય્ય કરવી પડશે.

આ ગામડાંમાં હળવે હળવે સુધારાની વાતો કરવાની છે, ધીમે ધીમે ત્યાં પ્રવર્તી રહેલાં સામાજિક અનિષ્ટોના નાશની આવશ્યકતા પ્રજાના માનસમાં ઠસાવવાની છે. એવી રીતે ત્યાં સુધારા કરવાના છે કે તેથી ગામડાંના લોકોમાં કુસંપ ઉદ્ભવે નહિ, તેથી ગામડાંના લોકોમાં સામાજિક છિન્નભિન્નતા ઉત્પન્ન થાય નહિ, તેથી ગામડાંમાં અસંતોષ અને પરસ્પર ઝનૂની બે ત્રણ દળો સ્થપાય નહિ. આવી વ્યવસ્થિત યોજના આદરીને આપણે ગામડાંમાં સુધારા કરવા પ્રયાસ કરીશું તો જરૂર સફલતા પ્રાપ્ત થશે.

ગામડાંમાં મહાન પરિવર્તન આણવા માટે ત્યાં નૂતન કેળવણી સ્થાપવી પડશે અને સાથે સાથે પ્રત્યેક ગામડામાં એની અનુકૂળતા અનુસાર ગૃહઉદ્યોગો સ્થાપવા પડશે. આપણી કેળવણી આજની પદ્ધતિએ તો નિષ્ફળ નિવડી છે. એની વિશેષ નિષ્ફલતા શહેરો કરતાં ગામડાંમાં જણાય છે. ગામડાંમાં જે પદ્ધતિની કેળવણીની જરૂર છે તેવી પદ્ધતિની કેળવણી પ્રત્યેક ગામડામાં દાખલ કરવી પડશે.

વર્ધા યોજનાના ટીકાકારો મનગમતી એની ટીકા કરી શકે છે. પણ વર્ધા પદ્ધતે જ કેળવણી સ્થાપીને આપણાં ગામડામાં આપણી અજ્ઞાન પ્રજાને જ્ઞાન આપીશું, આપણાં ગામડાંમાં ગૃહઉદ્યોગો સ્થાપીશું,

આપણાં ગામડાંની ભૂતપૂર્વ આર્થિક સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકીશું અને આપણી ગ્રામપ્રજાને સ્વાશ્રયી અને સ્વતંત્ર બનાવી શકીશું. કેળવણીની આ પદ્ધત ગ્રામપ્રજાની બેકારી અટકાવશે, સાદાઈ શીખવશે, અને પ્રત્યેક ગામડામાં પ્રમાદ અને નિષ્ક્રિયતાનો નાશ કરીને પ્રજામાં સતત કર્તવ્યપરાયણતા ઉત્પન્ન કરશે. આ કેળવણી વિશેષ વ્યવહારું છે, ગ્રામપ્રજા માટે વિશેષ લાભદાયક, રસપ્રદ અને આકર્ષક છે. આ કેળવણી ખેડૂતના બાળકને એના બાપના ધંધા માટે વિશેષ જ્ઞાન આપશે, વિશેષ સૂચના આપશે, વિશેષ રસ ઉત્પન્ન કરશે અને ખેતીને વિશેષ આબાદીએ લઈ જશે.

ગામડાંમાં ગૃહઉદ્યોગની સ્થાપના સત્વરે કરવાની જરૂર છે. ગૃહઉદ્યોગો ગામડે ગામડે, અને એ ગામડાંનાં પ્રત્યેક ઘેર ઘેર આપણે સ્થાપવા પડશે. કયા કયા ગૃહઉદ્યોગો અનુકૂલ આવશે, કયા કયા જરૂરી અને વિશેષ આવક આપનારા છે, એમાં કયાં કયાં શાસ્ત્રીય જ્ઞાન–Technical Knowledge–અને યંત્રોની આવશ્યકતા છે, જાપાન અને અન્ય દેશોનું આ સંબંધમાં કેવું અને કયાં કયાં અનુકરણ કરવાનું છે, આ ગૃહઉદ્યોગો વાસ્તે કયાંથી અને કેવી રીતે મૂડી–Capital–પ્રાપ્ત કરવાની છે, આ ગૃહઉદ્યોગો ખેતીને કેવી રીતે મદદકર્તા અને અનુકૂલ નિવડવાના છે, આ ગૃહઉદ્યોગો કેવી રીતે નૂતન વસ્તુઓ સર્જીને વિશેષ આકર્ષક બનાવવાના છે, એમનાં ઉત્પન્ન કેવાં રમણીય અને મનોહર બનવાનાં છે–આ બધું જ ગૃહઉદ્યોગની સ્થાપના કરતાં આપણે બારીકાઈથી વિચારવાનું છે.

આપણાં ગામડાંમાં એકસરખી પ્રગતિ કરવા આપણે જમીન મહેસૂલની પદ્ધતિ પણ હિન્દના પ્રત્યેક ગામડામાં એકસરખી રાખવી પડશે. ઝમીનદારી, મહાલવારી કે રૈયતવારી પદ્ધતોને બદલે એક જ નૂતન પદ્ધત સર્વ ગામડાંમાં સ્થાપવી પડશે. જમીનની

માલીક ભલે સરકાર હોય, પણ ખેડૂતો અને ગણોતીઆને એમ જ લાગવું જોઈએ કે જમીનના માલીક એઓ પોતે જ છે. સરકાર માલીક નથી, ઝમીનદારો માલીક નથી, પણ જેઓ જમીન આજ સુધી ખેડતા આવ્યા છે એઓ જ જમીનના માલીકો છે. આ ભાવના ખેડૂતોમાં જાગ્રત થતાં એઓ એમની ખેતીમાં રસ લેશે, ખેતરમાં યોગ્ય ખાતર નાંખશે, અને જમીનમાતાની પ્રેમ અને વિશ્વાસથી સેવા કરશે. માલીકપણાની ભાવના ઉત્પન્ન થતાં ખેડૂતને લાગશે કે જમીન એમની છે, એમની રહેવા સદા સર્જાયેલી છે. એ નિડર અને નિર્ભય બનશે.

જમીન મહેસુલ માટે આપણે એક જ પ્રકારની પદ્ધત નક્કી કરીશું ત્યારે ઝમીનદારીનો તો આપણે અંત લાવવો જ પડશે; કારણ કે જ્યાં સુધી ઝમીનદારી પદ્ધત છે ત્યાં સુધી આપણી ખેતી, આપણા ખેડૂતો અને ઝમીનદારી નીચે આવેલાં આપણાં સર્વ ગામડાંઓનો ઉદ્ધાર નથી. દેશી રાજ્યોનો પ્રશ્ન જે આજે વિકટ બન્યો છે એવો જ પ્રશ્ન ઝમીનદારોનો છે. આપણા દેશી રાજાઓ રામરાજ્ય સ્થાપવાના નથી અને પ્રજાને સંપૂર્ણ સ્વતંત્રતા આપી સુખી બનાવવાના નથી, તે જ પ્રમાણે ઉત્તર હિન્દના આપણા ઝમીનદારો ખેડૂતોના નિઃસ્વાર્થ પાલક પિતા બનવાના નથી અને ખેડૂતોને સુખ આપવાના નથી. જેમ આપણા સ્વતંત્ર થયેલા હિન્દમાં દેશી રાજાઓ આજની પદ્ધતે શાસન નહિ જ કરી શકે તેમ આપણા ઝમીનદારો પણ ખેડૂતો પ્રત્યે આજનાં જેવાં વલણ કે વર્તન નહિ જ રાખી શકે. આ બંન્ને પદ્ધતમાં મહાન પરિવર્તન આપણી સ્વતંત્ર સરકાર કરશે.

આપણાં દુઃખી અને અજ્ઞાન ગામડાંમાં સૌથી આકર્ષક વસ્તુ એમની ભજનમંડળીઓ હોય છે. પ્રત્યેક ગામડામાં એક બે પ્રખ્યાત ભક્તો હોય છે, આ ભકતો ગામડાંમાં પૂજાય છે. એઓ પણ દેવાદાર

હોય છે, ખેતી કરે છે અને સુખેદુઃખે એમનો સંસારવ્યવહાર ચલાવે છે. મધ્યરાત્રિ સુધી આ ભક્તો એમનાં ઘેરે કે એમનાં ખેતરોમાં ભજનની ધૂન મચાવે છે. ત્યારે ગામડાંનાં અભણ અને ભણેલાં સ્ત્રીપુરુષો એકઠાં થાય છે, ત્યારે આનંદ અને ઉલ્લાસ દરેકના મુખ પર દૃષ્ટિગોચર થાય છે, ત્યારે દરેક જણ પોતાનાં દુઃખ વિસરી રામનામની ધૂનમાં એકાગ્ર અને લીન બને છે. ભજન પછી ધર્મની વાતો અને ઉદાહરણો, ફરી પાછાં ભજન, ફરી પાછો ધર્મનો ઉપદેશ — એમ સત્સંગ થઈ રહ્યો હોય છે. આ ભક્તોને ગામડાંના અન્ય ખેડૂતો અને કારીગરો પોતાને ત્યાં ભજન કરવા બોલાવે છે, ત્યાં ગામડાંના લોકોને આમંત્રણ અપાય છે અને કહેવાય છે, "મારે ત્યાં આજે ભજન છે, પધારજો."

શાળામાં જરા યે જેણે અક્ષરજ્ઞાન કે અભ્યાસ નથી પ્રાપ્ત કર્યા તેને સારા સારા ભક્તોનાં ભજનો યાદ હોય છે. ત્યાં ધીરાની કાફી, ભોજા ભગતના ચાબખા, નરસિંહ, મીરાં અને રામદેવ પીરનાં ભજનો ગવાય છે. મધ્યરાત્રિએ આ ભજનમંડળી ગાય છે,

"અંતે સંતને તેડાવે રે હરિનું ભજન કરવા,
કરમાં માળા ઝાલી રે મૂરખ સૂતો જ્યારે મરવા –
નાનપણે ઘરધંધામાં ધાયો, વૃદ્ધપણે ગુણ ગાય,
ઘર લાગ્યું ત્યારે કૂવો ખોદાવે, એ અગ્નિ કેમ ઓલવાય ?
જીતી બાજી હાર્યો રે, પથ્થરને નાવે બેઠો તરવા. —"

આમ ભજનોની રમઝટ ચાલે છે. તંબુરાનો ઝીણો સ્વર અતિ આનંદદાયક બને છે. ભક્તો અને આસપાસનાં લોકો ભજનમાં રાગ પૂરાવી આંખ બંધ કરી દે છે. આ ગામડાંનાં ભજન એ ગામડાંનું ઉજ્જ્વળ જીવન છે. એ એકતારાનો અવાજ, જૂનાંપુરાણાં કોઈના ઘરનાં નરઘાં, ઘસાઈ ગયેલાં કોઈના ઘરનાં ખલબલિયાં, જમીન પર

પાથરેલી મેલી મોદ, કોથળાનાં કંતાન, પવનના ઝપાટા સહન કરતો તેલનો દીવો: આ સર્વ આપણાં ગામડાંની સાદાઈ અને સંસ્કારિતાનો આવિર્ભાવ કરે છે. ભજન ગાતાં ગામડાંની પ્રજાનાં હૃદય અને આત્મા એકતારાના સ્વર સાથે એકતાન બને છે અને આથી આ ગરીબ ગ્રામવાસીઓ આર્થિક દુઃખમાં આત્માનો ઉલ્લાસ અનુભવતાં જણાય છે.

પણ આ ભજનમંડળીના આગેવાનો, ભક્તો અને એમાં સાથ આપનારા સાગરીતો એક દૂષણથી પીડાય છે. આ ભજનમંડળીમાં તમાકુ છૂટથી વપરાય છે. બીડીઓ અને ચલમોના ધુમાડાના ગોટે ગોટ જોવામાં આવે છે. હુક્કાના ગડગડ અવાજ સંભળાય છે. કોઈ વાર ગાંજો પણ વપરાય છે. અને આ ભજનમાં કોઈવાર ભંગ પણ પડે છે. કોઈવાર ચર્ચા અને વાદવિવાદ કરતાં તકરાર અને ઝગડાઓ પણ ઉત્પન્ન થાય છે.

ગામડાની ભજનમંડળીમાં કોઈ કોઈ વાર સંતપુરુષ કે મહાત્મા આવી પહોંચે છે, અને તે દુઃખી ગ્રામવાસીઓને શિખામણ અને ઉપદેશ આપે છે. આ સંત પુરુષ પ્રત્યેક ગામડાની મુલાકાત લે છે, પ્રત્યેક ગામડાનાં ભક્તો અને ધર્મ માટે જિજ્ઞાસુ પુરુષોને આકર્ષે છે. ગામડાંનાં દુઃખનો ઇતિહાસ આ પુરુષ સારી રીતે પિછાને છે. ભજન પૂર્ણ થયા પછી ખેતર કે વાડામાં એમને માટે બનાવેલી ઝુંપડીએ એ જાય છે. ત્યારે અપરિમિત બ્રહ્મ સાથે એકલીન થવાને બદલે ગ્રામવાસીઓનાં દુઃખનાં વિચારો, દુઃખનાં કારણો, દુઃખ દૂર કરવાના ઉપાયો એમનો આત્મા વિચારી રહ્યો હોય છે. ગામડાંની ગરીબાઈ અને બેકારી, એ વધી પડેલી ગરીબાઇથી ગામડાંમાં વધી પડેલા રોગ અને દોષ દેખી એમની કલ્પના કંપવા લાગે છે. સ્વેચ્છાએ સ્વીકારેલા ત્યાગનું રહસ્ય પોતે પિછાને છે. પણ પરાણે

કરવો પડતો ત્યાગ, આવી પડેલાં દુઃખ ગામડાંની સ્થિતિ ભયંકર બનાવતાં જણાય છે. ગરીબાઈ એ મહાન રોગ એમને દેખાય છે. એ ગરીબાઈનું મૂળ કેમ ભસ્મીભૂત થાય, એ નાશથી ગ્રામપ્રજા કેમ સર્વ પ્રકારની પ્રગતિ કરે એ સ્વપ્ન આ સંન્યાસીના અંતરમાં ખડું થાય છે.

આ સંતપુરુષને અનુભવ થાય છે કે એમની પેઠે એકલ-વિહારી સંન્યાસી થવા ગામડાંના લોકો અધિકારી નથી, લાયક કે તૈયાર નથી. ગરીબાઈએ ઉત્પન્ન કરેલી ગામડાંની હજારો અને લાખો ગુંચવણો જોઈ આ સંત આભા બની જાય છે. હિન્દનાં પુરાણ, શાસ્ત્ર અને ધર્મથી રંગીત એમની મનઃશકિત, ગીતાના ઊંડા અભ્યાસને અંતે વિકસેલું એમનું બુદ્ધિબળ, વેદ અને ઉપનિષદથી જાગ્રત થયેલો એમનો અંતરાત્માઃ આ સર્વ ગામડાંનાં આર્થિક વિકાસની કલ્પના કરી રહ્યા હોય છે. પરમાત્મા પિછાનવા પોતે ત્યાગ અને સંન્યસ્ત લીધાં હતાં. તે ક્ષણે એમને લાગ્યું હતું કે માત્ર ત્યાગથી જ જીવનવિકાસ શકય છે, પછી એમણે જગત જોયું, હિન્દનાં ગામડાંની કરુણ દશા દેખી. ત્યારે એમને અનુભવ થાય છે કે ગરીબાઇ આત્માની અધોગતિ કરે છે, જીવન બળને છિન્નભિન્ન બનાવે છે. 'વસુ વિના નર પશુ' એ સૂત્રમાં રહેલું સત્ય મધ્યરાત્રિના ધ્યાનમાં આ સંતપુરુષને સ્વીકારવું પડે છે. એમને અનુભવ થાય છે કે ગરીબાઇને કારણે એમના ભકતો અને અનુ-યાયીઓ બુદ્ધિથી અને આત્માથી પામર બનતા જાય છે. વિદ્યા અને જ્ઞાન એક મહાન અને સર્વોત્તમ બળ એમણે માન્યું હતું અને ગામડાંનો અનુભવ થતાં તેટલું જ બળ લક્ષ્મીમૈયાનું એમને અત્યારે જણાય છે. બેમાંથી કયું શ્રેષ્ઠ? કયું સુખદાયક અને ઈચ્છનીય? એમણે જોયું કે એ પ્રશ્ન ગામડાં માટે અત્યારે નહોતો. ગામડાં માટે માત્ર એક જ પ્રશ્ન હતો, "કાલે ખાવું શું?" એ વિના વિદ્યા

ક્યાંથી ? સંસ્કાર અને શિક્ષણ ક્યાંથી ? અને દીનતાથી, જીવનની નીરાધારીમાં સ્વીકારેલા ત્યાગના મહિમા અને ગૌરવ શાં ? હિન્દના હજારો સાધુબાવાઓ જીવનને વેડફતા આ સંતની દૃષ્ટિએ પડે છે અને આજના ધર્મમાં વ્યાપેલી વિષમતા એમનાં હૃદયને દુઃખ દે છે.

ગામડાંમાં આવા સંત પુરુષ વિરલ પ્રસંગે જઈ ચડે છે. એ ગામડાંની સેવા કરી શકે છે. આપણી આર્થિક યોજનાની શરૂઆત આપણે આવી ભજનમંડળીના માણસોદ્વારા કરીશું તો આપણી શરૂઆત સારી રીતે થશે; કારણ કે ગામડાંમાં ધર્મની ભાવનાને સંતોષીને આપણે ખરેખરો વિકાસ કરીશું. આપણા કાર્યકર્તાઓએ ગામમાં દાખલ થતાં પ્રથમ ભજનમંડળીમાં ભમવું પડશે, એ મંડળીના સભાસદ થવું પડશે.

જ્યારે આપણે સંપૂર્ણ સ્વતંત્રતા પ્રાપ્ત કરીશું, જ્યારે અલ્પ સમયમાં ગામડાંનાં ગૃહઉદ્યોગ અને ખેતી વિકાસની અવધિએ પહોંચશે, જ્યારે ગામડાંનાં દુઃખ અને બેકારી દૂર થશે, જ્યારે પ્રત્યેક ગ્રામવાસી સંસ્કાર અને વિદ્યાથી સંપાદિત બનશે, જ્યારે પ્રત્યેક ગામડું વ્યવહારનાં અને અવરજવરનાં સાધનોથી પરસ્પર અને શહેરો સાથે સંકળાશે, ત્યારે ગામડાની સ્થિતિ આબાદીને શિખરે પહોંચશે, ત્યારે આજનું ગામડું મટી એ નૂતન ગામડું બનશે, ત્યારે ગામડાં અને શહેરો એક જ બનશે, ત્યારે શહેરવાસીઓનો અને ગ્રામવાસીઓના જીવનમાં એકતા સ્થપાશે–બંને વચ્ચે સહેજ અંતર છતાં ય બંને એક જ બનશે, અને પછી હિન્દનો સમગ્ર વિકાસ સર્વદેશીય બનશે. હિન્દનાં ગામડાંનો આવો વિકાસ થતાં સોનાનો સૂરજ આપણા દેશમાં ઊગશે. આપણાં ગામડાં ઉન્નત બનતાં આપણી આર્થિક ઉન્નતિ દુનિયાના બધા જ દેશોમાં અજોડ બનશે.

# આજની શિક્ષણપદ્ધત અને બેકારી

મહાન બનવાની ઇચ્છાવાળો કોઈ આદમી એના જીવનનું ધ્યેય નક્કી કરે છે. આવા ધ્યેય કે મહત્ત્વાકાંક્ષાની સિદ્ધિઅર્થે અમુક પ્રકારનું જીવન જીવવાની શરૂઆત કરે છે, સેંકડો સંકટો સહન કરે છે, મહાન પ્રયાસ અવિરત પણે ચાલુ રાખે છે. આવી કપરી કસોટીમાંથી પસાર થઈને એ પોતાનું ધ્યેય પ્રાપ્ત કરે છે, પોતાની મહત્ત્વાકાંક્ષાને સંતોષે છે અને જીવન સાર્થક બનાવે છે. આપણી સામાજિક, રાજકીય, ધાર્મિક કે કેળવણીની સંસ્થાઓની સ્થાપના આવી રીતે સમષ્ટિની મહત્વાકાંક્ષા પોષવા અને પ્રગતિ કરવાના હેતુથી કરવામાં આવે છે.

જેમ ધ્યેય વિનાનો પુરુષ જીવનમાં નિષ્ફળ બને છે તેમ ધ્યેય વિનાની એક પણ સંસ્થા, વ્યકિત કે સમષ્ટિનું કલ્યાણ કરવા નિષ્ફળ બને છે. સમાજના અગ્રેસરોએ સ્થાપેલી સર્વ પ્રકારની સંસ્થાઓ જ્યારે સમાજનું શ્રેય નથી કરી શકતી ત્યારે એ સંસ્થાઓનો નાશ કુદરતના ક્રમ પ્રમાણે આવશ્યક બને છે, ત્યારે એ સંસ્થાઓમાં પરિવર્તન કરવા સૌ કોઈ ઇચ્છી રહ્યા હોય છે અને ત્યારે એ સંસ્થાઓ સામે કડકમાં કડક ટીકાઓ કરવામાં આવે છે અને નૂતન સંસ્થાઓ સ્થાપવાની યોજનાઓ, કલ્પનાઓ અને ભાવનાઓ સમાજ સુધારકોના મનમાં ઉત્પન્ન થાય છે.

આપણી આજની શિક્ષણપદ્ધત અને એ પદ્ધતે શિક્ષણ આપતી કેળવણીની આપણી સંસ્થાઓ અત્યારે તો એક પણ ધ્યેય વિનાની છે. આપણા દેશમાં શિક્ષણપદ્ધતિની કરુણ નિષ્ફળતા જોઈને કેળવણીકારો અને સમાજસુધારકો ચિન્તામાં પડી ગયા છે. આ પદ્ધતિમાં પરિવર્તન કરવા સૌ કોઈ ઇચ્છા કરી રહ્યા છે. એનો સમૂળો

નાશ કરીને નૂતન પદ્ધતિ અને તે અનુસાર નૂતન સંસ્થાઓ સત્વર સ્થાપવા કેટલાક ઉદ્દામવાદીઓ તત્પર થઈ રહ્યા છે. અહીં પણ આપણી પરતંત્રતા આડે આવે છે. કેળવણીમાં આપણને મનગમતા સુધારા સત્વર કરવા આપણી સરકાર સંપૂર્ણ સાથ આપવા તૈયાર નથી, થોડેક અંશે તૈયાર હશે તો પણ કેળવણીના વિપુલ વિસ્તાર અર્થે આપણી પાસેથી વસુલ કરેલા કર અને વેરા વાપરવા આપણી સરકારની ઈચ્છા નથી. એટલે આપણા સમાજસુધારકો અને કેળવણીકારોનાં સ્વપ્નાં સિદ્ધ થવાં મુશ્કેલ છે. ખરે જ, જયાં સુધી આપણે પરાધીન છીએ ત્યાં સુધી કેળવણીના ક્ષેત્રમાં ક્રાંતિકારક પરિવર્તન કરવા આપણે અશકત બનીશું.

આપણી શિક્ષણપદ્ધત ધ્યેય વિનાની છે એટલે આપણું હિત કે કલ્યાણ કરવામાં એ પદ્ધત નિષ્ફળ બની છે. શિક્ષણપદ્ધત આપણામાં સબળ રાષ્ટ્રીય ભાવના જાગ્રત કરતી નથી. આપણી પરાધીનતાનો કેમ અંત આવે, એનો અંત લાવવા શા શા પ્રયાસો આદરવા જોઈએ, એ પ્રયાસના પ્રચાર અર્થે આપણે શું શું કરવું જોઈએ અને સ્વતંત્ર થયેલા પ્રત્યેક દેશની માફક આપણાં યુવાન અને યુવતીઓ દેશની મુકિત અર્થે કેમ પ્રાણ પાથરે આવું લક્ષણ કે લક્ષ્ય આપણી શિક્ષણપદ્ધતનું નથી.

આ શિક્ષણપદ્ધતે સંસ્કાર અને કેળવણી પામેલાં આપણાં યુવાનો અને યુવતીઓ નથી ઉપયોગી બનતા એમની જાતને, એમનાં કુટુમ્બ, સમાજ કે આપણા દેશને. શિક્ષણ અને પદવી સંપાદન કર્યા પછી એમને એમની જ ચિન્તા એટલી બધી લાગેલી હોય છે કે એ ચિન્તા એમને અતિશય મૂંઝવે છે, એમની ચિન્તા અને અમૂંઝણ એમના માબાપને મૂંઝવે છે; સંપૂર્ણ નિરાશા અનુભવતાં માબાપો કહે છે, “આથી ન ભણાવ્યા હોત તો શું ખોટું?”

આપણાં ભણેલાંની મૂંઝવણ આજે તો અપાર છે. વર્ષો સુધી આંખો ફોડીફોડીને અભ્યાસ કરે છે અને પછી જીવનમાં યોગ્ય ઠેકાણે પડતાં એમને વર્ષોની વાર લાગે છે. જીવનનો અડધો ભાગ કેળવણી પાછળ વ્યતીત થાય છે, જીવનનો ચોથો ભાગ ઠેકાણે પડવામાં વ્યતીત થાય છે, અને જીવનના છેલ્લા ચોથા ભાગમાં એ એમની અને એમનાં બૈરાંછોકરાંની આધિઉપાધિમાં જ એટલા બધાં વ્યવસાયી અને જવાબદાર બની જાય છે કે એ અને એમનું શિક્ષણ કોઈનું કલ્યાણ કરી શકતાં નથી.

આપણે આપણી પ્રજાના સરેરાશ આયુષ્યનો વિચાર કરીએ, આપણાં દુઃખ અને જવાબદારીનો વિચાર કરીએ તો આપણને જરૂર જણાશે કે આપણી શિક્ષણપદ્ધત પ્રમાણે યોજેલો અભ્યાસક્રમ એટલો બધો લાંબો છે, એટલો બધો નિરર્થક છે કે એનું અસ્તિત્વ માત્ર આપણા પરાધીન બનેલા દેશમાં જ ટકી શકે. જ્યાં સ્વતંત્ર અને રાષ્ટ્રીય સરકાર હશે ત્યાં આવા અભ્યાસક્રમમાં ક્રાંતિકારક ફેરફાર એકાએક આદરવામાં આવશે જ.

આ શિક્ષણનો અભ્યાસક્રમ લાંબો છે. એનો બોજો આપણાં બાળકો પર અસહ્ય છે અને એ જેટલો લાંબો છે એટલો એ નિરર્થક ને ખર્ચાળ પણ છે. આપણી શિક્ષણપદ્ધત ખર્ચાળ છે એટલે એનો જોઈતા પ્રમાણમાં વિસ્તાર નથી. નિશાળ, શાળા કે કૉલેજની ફીનો બોજો, રમતગમત અને પુસ્તકાલયો માટે ફીનો બોજો, પરીક્ષા અર્થે લેવામાં આવતી ફીનો બોજો, પ્રતિ વર્ષે બદલવામાં આવતા શાળા કે પાઠ્ય પુસ્તકોનો બોજો, આકરી પરીક્ષામાં નિષ્ફળ બનતા વિદ્યાર્થીના માબાપને માથે પડતો બોજો અને કોઈ વાર પરીક્ષામાં પાસ કરાવવા માટે આપવામાં આવતાં માસ્તરને લાંચ કે ખાનગી ટ્યુશનફીનો બોજો — આ સર્વ ખરચાએ આપણી કેળવણીને મોંઘી

બનાવી છે, વિદ્યાર્થી અને એમના માબાપને દેવાદાર બનાવ્યા છે, અને દેવાના ત્રાસથી વિદ્યાર્થીઓનો આત્મા કચડાઈ ગયો છે.

ભણેલા માટે એ અતિશય શરમની વાત છે કે એમના ઉચ્ચ શિક્ષણ અર્થે એમણે ઊછીના કે ઉધાર લીધેલા પૈસા એઓ પાછા આપી શકતા નથી. જેઓ ભણીને સારી સ્થિતિને પામ્યા છે તેઓ જો એમનું દેવું ન ભરે તો ખરે જ એમના માટે શરમની વાત છે. જીવનમાં કરકસર કરીને, પૈસા પાછા આપવા એ એમની ફરજ છે. પણ નિખાલસ દિલનો વિદ્યાર્થીવર્ગ કાયમ છે. એમનાં દેવાં દૂર કરવા એમની ઇચ્છા છે. પણ અભ્યાસ પછી એમનું ઠેકાણું પડતું નથી, પડતાં વાર લાગે છે અને જ્યારે પડે છે ત્યારે પણ એમનું કાંઈ સાર્થક થતું નથી.

વિદ્યાર્થીઓને જેમણે પૈસા આપ્યા હોય છે એવા શ્રીમંતો કહે છે, “જુઓને અમારી જ્ઞાતિના પેલાને — મેં પૈસા આપીને ભણાવ્યો. હવે એ એવો નફ્ટ અને નાલાયક બન્યો છે કે પૈસા તો પાછો આપતો નથી પણ કોઇ વાર મોઢું પણ દેખાડવા આવતો નથી.”

ખરી વાત એમ પણ હોય કે એની ઇચ્છા પૈસા પાછા આપવાની હોય પણ આપી શકાય એવી એની સ્થિતિ ન હોય એટલે શરમ અને સંકોચથી એ એના દાતાર શ્રીમંતને મોઢું બતાવવા અશક્ત બને, અને એ પણ ખરી વાત છે કે પારકા પૈસે ભણેલા કેટલાક વિદ્યાર્થીઓ કહે છે, “પેલાએ — મને થોડાક પૈસા આપીને ભણાવ્યો. એમાં શું મોટી મોથ મારી ? એ છે કરોડાધિપતિ, એણે મને આપેલા પૈસા એટલે એનું એક દિવસનું ખરચ ! એણે આપેલા પૈસા હું પાછા આપીશ તો મને જેટલું દુ:ખ થશે તેટલું એને સુખ થવાનું નથી. મોજશોખમાં પૈસા ઉડાવવાનો એને શો હક્ક છે ? અપ્રામાણિકતાથી, અનીતિથી અને પારકાના પરસેવે પેદા કરેલા એના પૈસાને પાછા આપવાની શી જરૂર છે ?”

અહીં આપણાં શ્રીમંત દાતારનો વાંક નથી. આપણા ભણેલા વિદ્યાર્થીનો વાંક નથી. દોષ માત્ર આપણી આજની શિક્ષણપદ્ધતનો છે. આ શિક્ષણ વિદ્યાર્થીને સુખ આપતું નથી. એ જીવનમાં અ-સંતોષી અને અશાન્ત રહ્યા કરે છે. અસ્થિર બનેલો આ શિક્ષિત યુવક ઠરીને ઠામ પડતો નથી. અસંતોષ અને અશાન્તિ એનાં મન અને મગજને અસ્થિર બનાવે છે. હલકી નોકરીમાં એનું મન સ્થિર રહી શકતું નથી. નોકરી — ગુલામીનો પ્રથમ અનુભવ એ સહી શકતો નથી. આમ માનસિક પીડા અને ત્રાસ આપણા શિક્ષિત યુવાનો આજે જ્યાં ત્યાં અનુભવી રહ્યા છે.

ઉચ્ચ કેળવણી પામેલા આપણા યુવાનોની કેળવણી એવી છે કે એની કદર કરવા વ્યાપારી આલમ અશક્ત બને છે, એમની કેળવણી એવી છે કે એમને કાંઈ પણ સાહાય્ય કરવા સરકાર તૈયાર નથી, એમની કેળવણી એવી છે કે જીવનના એક પણ ક્ષેત્રમાં શરૂઆત કરતાં એમને દુ:ખ અને કમ્પારી ઉત્પન્ન થાય છે, એમનાં સ્વમાન અને ગૌરવ ઘવાય છે, એમની ઊંચી આશા અને સોનેરી કલ્પનાના કચ્ચરઘાણ વળે છે. એમને જીવન વ્યર્થ અને અકારું લાગે છે.

એટલે કેળવાયેલા એમના શિક્ષણનો વાંક કાઢતાં કહે છે, “ આ ભણતર શા કામનું ? એ સ્વાશ્રયી બનાવતું નથી, એ પૈસા પ્રાપ્ત કરવા પંથ દર્શાવતું નથી, એ દુ:ખી માબાપની સેવા કરવા સાહાય્ય કરતું નથી, એ રાષ્ટ્રીય લડતમાં ઝૂકાવવા સાનુકૂળ સ્થિતિમાં મૂકતું નથી. આથી આટલાં વર્ષો ન બગાડ્યાં હોત તો ? ”

ભણેલાંની બેકારી અભણની બેકારી કરતાં વિશેષ કમ્પાવ-નારી, વિશેષ હાસ્યાસ્પદ અને વિશેષ દુ:ખદાયક છે. આ બેકારી પ્રત્યે સરકાર બેજવાબદાર છે, આ બેકારી પ્રત્યે સુખી શ્રીમંત અને

અભણ પણ અમીર બનેલો વેપારીવર્ગ હાસ્ય કરે છે અને કહે છે, " આ તો ભણેલાં ઢોર છે, વેદિયા ઢોર જ જોઈ લો. વ્યવહાર કે વિવેકનો એક છાંટો ય શોધ્યો જડે એમ નથી. એમને ઉત્તરમાં જવાની સૂચના આપીએ તો દક્ષિણમાં જાય એમ છે. વાત-વાતમાં આપણી સાથે ચર્ચા, વિવાદ અને જીભાજોડી કરી એમનું ડહાપણ દર્શાવવાને બદલે નર્યું ઘેલાપણું જ દર્શાવે છે. અને બે છૂટી આનીના બટાકા કે કારેલાં લેવા એમને મોકલો તો એ ભણેલા ભાઈ એમ પૂછે કે કયા આનાના કારેલાં લાવું અને કયા આનાના બટાટા લાવું ? એમને ન આવડે નામુંઠામું, ન આવડે ટાઈપ કરતાં, અરે, ટેલિફોન ઉપર વાતચીત કરતાં પણ આવડે નહિ. સભ્યતા સાચવે નહિ અને અમારી પાસે આવીને અમારી સામેની ખુરશી-માં વગર રજાએ ભાઈ આવીને બેસી જાય અને પોપટની માફક દુનિયામાં મચી રહેલા મહાન ઉથલપાથલની કે મહાન ઉલ્કાપાતની વાતો કરવા મંડી જાય. ભાઈ મનથી માને મોટા પણ બે પૈસા કમા-વવાની તાકાત તો હોય જ નહિ. "

ભણેલા ભૂખે મરે છે, બેકાર છે, ગરીબ પણ છે એટલે એમના પ્રત્યે આપણા શ્રીમંતવર્ગનું સન્માન, સહાનુભૂતિ કે સ્વતંત્રતા ભર્યું વલણ નથી. અને શિક્ષિત વર્ગ એમની પીડાને કારણે એમના અંતરના એક ભાગમાંથી કહે છે, " તેમની પાસે પૈસા છે, પણ વાપરતાં આવડતા નથી, પૈસા છે પણ જીવન જીવતાં આવડતું નથી, સંસ્કારી, માયાળુ કે મનોહર રીતભાત નથી. "

આ વૈમનસ્યનું કારણ આપણી શિક્ષણપદ્ધત છે. દુ:ખ અને બેકાર વિદ્યાર્થીને સમાજવાદનાં સ્વપ્નાં આવે છે. આપણી શિક્ષણ-પદ્ધતે વિદ્યાર્થીને સમુહવાદ સ્થાપવાની ભાવનાવાળો બનાવ્યો છે.

જ્યારે આજની શિક્ષણપદ્ધત આ દેશમાં સ્થાપવામાં આવી

ત્યારે એ સ્થાપકોએ આપણા દેશનો, આપણા જીવનનો, આપણી સામાજિક રીતભાત અને પ્રથાનો, આપણી જરૂરિયાત અને ઉન્નતિનો કાંઈ પણ વિચાર કર્યો નહોતો. પરદેશી શાસકોને આપણી સાહાય્યની જરૂર હતી, એમનો રાજવહીવટ ચલાવવા આપણી ગુલામીની આવશ્યકતા હતી, એ ધ્યેય અર્થે આપણો આજનો અભ્યાસક્રમ યોજવામાં આવ્યો, એ ધ્યેય અર્થે આપણે એ શિક્ષણ લઈ રહ્યા છીએ! શું કરીએ આપણે? પરતંત્ર છીએ. કોઈ પણ પ્રકારનું ભણતર ભણ્યા શિવાય છૂટકો નથી; કારણ કે આપણા અભણ બાળકો કે યુવાનો કરતાં ભણેલાં બાળકો અને યુવાનોની કિંમત બીજા એકે ક્ષેત્રમાં નહિ તો લગ્ન અને સગપણના ક્ષેત્રમાં તો જરૂર છે.

આપણા બધા જ સમાજ સુધારકો અને કેળવણીકારો એક જ અવાજે કહી રહ્યા છે કે હુન્નરઉદ્યોગને લગતું શિક્ષણ આપો, વેપારધંધાને લગતું શિક્ષણ આપો, શાસ્ત્રીય વિશિષ્ટ–Technical–શિક્ષણ આપો, ગૃહઉદ્યોગ બનાવવાનું શિક્ષણ આપો. પણ આવા શિક્ષણની સ્થાપના આપણે ત્યાં નામની છે. આ શિક્ષણનો પ્રચાર આપણે ત્યાં અલ્પ છે. આપણું આજનું શિક્ષણ મુખ્યત્વે આપણને સાહિત્ય, તત્ત્વજ્ઞાન, અને કાવ્યમાં પંડિત બનાવે છે. આર્થિક કે રાજકીય બાબતમાં કાંઈક જ્ઞાન આપે છે. પણ શાસ્ત્રીય શિક્ષણ–Technical Knowledge–નો વિકાસ આપણે ત્યાં દેખાતો નથી. આવા આવશ્યક શિક્ષણના અભાવે આપણા કેળવાયેલાનું મન કોઈ સ્વતંત્ર ધંધો કે ઉદ્યોગ સ્થાપવા વિચાર સરખો પણ કરી શકતું નથી. એનું ભણતર એની ગુલામી અર્થે યોજવામાં આવ્યું હતું એટલે ગુલામી તરફ એનું મન આકર્ષાય છે. કોઈ નાનો ઉદ્યોગ સ્થાપવા એને કલ્પના થતી નથી, જીવનમાં આર્થિક

સ્વતંત્રતા અર્થે સાહસ ખેડવા એને આવડત નથી, કાંઈક આવડત હોય તો એની પાસે મૂડી–Capital–નથી. વાણિજ્ય બાબતોમાં આ ભણેલાનું ભણતર નિષ્ફલ ગયું છે. કોઈ વેપારી પેઢીમાં એ 'માસ્તર' તરીકે અલ્પ પગારથી નોકરી સ્વીકારે છે. અને એનો અભણ શેઠ પોતાનાં આવડત અને અનુભવથી લાખો રૂપિયા કમાય છે.

કૉલેજ છોડતાં ગ્રેજ્યુએટને નોકરી મળતી નથી. નોકરી માટે એ ચારે તરફ ભમે છે, નોકરીની ભીખ માગે છે. એનું સ્વમાન નાશ પામે છે. એનું ભણતર એને પરાશ્રયી અને પરતંત્ર બનાવે છે. જે શિક્ષણ જીવનને સ્વતંત્ર બનાવે એનું નામ શિક્ષણ. આજના શિક્ષણે આપણને પ્રત્યેક પ્રકારે પરતંત્ર બનાવ્યા છે અને એથી આપણા દેશની ગરીબાઇ અને બેકારીમાં વૃદ્ધિ થઈ છે.

ભણેલાથી મહેનતનું કામ થતું નથી, ભણેલાને માત્ર ખુરશી અને ટેબલ પર બેસી રહેવું ગમે છે. એને લખવું ગમે છે, વાંચવું ગમે છે. પણ વેપારી બજારમાં હરવુંફરવું એને ગમતું નથી. રૂ કે શૅર બજારમાં જતાં એ બજારનો કોલાહલ સાંભળી ત્યાંથી એને ભાગી જવાનું મન થાય છે. શાળા અને કૉલેજમાં એ વાંચવા અને લખવાનું શીખ્યો હતો — એની ગુલામીમાં પણ એ કામ એને પસંદ અને અનુકૂળ આવે છે. અને એમ કરીને વખત જતાં નોકરીમાં સુખ, શાંતિ અને સંતોષ માનીને કાંઇ અન્ય સાહસ કરી સ્વતંત્ર બનવા એને ઇચ્છા થતી નથી.

અને દૂરદૂરનાં ગામડામાં ભણેલા યુવકનાં માતાપિતા અને ગામડાંના અભણ લોકો આજના શિક્ષણની નિષ્ફળતા અનુભવે છે. આ માબાપો દેવું કરીને એમના પુત્રને ભણાવે છે, દેવું કરીને એ ભણાવેલા દીકરાને પરણાવે છે; અને આશા રાખે છે કે ભાઈ ભણીને મોટા સાહેબ બનશે. પણ પછી એમને કપરો અનુભવ થાય છે.

એ દેખે છે કે એમણે કરેલા ખર્ચા એળે ગયા છે. એમના પુત્રનું આયુષ્ય અલેખે ગયું છે. એમનો ભણેલો પુત્ર શહેરમાં રહે છે, પચાસ પોણોસોની નોકરી કરે છે, ત્યાં સારાં વસ્ત્રો પહેરે છે, ટાપટીપ રાખે છે, બૈરાછોકરાંને સાચવે છે — પરાણે વ્યવહાર નિભાવે છે અને ઉપકારી માબાપના એક પણ ઉપકારનો બદલો આપી શકતો નથી.

અંગ્રેજી ભાષાદ્વારા કેળવણી આપવાના આગ્રહને લઈને આપણો કેળવણી પામેલો શિક્ષિત વર્ગ સામાન્ય જનસમુદાયથી તદ્દન છૂટો પડી જાય છે. શિક્ષિતિ વર્ગદ્વારા જે જ્ઞાન જનસમુહમાં પ્રસરવું જોઈએ તે જ્ઞાન શિક્ષિતિ વર્ગમાં મર્યાદિત જ રહે છે. કારણ કે આપણને અર્થશાસ્ત્રનું, રાજકીય બાબતનું, વિશિષ્ટ બાબતનું જ્ઞાન અને વિજ્ઞાન અંગ્રેજી ભાષાદ્વારા જ આપવામાં આવે છે.

આથી આપણો અજ્ઞાન વર્ગ વહેમ અને શિથિલતાથી પીડાઈ રહ્યો છે. આ અજ્ઞાનવર્ગ જૂના દૃષ્ટિબિન્દુએ જોતાં સામાજિક, આર્થિક કે રાજકીય સુધારાનાં મહિમા અને જરૂરિયાત સમજી શકતો નથી. આ વર્ગમાં આપણો શિક્ષિત વર્ગ પારકો અને પરદેશી જેવો બની ગયો છે. આ શિક્ષિત વર્ગના મગજ ઉપર જો સૌથી મહાન બોજો હોય તો અંગ્રેજી ભાષાનો છે.

આંગ્લ ભાષાનાં ભણતર અને શિક્ષણ આપણા ભણેલાનું જીવન કૃત્રિમ બનાવે છે, એની રીતભાતને કૃત્રિમ બનાવે છે, એના પહેરવેશને કૃત્રિમ બનાવે છે. વાતવાતમાં એ અંગ્રેજી ભાષા વાપરે છે. એની માતૃભાષા બોલતાં એને અંગ્રેજી શબ્દો બોલ્યા શિવાય ચાલતું નથી. આ આંગ્લ ભાષાનો પ્રતાપ પણ આપણે ત્યાં અમાપ છે. રેઈલવેના કોઈ ગાર્ડ કે ટિકીટમાસ્તરને આંગ્લ ભાષાથી દમદાટી આપી શકાય છે, સરકારી અમલદાર અને અધિકારીઓને

એ ભાષાથી ધમકી આપી શકાય છે. જે કામ આપણી માતૃભાષા કરતી નથી એ કામ આ પરદેશી ભાષા કરે છે. આમાં આપણો વાંક નથી. આપણી ગુલામીનો અને આપણી શિક્ષણપદ્ધતનો દોષ છે.

આપણી કાયદાની કૉલેજ અને કાયદાનાં પુસ્તકો આ પરદેશી ભાષામાં એમનાં એમ જ છે. આપણી હાઇકોર્ટનું કામ અંગ્રેજી ભાષા શિવાય આપણી ભાષામાં થઈ શકતું નથી. આપણી મેડિકલ અને વિશિષ્ટ જ્ઞાન આપતી સંસ્થાઓ અંગ્રેજી શિવાય આપણી ભાષામાં શિક્ષણ આપવા તદ્દન અસમર્થ છે. વકીલ થવા, ડૉકટર થવા, સૉલિસિટર થવા, ઇજનેર થવા, ટેકિનશિયન થવા — આપણે અંગ્રેજી શીખવાનું છે, શીખવું પડશે.

આ આપણી શિક્ષણપદ્ધતનો અક્ષમ્ય દોષ છે. અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ અપાતું હોવાથી એનો પ્રચાર અલ્પ થાય છે. આપણી ભાષાનો નથી થતો વિકાસ કે નથી થતી વૃદ્ધિ. ઈ. સ. ૧૮૫૪ માં જ્યારે મૅકોલેએ અભ્યાસક્રમ યોજ્યો તે દિવસથી આપણને આપણી ભાષાદ્વારા જ શિક્ષણ આપવાનું નક્કી કરવામાં આવ્યું હોત તો આપણી ભાષાનો કેટલો વિકાસ થયો હોત ? આપણા દેશમાં શિક્ષણનો કેટલો પ્રચાર થયો હોત ?

અંગ્રેજી ભાષાના પ્રશંસકો એ ભાષાનાં મુકત કંઠે વખાણ કરે છે. એની વિપુલતા અને એના વિકાસની મોટી વાતો કરે છે. અને એમ કરતાં કરતાં માતૃભાષાનો દોષ કાઢતાં કહે છે કે આપણી ભાષામાં શબ્દભંડોળ જ નથી. આપણી ભાષાદ્વારા ઉચ્ચ અને ટેકિનકલ શિક્ષણ શકય જ નથી. આ એમની અજ્ઞાનતા છે. આપણી સંસ્કૃત ભાષા લૅટિન ભાષા જેટલી જ વિશાળ અને શબ્દભંડોળથી ભરેલી છે. આપણો રાજ્યકારભાર આપણી ભાષાદ્વારા ચાલશે, આપણી બધી જ કેળવણીની સંસ્થાઓ આપણી માતૃભાષાદ્વારા જ શિક્ષણ આપશે —

ત્યારે આપણી ભાષા વૃદ્ધિ પામશે, આપણું સાહિત્ય ખીલશે ને ત્યારે આપણા શિક્ષણનો પ્રચાર સર્વવ્યાપી બનશે.

આપણી ઉચ્ચ કેળવણી જેટલી નિષ્ફળ બની છે તેથી યે વધુ નિષ્ફળ આપણી પ્રાથમિક કેળવણી બની છે. ગામડાંમાં સ્થાપવામાં આવેલી પ્રાથમિક શાળાઓ ગામડાંને ઉપયોગી બની શકી નથી. આપણે અગાઉ બતાવ્યું તેમ આ શાળા માટે યોજેલાં અભ્યાસક્રમ અને પુસ્તકો ગામડાંના બાળકો કે પ્રજાને રસ આપી શકતાં નથી. આ શિક્ષણ એમની ખેતીવાડી કે એમનાં ગૃહઉદ્યોગમાં કંઈ મદદ કરતું નથી. એ લખતાં કે વાંચતાં શીખવે છે, એ થોડાંક ઇતિહાસ અને ભૂગોળ શીખવે છે. પણ ખેડૂતનો બાળક શાળા છોડતાં ટૂંક જ વખતમાં એનું શિક્ષણ વિસરી જાય છે. અરે, એ લખવા અને વાંચવાનું પણ ભૂલી જાય છે અને એ અભણનો અભણ જ રહ્યા કરે છે.

આ પ્રાથમિક શાળાના શિક્ષકો પણ ગામડાંમાં એમની નિરાળી દુનિયા સર્જે છે. એમને પોતાને જે શિક્ષણ મળ્યું હતું તેવું જ શિક્ષણ એ ગામડાંની પ્રજાને આપ્યે જાય છે. ખેતીનું શિક્ષણ આ શિક્ષકો આપી શકતા નથી, ગૃહઉદ્યોગનું શિક્ષણ આ શિક્ષકો આપી શકતા નથી. પરિણામે એ ગ્રામપ્રજાની સાથે નિકટનો સંપર્ક સાધી શકતા નથી, એમની શાળાની ઉપયોગીતા કે સાર્થકતા સાબીત કરી શકતા નથી, શાળામાં બાળકો કે બાલિકાઓની સંખ્યા વધારી શકતા નથી, અને પ્રૌઢ શિક્ષણના પ્રચાર અર્થે પણ કશું જ કરી શકતા નથી.

આપણા ભણેલાની દુનિયા નિરાળી છે; કારણ કે અંગ્રેજી ભાષા જાણનારા જ એમાં રહી શકે છે. આ ભણેલા અભણ સાથે લાંબો સમય સહવાસમાં રહી શકતા નથી. અભણ સાથે ભણેલાને આનંદ અને સહૃદયતાથી વાતચીત કરવી ગમતી નથી. આપણાં ભણેલાં

યુવાનો અને યુવતીઓ દિલ ખોલીને છૂટથી એમના માબાપો સાથે વાતચીત કરી શકતાં નથી. આ ભણેલાને ભણેલાંનાં સંગ અને સહચાર જોઈએ છે. સમાજથી એ દૂર રહે છે. એમના અભણ શેઠની આજ્ઞા ઉથાપવામાં એ લઘુતા કે હીણપત અનુભવે છે. અને અભિમાનથી કહે છે, "એની પાસે પૈસા છે એથી શું? એની પાસે અમારા જેવી ડીગ્રી નથી, અમારા જેવું સુખી, સંસ્કારી અને પ્રામાણિક જીવન નથી અને આ સ્વતંત્ર પણ અભણ પૈસાદાર કરતાં અમે પરતંત્ર રહીને, ગુલામી કરવા છતાં ય સુખી છીએ."

આપણા ભણેલાની અને અભણની સૃષ્ટિ આમ ન્યારી છે. એમનાં દૃષ્ટિબિન્દુ ભિન્નભિન્ન છે, એમનાં વિચારોની સામ્યતા નથી, એમની વચ્ચે એકતા કે ગાઢ પરિચય નથી. પરિણામે ભણેલા અભણ પાસેથી અનુભવ, કુનેહ, આંટીઘુંટી વગેરે શિખતા નથી અને અભણ ભણેલા પાસેથી સંસ્કાર, ભાવના અને કલ્પના શિખતા નથી.

બી. એ. થયેલા આપણા યુવકો કાં તો શિક્ષક બને છે કે કાં તો ઑફિસમાં કારકુન બને છે, આ શિવાય એમની પાસે એકપણ બીજો રસ્તો નથી. બી. એસસી. થયેલા યુવકની પણ એ જ સ્થિતિ થાય છે. એમને વિજ્ઞાનનું જ્ઞાન છે પણ એ જ્ઞાનથી એ સ્વતંત્ર કે સ્વાશ્રયી બની શકતા નથી. કારણ કે આપણા આ પર-તંત્ર અને પીડિત દેશમાં હુન્નર ઉદ્યોગનો વિકાસ અત્યારના યુદ્ધ પહેલાં તો અલ્પ જ હતો.

બીજા કે ત્રીજા વર્ગમાં એમ. એ. થયેલા યુવકના હાલ ત્રીજા વર્ગના ગ્રેજ્યુએટ જેવા જ છે. ઈન્ટર કે બી. એ. ની પરીક્ષામાં એક બે વખત નિષ્ફળ થયેલા યુવકો જ્યારે આર્થિક પરિસ્થતિને કારણે અભ્યાસ છોડી નોકરીની શોધમાં શહેરમાં આથડે છે, અરજી

કરે છે અને એમની બેકારીમાં મુંઝાય છે — ત્યારે એમની કમનશીબી કરુણ સ્વરૂપ ધારણ કરે છે. ત્યારે સમાજ, ન્યાત અને સગાંઓ એમને અપમાન અને અવગણનાથી નિહાળે છે. વિદ્યા અને ભણતરને કયાં માન છે ? જે પૈસા કમાય છે એની કિંમત છે, એનાં મૂલ્ય વધતાં જાય છે — પછી એ અભણ હોય કે ભણેલો હોય. જે પૈસા કમાતો નથી, તેને સમાજમાં કાંઈ સ્થાન કે મોભો નથી, તેને માન કે આદર નથી, પછી ભલેને એ મોટો પંડિત કે વિદ્વાન હોય.

આપણા શિક્ષણનો અન્ય દોષ એ છે કે કૉલેજમાં ભણતા વિદ્યાર્થીના ચારિત્રમાં આપણને વિશ્વાસ નથી. એનાં વર્તન અને રીતભાત ને આપણે આશંકાથી દેખીયે છીએ. આ વિદ્યાર્થીઓને રહેવા મકાન ભાડે આપતાં આપણે પૂછીએ છીએ કે ભાઈ પરણેલા છો કે કુંવારા ? જ્યાં આપણે વિદ્યાર્થીને આપણી પાડોશમાં રહેવા દેતા નથી ત્યાં એને આપણા ઘરમાં તો સ્થાન કયાંથી જ આપીએ ? આ વિદ્યાર્થી આપણા ઘરમાં રહે, એના રહેવા અને ખાવા માટે આપણને યોગ્ય ખરચો આપે, આપણાં કુટુમ્બીઓ સાથે પરિચયમાં આવે, એવી આપણે ત્યાં પદ્ધત નથી, એવી પદ્ધતની સ્થાપના કરવા પણ આપણી ઇચ્છા નથી. કારણ કે આપણે માનીએ છીએ કે, કૉલેજનો વિદ્યાર્થી એટલે સ્વછંદી, વિવેક અને વિનય વિહોણો, ચા અને બીડીનો વ્યસની, અને નિર્બળ ચારિત્રનો. પરિણામ એ આવ્યું છે કે આ વિદ્યાર્થીઓ કલબ કે લૉજમાં રહે છે. ત્યાં એમને ઘરસંસાર કે વ્યવહારનો કાંઈ અનુભવ મળતો નથી, ત્યાં એમને સારો ખોરાક ખાવા મળતો નથી અને ત્યાં તેઓ વેદીયા ઢોર જેવા બની જાય છે. પછી આવો વિદ્યાર્થી એનાં કુટુંબીઓ સાથે રહી શકતો નથી. કુટુંબથી, માતાપિતાથી જુદા રહેવાનું એ પસંદ કરે છે. એનું શિક્ષણ

એને સ્વાર્થી અને સંકુચિત બનાવે છે. આ શિક્ષણ પદ્ધત આપણા અવિભક્ત કુટુમ્બને વિભક્ત બનાવે છે

આપણા શિક્ષકો કે જેમને માસ્તર તરીકે આપણે ઓળખીએ છીએ એમનું તે કાંઈ જીવન છે? જીવનની શરૂઆત એઓ ૪૦–૫૦ રૂપિયાથી કરે છે. ખાનગી શાળામાં એમને માટે પેન્શન કે પ્રૉવીડંટ ફંડની યોજના નથી. એમની અપૂર્ણ આવકથી એ ઉદાસીન, અસંતોષી રહ્યા કરે છે. એમની ચિન્તા ઉમર સાથે વધતી જાય છે. અને કોઈ સુખી મિત્રોને એઓ કહે છે, "અમે રહ્યા માસ્તર, સમાજમાં અમને સન્માન નથી, કારણ કે અમે અલ્પ આવક લાવીએ છીએ. વ્યવહારમાં અમારી કશી પણ કિંમત કે ગણના નથી કારણ કે અમને બી. એ. ની ઉપાધિ યુનિવરસિટિ આપે છે, પણ વેદિયાની ઉપાધિ યુનિવરસિટિથી મોટા એવા આપણા સમાજે આપી છે. છોકરાંઓને ભણાવીએ છીએ, છોકરાંઓના સહ-વાસમાં રહીએ છીએ, એમની સાથે રાત-દિન માથાં કુટીએ, એટલે છોકરાં જેવાં જ અમે બનીએ છીએ, છોકરાં જેવાં જ અમારાં માનસ ઘડાય છે. કોઈ અમને ચીકણા કહે છે. કોઈ કહે છે જૂઓ, આ ભાઈ માસ્તર છે, માસ્તર !

શિક્ષકોને આપણે આપણા સમાજમાં સ્થાન આપ્યું નથી. આ છે આપણો અને આપણી શિક્ષણપદ્ધતનો દોષ. આ શિક્ષકો પ્રામાણિકપણે જીવન ગુજારે છે. અસત્ય અને અનીતિ કરવાના પ્રસંગો એમના જીવનમાં ભાગ્યે જ આવે છે. એમનો સ્વભાવ બાળક જેવો હોય છે, પણ એ મર્યાદીત વર્તુલમાં રહી જીવન જીવે છે, એમની ઉપયોગીતા વિદ્યાર્થી શિવાય સમાજને પ્રાપ્ત થતી નથી. આપણા શિક્ષણને સુધારવા આ શિક્ષકો સાથે આપણે અને આપણા સંસારવ્યવહારે નિકટના પરિચયમાં આવવું પડશે.

આપણી કૉલેજના અધ્યાપકો પણ વિદ્યાર્થીના નિકટના સંસર્ગમાં આવી શકતા નથી. પ્રીવીઅસ અને ઈન્ટરના વર્ગમાં વિદ્યાર્થીઓની સંખ્યા એટલી બધી વિશેષ હોય છે કે અધ્યાપકો વિદ્યાર્થીઓને ઓળખી શકતા નથી. એક બે વિદ્યાર્થીને ઓળખે તો એમને ભૂલી જતા વાર લાગતી નથી. આપણી ખાનગી કૉલેજોનું ધ્યેય પૈસા કમાવવાનું બની ગયું છે. કારણ કે એ હેતુથી પ્રીવીઅસ અને ઈન્ટરના વર્ગોમાં સંખ્યાબંધ વિદ્યાર્થીઓને દાખલ કરવામાં આવે છે. પરિણામ એ આવ્યું છે કે જ્યારે વિદ્યાર્થીઓ કૉલેજ છોડે છે ત્યારે એ બેકાર બને છે. એમની બેકારીમાં સાહાય્ય કરવા અધ્યાપકો નથી આપતા કાંઈ સલાહ, સૂચના, પ્રેરણા કે હિંમત.

પ્રૌઢ શિક્ષણના પ્રચાર અર્થે આપણી સરકાર, આપણી યુનિવરસિટિ કે આપણી સ્થાનિક સંસ્થાઓએ કોઈ સર્વવ્યાપી યોજના ઘડી એનો અમલ કર્યો નથી. કૉલેજની કેળવણી પછવાડે એટલું બધું લક્ષ આપવામાં આવે છે કે પ્રૌઢશિક્ષણના પ્રચાર અર્થે આપણે બધા જ બેદરકાર બન્યા છીએ. આપણી પ્રાથમિક કેળવણી અપરંપાર ખામીઓથી ભરપૂર છે. આપણી ઉચ્ચ કેળવણીનું પરિણામ લગભગ નિરર્થક આવ્યું છે અને પ્રૌઢ શિક્ષણનો પ્રચાર અલ્પ જ છે. એટલે આપણે ત્યાં કેળવણીનો પ્રચાર મંદ ગતિથી થઈ રહ્યો છે. જે કાંઈ કેળવણી આપવામાં આવે છે તેનું પરિણામ પણ આપણા રાષ્ટ્રનો વિકાસ કરવામાં, આપણી આર્થિક ઉન્નતિ કરવામાં કાંઈ જ અસરકારક સાહાય્ય આપી શકયું નથી.

એટલે આપણી આજની શિક્ષણપ્રથા મૂળભૂતથી હવે તો પરિવર્તન માગી રહી છે. પ્રૌઢશિક્ષણને આપણે યોગ્ય સ્થાન સત્વર આપવું પડશે. એ કેળવણીના પ્રચાર માટે અનુભવી શિક્ષકો રોકવા પડશે. એનો પ્રચાર ગામડે ગામડે અને શહેરે

શહેરે કરવો પડશે. એ અર્થે આપણી જરૂરિયાતને અનુરૂપ યોગ્ય અભ્યાસક્રમ રચવો પડશે. પ્રૌઢશિક્ષણનો સંપૂર્ણ પ્રચાર કરવામાં આવે તો જ આપણા દેશમાં કેળવણીનો સર્વવ્યાપી પ્રચાર સત્વર થઈ શકશે; અને એવા સત્વર અને સર્વવ્યાપી થયેલા પ્રચારથી આપણી બેકારી અને ગરીબાઈનાં પ્રમાણ પણ ઓછાં થશે.

યુનિવરસિટિ તરફથી લેવામાં આવતી પરીક્ષાની પદ્ધત અતિશય ત્રાસદાયક છે. આ પરીક્ષાની તૈયારી કરવામાં આપણાં યુવાનો અને યુવતીઓ મહાન સંગ્રામ ખેલી રહ્યાં છે. પરીક્ષાની તૈયારી અર્થે રાતદિન પારાવાર પરિશ્રમ તેઓ કરી રહ્યા છે. આ તૈયારીમાં આપણા કેટલા ય યુવાનો રાત્રિના ઉજાગરા કરે છે, સિગાર, ચા અને કોફી પીને એમની તબીયત બગાડે છે. પરીક્ષાની રાત એ એમના માટે કત્લની રાત બને છે. એ દિવસોમાં આપણા યુવાનોને આરામ નથી, શાંતિ નથી અને સુખ નથી.

જે ઉત્સાહ અને લાગણીથી આજે યુરોપના દેશોમાં લશ્કરની ભરતી થઈ રહી છે, એ લશ્કરના યુવાન સૈનિકો જે હિંમત અને મરણની બેપરવાથી યુદ્ધ ખેલી રહ્યા છે, તે ઉત્સાહથી, તે લાગણી-થી, તે હિંમતથી અને શરીરપ્રત્યેની બેપરવાથી આપણા ઉગતા યુવાનો પરીક્ષા માટે પ્રયાસ કરી રહ્યા છે. પરિણામે એમના મુખ પર ઓજસ નથી, એમના ગાલમાં ખાડા દેખાય છે, એમના કપાળમાં કરચોલી પડે છે. એમનું માથું વારંવાર દુખવા આવે છે. એમના જ્ઞાનતંતુની નબળાઈ – Nervousness – વધતી જાય છે, અને પરીક્ષાના દિવસોમાં વિદ્યાર્થી ચીડીયો, ક્રોધી અને બેદરકાર બની જાય છે.

પરીક્ષાનું પરિણામ એ પુરુષાર્થનું પરિણામ હંમેશાં હોતું નથી. આપણે ત્યાં તો પરીક્ષા એક લૉટરી છે. ભાગ્યવાનનો ઓછા પ્રયાસે

નંબર લાગે છે, ભાગ્યવિહીનનો વધુ પ્રયાસે પણ નંબર લાગતો નથી. વરસના અગિયાર માસ સુધી નિયમિત રહેલો વિદ્યાર્થી જો પરીક્ષાના દિવસોમાં બિમાર પડે તો એનું આખું ય વરસ બગડે છે. વરસના અગિયાર માસ સુધી અનિયમિત રહેલો વિદ્યાર્થી પરીક્ષાના દિવસોમાં રાતદિનના ઉજાગરા કરીને એનું વરસ સુધારે છે. સંપૂર્ણ તૈયારી કરેલો વિદ્યાર્થી પરીક્ષાના ‘ હૉલ ’ માં એકાએક બેભાન બને, એનું માથું એકાએક દુખવા આવે તો એનું આખું જ વરસ અલેખે જાય છે. કોઈ ઓછી મહેનતે પોતાના સારા અક્ષરને કારણે ફાવી જાય છે, કોઈ વિશેષ મહેનતે પોતાના ખરાબ અક્ષરને કારણે નિષ્ફળ પણ બને છે.

આજની પરીક્ષાપદ્ધત વિદ્યાર્થીની વિદ્યાની કસોટી કરી શકતી નથી, વિદ્યાર્થીની લાયકાત સ્થાપન કરી શકતી નથી, વિદ્યાર્થીના વ્યકિતત્વને પિછાની શકતી નથી. પરીક્ષાની પદ્ધત એક મોટું યંત્ર બન્યું છે અને એ યંત્રના ચક્રે આપણા યુવાનો ચક્કર ખાઈ રહ્યા છે. યુરોપના સ્વતંત્ર દેશના યુવાનોનું લક્ષ્ય એમની જન્મભૂમિની સ્વતંત્રતાના રક્ષણ અર્થે હોય છે. આપણા પરતંત્ર દેશના યુવાનોનું લક્ષ્ય પરીક્ષામાંથી પસાર થવાનું છે. એ જ એમનું સર્વસ્વ છે અને એ જ એમની મહત્ત્વાકાંક્ષા છે. કારણ કે પરીક્ષામાં જે પાસ થાય એની કિંમત છે, એનો વિકાસ છે, એના માટે નોકરી છે, એના માટે લગ્ન છે – પછી ભલેને એ ગુલામી કરતો હોય, ભલેને સંકુચિત જીવન જીવતો હોય, ભલે ને માતૃભૂમિની મુકિતમાં એ કશો ફાળો ન આપતો હોય.

પાંચ – પચીસ માર્કસથી પરીક્ષામાં નિષ્ફળ થયેલા વિદ્યાર્થીનું જીવન અકારૂં બને છે. એનો પુરુષાર્થ વ્યર્થ બને છે. એને આપઘાત કરવાનો વિચાર આવે છે. પરીક્ષામાં નાપાસ થવાથી આપ-

ઘાત કરનારા વિદ્યાર્થીની સંખ્યા આપણે ત્યાં વધતી જાય છે. આવા આપઘાત અટકાવવા આપણી સરકાર કે આપણી યુનિવરસિટિ કશું જ કરી શકતી નથી. આપણી પરીક્ષાની આજની પદ્ધતમાં મહાન ફેરફાર કરવાની જરૂર છે.

અતિશય દુ:ખની વાત એ છે કે આટલાં વર્ષોથી આપણે ત્યાં કેળવણીની સ્થાપના છતાં ય હજુ સુધી કેળવણી લેવા આપણા યુવાનોને આપણે વિદેશમાં મોકલવા પડે છે. ડૉકટરી અભ્યાસ કરવા આપણે યુરોપ જવું પડે છે, ટેક્નિકલ જ્ઞાન માટે આપણે યુરોપ જવું પડે છે. કાયદાનો અભ્યાસ કરવા વિલાયત જવું પડે છે — અર્થશાસ્ત્ર, રાજ્યશાસ્ત્રનો અભ્યાસ કરવા અને પી. એચ. ડી. ની ઉપાધિ પ્રાપ્ત કરવા પણ વિલાયત જવું પડે છે. શા માટે ? જરૂરિયાતના પ્રસંગે આપણા યુવાનો ત્યાં જાય, ત્યાંથી વૈજ્ઞાનિક, હુન્નરઉદ્યોગ અને વેપારને લગતું શિક્ષણ સંપાદન કરે, ત્યાંથી ટેક્નિકલ જ્ઞાનની આંટીઘુંટી સમજે — એ બધું ઇચ્છવા યોગ્ય છે.

પણ પરદેશમાં જનારા આપણા યુવકો વ્યર્થ ખર્ચ કરે છે. વિલાયતની ડીગ્રીનું મોટું મૂલ્ય આંકી આપણે આપણી ડીગ્રીનું અધ:પતન કરી રહ્યા છીએ. આપણી યુનિવરસિટિમાં પ્રથમ વર્ગમાં આવેલા એલએલ. બી. ને હાઈકોર્ટમાં પ્રેકટીસ કરવાની પરવાનગી મળતા નથી. પણ વિલાયત જઈ આવેલા બૅરિસ્ટર કે જેને આપણા કાયદાનું ભાન હોતું નથી તે આપણી હાઈકોર્ટમાં પ્રેકટીસ કરી શકે છે.

આપણી શિક્ષણપદ્ધત આમ ધ્યેયવિહોણી છે. વ્યકિત, સમાજ કે દેશના વિકાસમાં યોગ્ય સાહાય્ય કરવા એ નિષ્ફળ નીવડી છે. આપણી આજની પદ્ધતે કેળવાયેલાં માણસોમાં આત્મશ્રદ્ધાનો અભાવ, પરાશ્રયી બનવાની ટેવ, જાતમહેનત પ્રત્યે અરુચિ અને

કોઈ વાર તિરસ્કાર પણ જોવામાં આવે છે. સ્વતંત્ર કાર્યો આદરવાની કે ઉપાડી લેવાની એમનામાં શક્તિ કે કલ્પના નથી. અને પરિણામે આપણા શિક્ષિત વર્ગમાં બેકારીનું પ્રમાણ એટલું બધું વિષમ અને ગંભીર બન્યું છે કે આજની શિક્ષણ પદ્ધતનો તદ્દન નાશ કરી નૂતન પદ્ધત સ્થાપવાનાં સ્વપ્નાં આપણા ક્રાંતિકારો સેવી રહ્યાં છે.

અને આપણી કેળવણી આત્મશ્રદ્ધા જગવતી હોત, વ્યક્તિ વિકાસ કરતી હોત, ચારિત્રબળ અને નિશ્ચયબળ આપતી હોત તો આપણા કેળવાયેલા આટલા નિસ્તેજ ન હોત, આટલા પરાશ્રયી ન હોત, આટલા બિમાર નહોત અને આટલા બેકાર નહોત.

જેમ કેળવણી એ વ્યક્તિના આત્મવિકાસ અર્થે છે તેમ એ વ્યક્તિના આર્થિક હિત અર્થે પણ છે. આપણા શિક્ષણની પાછળ જીવનનિર્વાહનો હેતુ હોત, એનો ખ્યાલ કરવામાં આવ્યો હોત, તો આપણા શિક્ષિત વર્ગમાં ખાનગી કે સરકારી, માન આપતી કે અપમાન આપતી નોકરી – ગુલામી – પ્રાપ્ત કરવા આજના જેટલી પડાપડી નહોત.

એટલે આજની શિક્ષણ પદ્ધતનો નાશ કરી નૂતન પદ્ધત સત્વર સ્થાપન કરવી પડશે. નૂતન પદ્ધતનું સ્થાન વર્ધા યોજના લે કે અન્ય કોઈ યોજના લે તે આપણા સમાજશાસ્ત્રીઓ અને કેળવણીકારોએ વિચાર કરવાનો છે. વર્ધા યોજનામાં પણ યોગ્ય, અનુરૂપ અને કલ્યાણકારક ફેરફાર કરી એ યોજનાનો સત્વર આરંભ થાય તો આપણા જનસમુદાયમાં પ્રવર્તી રહેલાં વહેમ, અજ્ઞાન અને રૂઢિનો નાશ થશે. આપણી બેકારી દૂર થશે — અને આપણી આર્થિક ઉન્નતિ થતાં આપણે સર્વગ્રાહી વિકાસ કરી શકીશું.

વર્ધા યોજનાની વિશિષ્ટતા એ છે કે આપણી આજની શિક્ષણ પદ્ધતની ઘણીખરી ખામીઓ એ દૂર કરે છે. આ યોજના અનુસાર છ થી તેર વર્ષની ઉમ્મરના બધા જ બાળકો માટે ફરજિયાત

પ્રાથમિક શિક્ષણ આપવામાં આવશે. ફરજિયાત પ્રાથમિક શિક્ષણ માટે આપણા દેશને અનુરૂપ આ સર્વશ્રેષ્ઠ યોજના છે. આપણો દેશ મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ છે, આ સત્ય ધ્યાનમાં રાખીને વર્ધા યોજનાના સ્થાપકોએ ગામડાંને ઉપયોગી અને લાભકારક પ્રાથમિક કેળવણી મળે એ હેતુથી પ્રાથમિક શિક્ષણમાં મૂળભૂત ફેરફાર કરવા સૂચના કરી છે. આ યોજના અનુસાર શિક્ષણ પામેલા યુવકોના હૃદયમાં નોકરી માટે લગારે લાલસા ન રહે તે હેતુથી સ્વતંત્ર ઉદ્યોગ સ્થાપવાની એમને શરૂઆતથી જ તાલીમ મળે તેવો પ્રબંધ કરવામાં આવ્યો. આ યોજના અનુસાર બધું જ શિક્ષણ માતૃભાષા દ્વારા આપવામાં આવશે અને સાત વર્ષના અભ્યાસક્રમમાં વિદ્યાર્થીઓને અત્યારના મેટ્રીક વર્ગ સુધીનું જ્ઞાન મળશે અને સાથે સાથે હુન્નર ઉદ્યોગનું શિક્ષણ પણ મળશે.

આ યોજનાની સૌથી વિશેષ વિશિષ્ટતા એ છે કે હુન્નર ઉદ્યોગદ્વારા જ કેળવણી આપવાની શરૂઆત કરવામાં આવશે. ઉદ્યોગદ્વારા શિક્ષણ આપવું એ માનસશાસ્ત્રની દૃષ્ટિએ પણ સારામાં સારૂં શિક્ષણ છે. અનુભવની કેળવણી, વાસ્તવિક કેળવણી અને જે કેળવણીમાં વિદ્યાર્થી પોતે સક્રીય સાથ આપે એવી રીતે કેળવણી આપવાની પદ્ધત આ યોજના મુજબ છે.

આ યોજના અનુસાર ખેતી, હાથકંતામણ અને હાથવણાટના ધંધાને કેળવણીના મુખ્ય ઉદ્યોગો તરીકે સ્વીકારવામાં આવ્યા છે. આ ઉદ્યોગનું શિક્ષણ વૈજ્ઞાનિક અને શાસ્ત્રીય–ટેકિનકલ–પદ્ધતે આપવામાં આવશે. તેમાંથી ઉત્પન્ન થનારી વસ્તુઓ શાળાનું ખર્ચ નિભાવવા કમાણી કરનારી બને એવી આશા રાખવામાં આવી છે. આવી પ્રાથમિક કેળવણીનો ફરજિયાત પ્રચાર વિના ખર્ચે થઇ શકે એમ આ યોજના સ્થાપનારનું મંતવ્ય છે.

આમ ઉદ્યોગદ્વારા શિક્ષણ લેતા વિદ્યાર્થીઓ એમની બુદ્ધિ અને એમના હાથને ખીલવશે. આજે તો આપણી કેળવણીનો બોજો વિદ્યાર્થીનાં મન અને શરીરને ત્રાસ આપી રહ્યો છે. વર્ધા-યોજના અનુસાર વિદ્યાર્થીઓને શારીરિક અને માનસિક પરિશ્રમ એવી રીતે આપવામાં આવશે કે જેથી એમની બુદ્ધિનો વિકાસ થશે, એમની શારીરિક સ્થિતિ મજબુત બનશે — એઓ સ્વતંત્ર સુખી, સ્વાવલંબી અને સાચા દેશસેવક બનશે.

પણ આ યોજનાની સત્વર સ્થાપના કરવા ચારિત્રવાન, સેવા-ભાવી અને આ યોજના મુજબ અનુભવી અને કેળવાયેલા શિક્ષકોની જરૂર છે. આવી યોજનાને અનુરૂપ યોગ્ય પાઠ્યપુસ્તકો જલ્દી ઉત્પન્ન કરવાં પડશે. આપણા ઇતિહાસના ભૂગોળનાં, વિજ્ઞાનના અને સાહિત્યનાં પુસ્તકો આ યોજનાને અનુલક્ષીને લખવા પડશે. આ યોજના નવી છે એટલે એની સ્થાપના અને અમલ કરવામાં પ્રત્યેક પ્રાંતોની ખાસીયતો, જરૂરિયાતો અને અનુકૂળતાનો વિચાર કરવાનો છે. આપણું અને આપણી સરકારનું ધ્યાન શહેરોને બદલે ગામડાં તરફ આકર્ષાશે, મોટા ઉદ્યોગોને બદલે નાના ઉદ્યોગો પ્રત્યે આકર્ષાશે તો જ આ યોજના સંપૂર્ણ સફળ બનશે.

વર્ધા યોજનામાં ખામી જોનારને ખામી જણાશે. એમાં સુધારા વધારા થાય તો એથી વર્ધા યોજના કે વર્ધા યોજનાના રચનારને કાંઈ હિણુપત લાગવાનું નથી. આપણી રાષ્ટ્રીય સરકાર સ્થપાતા આપણે કેળવણીના ક્ષેત્રમાં મહાન ફેરફારો કરીશું તોજ આપણા દેશમાં ખરેખરી, લાભકારક અને વાસ્તવિક કેળવણીનો પ્રચાર થશે. આપણા દેશમાં પ્રજાતંત્રની સ્થાપના કરવા, આપણા દેશમાં જ્ઞાન અને વિજ્ઞાનનો પ્રચાર પ્રત્યેક ગામડે કરવા — જેનો જલ્દી અમલ થાય, જેનું જલ્દી ઇષ્ટ પરિણામ આવે, એવી કેળવણી આપતી નૂતન પ્રથા આપણે અસ્તિત્વમાં લાવવી પડશે.

# હિન્દનું ભાવિ રાજ્યબંધારણ

કોઈપણ દેશના વિકાસ માટે બાહ્ય તેમ જ આંતરિક સ્વતંત્રતાની જરૂર છે એટલું જ નહિ પણ એ સ્વતંત્રતાનો સારામાં સારો લાભ ઊઠાવવા, એનાં શુભ પરિણામો સૌને આપવા, એને ઊંચામાં ઊંચું વિકાસ અને સુખને માટે સાધન બનાવવા નમૂનેદાર રાજ્યતંત્ર સ્થાપવાની જરૂર છે.

સૃષ્ટિની શરૂઆતમાં સંપૂર્ણ સ્વતંત્રતા હતી, કોઈપણ જાતનાં મર્યાદા કે અંકુશ નહોતાં. પણ એ વખતે જીવનનું પોષણ અને રક્ષણ કરવા માનવજાતિમાં નિરંતર યુદ્ધો ચાલી રહ્યાં હતાં. ત્યારે શાન્તિ નહોતી કે આરામ નહોતો. બળવાન મનુષ્ય બળહીન મનુષ્યને રંજાડતો, લૂંટતો અને ત્રાસ આપતો. સ્ત્રીઓને રક્ષણ નહોતું મળતું, એમનો કબજો મેળવવા પુરુષો વચ્ચે યુદ્ધો ખેલાતાં. સૃષ્ટિની શરૂઆતમાં કુદરતનો કાળો કેર વર્તી રહ્યો હતો.

એટલે સ્વતંત્રતા એ સ્વતંત્રતા નથી. એ તો સમષ્ટિના રક્ષણ અને સુખ સારુ વ્યક્તિનાં વર્તન અને વ્યવહાર ઉપર મૂકેલો અંકુશ છે. જે સ્વતંત્રતા આપણને બધાને જોઈએ છે તે આ પ્રકારની છે. આવી સ્વતંત્રતાનો આવિર્ભાવ રાજ્યતંત્રની પંક્તિ ઉપર આધાર રાખે છે. સમષ્ટિના વિકાસ અર્થે વ્યક્તિ પર શો અંકુશ મૂકવો, વ્યક્તિને શા પ્રસંગો અને સગવડો આપવાં, વ્યક્તિ અને સમષ્ટિ વચ્ચે કેવો સંબંધ રાખવો કે તેથી એકના કલ્યાણમાં બીજાનું કલ્યાણ હોય અને બીજાના કલ્યાણમાં એકનું કલ્યાણ હોય. આવો સર્વગ્રાહી વિચાર કરી, વાસ્તવિક કલ્પના કરી, પ્રસંગ અને પરિસ્થિતિ વિચારી આદર્શ રાજતંત્ર કોઈ દેશ માટે રચાય તો જરૂર એ દેશનું સર્વશ્રેય સિદ્ધ થાય.

પણ જ્યાં સુધી માનવીની, રાજદ્વારી મુત્સદ્દીઓની અને રાજનીતિનિપુણ પુરુષોની બુદ્ધિ અપૂર્ણ છે, જ્યાં સુધી એમનામાં સર્વદેશીય સત્ય સમજવાની શક્તિ કે તાકાત નથી, જ્યાંસુધી ભવિષ્યની આગાહી કરવા એમની દૃષ્ટિ વિશાલ બની નથી ત્યાંસુધી એમણે બાંધેલાં કે સર્જેલાં રાજ્યબંધારણો લાંબો સમય ચાલુ ન જ રહી શકે. એ રાજ્યબંધારણો પલટો પામશે, એ રાજ્યબંધારણો વિપ્લવ અને ક્રાંતિ ઉત્પન્ન કરશે, એ રાજ્યબંધારણ પ્રજામાં પરસ્પર વેરઝેર અને યુદ્ધો ઉત્પન્ન કરશે, એ રાજ્યબંધારણ લોહીની નદીઓ વહેવડાવશે અને પછી એ રાજ્યબંધારણ પોતે જ નાશ પામશે અને નવીન રાજ્યતંત્રની સ્થાપના થશે.

એટલે સિકન્દર જેવા રાજવીઓએ સ્થાપેલાં રાજ્યતંત્રો નાશ પામ્યાં અને ગ્રીસમાં પ્રજાસત્તાક રાજ્યો સ્થપાયાં, ગ્રીસમાં પાછાં એ પ્રજાસત્તાક રાજ્યો નાશ પામ્યાં અને આખી ય સંસ્કૃતિ નષ્ટ થઈ. રાજાઓ પુનઃ અસ્તિત્વમાં આવ્યા. પુનઃ લોકશાસન સ્થપાયાં, પછી સરમુખત્યારો અસ્તિત્વમાં આવ્યા. અકબર અને શિવાજીએ સ્થાપેલાં રાજતંત્રો નાશ પામ્યાં. આમ રાજ્યબંધારણનો આખો ય ઇતિહાસ ચક્રાવે ચડ્યો હોય એમ જણાય છે. આ આખો ય ઇતિહાસ કરુણ અને નિરાશાભર્યો જણાય છે. જગતમાં કશું યે સંપૂર્ણ નથી અને રાજ્યબંધારણ કેવી રીતે સંપૂર્ણ હોઈ શકે ?

ઇંગ્લૅંડના રાજ્યબંધારણના વિખ્યાત અભ્યાસકોએ એ રાજ્યબંધારણની મુક્ત કંઠે પ્રશંસા કરી છે અને કર્યે જાય છે. આ અભ્યાસકોએ એ રાજ્યબંધારણને કુદરતી વિકાસક્રમ માફક સ્વાભાવિક વિકાસ પામ્યું હોય, સ્વાભાવિકપણે એમાં વૃદ્ધિ થઈ હોય એમ કલ્પના કરી છે. એ રાજ્યબંધારણના ઘડનારા પુરુષો મુત્સદ્દી અને વિચક્ષણ હતા અને એમની પણ પ્રશંસા આ અભ્યાસકો કરી રહ્યા છે.

આ મુત્સદ્દી પુરુષોએ આવું અજોડ રાજ્યતંત્ર રચવામાં અને સ્થાપવામાં અદ્ભુત અને અવર્ણનીય મહેનત આદરી હતી. તેમનામાં અસામાન્ય એવી સામાન્ય વ્યવહારકુશલતા હતી, તેમનામાં કવિ કે ફિલ્સુફની કલ્પના નહતી પણ દીર્ઘ દૃષ્ટિ અને ભવિષ્ય જોવાની શક્તિ હતી, રાજાઓ સાથે બાથ ભીડી એમની પાસેથી જનતાને માટે સત્તા છીનવી લેવાની શક્તિ હતી અને એવી છીનવી લીધેલી સત્તાને કારણે એઓ આજનું રાજ્યતંત્ર સ્થાપી શકયા હતા.

આજના અંગ્રેજ મુત્સદ્દીઓ અભિમાનપૂર્વક કહે છે કે જગતમાં પ્રજાશાસનનો પ્રથમ ડંકો અમારા પૂર્વજોએ અને અમે વગાડ્યો, અમારા રાજ્યબંધારણનાં મૂળભૂત સિદ્ધાન્તોને અનુસરીને જગતનાં તમામ રાજદ્વારી પુરુષોએ એમના દેશ માટે રાજ્યતંત્રો રચ્યાં, અમારી ધારાસભા – પાર્લામેન્ટ – જગતના તમામ દેશોની ધારાસભાની જનેતા છે. આવું અજોડ રાજ્યતંત્ર સ્થાપીને અમે અપરિમિત આબાદી કરી છે, અમારી જાતિ જગતની જાતિઓમાં અગ્રગણ્ય અને મોખરે છે, અને અન્ય દેશોને અમારા જેવું રાજ્યતંત્ર રચીને ઉત્કર્ષ કરવાની અમે પ્રેરણા આપી અને એથી એ દેશોમાં અમારા જેવી આર્થિક ઉન્નત્તિનાં મંડાણ થયાં. સ્વતંત્રતા શું છે તે અમે જગતના લોકોને સમજાવ્યું છે, એની જરૂરિયાત અને કિંમત અમે સર્વત્ર સરસ રીતે સિદ્ધ કરી બતાવી છે.

અને અમારી જાતના જોરે જીતેલા મુલ્કોમાં પણ અમે અમારા રાજ્યબંધારણ જેવાં રાજ્યબંધારણો સ્થાપ્યાં છે. અમારે આશ્રયે અને અમારી સત્તા નીચે આવેલા તમામ દેશોને સ્વતંત્રતા આપી છે; આમ દુનિયાની સંસ્કૃતિમાં, વિકાસમાં અને આબાદીમાં અમારા પૂર્વજોએ, અમોએ અને અમારા રાજ્યતંત્રે અપૂર્વ અને અવર્ણનીય ફાળો આપ્યો છે.

અમારા રાજ્યતંત્રનો સિદ્ધાન્ત અમેરિકામાં પ્રચાર પામ્યો, અમારા રાજ્યતંત્રનો સિદ્ધાન્ત અમેરિકામાંથી ફ્રાન્સમાં પ્રચાર પામ્યો, ફ્રાન્સમાંથી આયરલૅંડમાં પ્રચાર પામ્યો અને આયરલૅંડમાંથી દુનિયાના તમામ દેશોમાં, ધરતીના પટેપટે અમારા રાજ્યતંત્રનો સિદ્ધાન્ત પ્રચાર પામ્યો.

અમારી સંસ્કૃતિની, અમારી જાતિની એ જ ખાસિયત છે કે જ્યાં જ્યાં અમે વિચરીએ છીએ, જ્યાં જ્યાં અમે સત્તા અને સંપત્તિ સંપાદન કરીએ છીએ ત્યાં ત્યાં અમે અમારા રાજતંત્રની પ્રથા – પાર્લામેન્ટરી પ્રૅક્ટિસ – ની એક યા અન્ય સ્વરૂપમાં સ્થાપના કરીએ છીએ. અમારી આ સંસ્થાની બલિહારી એ છે કે અમારા લોહીમાં એના સંસ્કાર છે; અમારા વર્તનમાં એની ઊંડી અસર છે. બંધારણ અમે સ્થાપીએ છીએ, બંધારણ મુજબ અમે વર્તીએ છીએ અને બંધારણ અનુસાર જ અમે રાજકારભાર અને વહીવટ ચલાવીએ છીએ. દરેક કામ અમે કાયદેસર કરીએ છીએ. એમ કરીને પછાત લોકોને સુખી અને સંસ્કારી બનાવીએ છીએ.

આ અતિશયોક્તિભરેલા શબ્દોમાં જેટલું સત્ય છે તેટલું અસત્ય પણ છે. લોકશાસનનો સિદ્ધાંત તો કવિ નાનાલાલના શબ્દોમાં ‘સર્જનજૂનો’ છે. સૂર્યમાંથી આપણી સૃષ્ટિ જ્યારે છૂટી પડી, છૂટી પડ્યા પછી જ્યારે એમાં આપણા પૂર્વજોની ઉત્પત્તિ થઈ, ત્યારે એમાં રાજાઓ નહોતા, રાજતંત્રો નહોતાં, પણ પ્રસંગ વહેતાં આપણા પૂર્વજોએ એમની અરાજકતાભરી અવસ્થામાં, એમની અપરંપાર ખાવાપીવા, ઓઢવા અને રહેવાની ચિન્તામાં, એમની તદ્દન પશુ જેવી જંગલી હાલતમાં — એક એવી સામાજિક પ્રથા સ્થાપી હતી કે તેથી વ્યક્તિગત સ્વતંત્રતા સ્થાપવામાં આવી, તેથી દરેકને એના સ્વાર્થ અર્થે અમુક પ્રકારના રીતરીવાજ, અમુક પ્રકાર-

નું જીવન સ્વીકારવા નિયમો ઘડ્યા. એમણે એમના રક્ષણની યોજના-ઓ એવી બનાવી હતી કે આજની માફક એમની મિલ્કત અને એમની જાતનું એઓ સરસ રીતે રક્ષણ કરી શકયા.

માનવી તો જન્મે છે ત્યારથી જ સ્વતંત્ર છે. કુદરત એને પરતંત્ર બનાવે છે. એની એ પરતંત્રતા સામે એ જીવનભર લડે છે. આમ જીવન સાથે જ સ્વતંત્રતા માટેનું યુદ્ધ જગતના તમામ જીવો લડી રહ્યા છે. આ સ્વતંત્રતા એ જ સુખ અને રક્ષણનું સાધન છે એટલે સુખ અને રક્ષણ સારૂ જ્યાં જુઓ ત્યાં તકરાર, ઝગડા અને યુદ્ધ જોવામાં આવે છે. એક જાતિના લોકો પ્રથમ એમની વ્યકિતગત સ્વતંત્રતા અર્થે લડે છે. એ સ્વતંત્રતા પ્રાપ્ત કર્યા પછી એઓ બધા એકઠા થઈ સમૂહ માટે સ્વતંત્રતા પ્રાપ્ત કરે છે. આમ આંતરિક અને બાહ્ય સ્વતંત્રતા માટે માનવજાતિનો પ્રયાસ તો જગતની ઉત્પત્તિથી ચાલતો આવ્યો છે.

ગ્રીસનાં રિપબ્લિક સંસ્થાનો પ્રજાવાદના પ્રાથમિક અને મૂળ-ભૂત સિદ્ધાન્તો પર રચાયાં હતાં. પ્લેટો અને ઍરિસ્ટોટલે અંગ્રેજ લોકોની હજારો વર્ષ પૂર્વે પ્રજાશાસન વિષે પુસ્તકો લખ્યાં હતાં. તે વખતે ગ્રીસમાં લોકનિયુકત રાજતંત્રો ચાલતાં હતાં; અને જ્યારે અંગ્રેજ લોકો જંગલી હાલતમાં હતા, જ્યારે એમના રાજવીઓ એમની પ્રજાને પીડી રહ્યા હતા, જ્યારે જમીન અને મીલ્કત-માલીકો સત્તા સ્થાપવા મહાન વિગ્રહમાં સંડોવાયા હતા — ત્યારે હિન્દનું પ્રત્યેક ગામડું સ્વતંત્ર હતું, એની ગ્રામપંચાયતનું બંધારણ લોકશાસનના સિદ્ધાન્ત અનુસાર રચાયું હતું, એની સ્વતંત્રતા આંત-રિક તેમ જ બાહ્ય રીતે સંપૂર્ણ હતી.

એટલે ઇંગ્લંડના રાજયબંધારણના અભ્યાસકોએ રાજય-બંધારણની ભવ્યતા કે રમણીયતા માટે જરા પણ ફૂલી જવાનું નથી

કે અભિમાન દાખવવાનું નથી. ગ્રીસ, રોમ અને હિન્દનાં પ્રજાસત્તાક ગામડાંની ઊંડી અસર એ રાજ્યબંધારણમાં સ્પષ્ટ દેખાઈ આવે છે.

વળી, પછાત પ્રજાઓને એમણે જે રાજબંધારણો આપ્યાં છે એમાં એમણે એ પ્રજા પર કાંઈ જ ઉપકાર કર્યો નથી. એ પછાત પ્રદેશોની ગુલામી લાંબો સમય ચલાવવા, એમનું આર્થિક શોષણ વધારવા કે ચાલુ રાખવા, એમણે એમના દેશમાં પ્રવર્તી રહેલું રાજતંત્ર સ્થાપ્યું નથી, પણ એ પછાત દેશોમાં એમણે તો એવાં રાજ્યતંત્રો સ્થાપ્યાં છે કે તેમનો દેખાવ છે એમનાં રાજ્યબંધારણના જેવો, તેમની પદ્ધત છે એમના રાજ્યબંધારણના જેવી, તેમનાં કાયદા છે એમના રાજ્યબંધારણના જેવા; પણ એમાં નરી કૃત્રિમતા અને કેવળ વ્યર્થતા જણાય છે, એમાં પછાત પ્રજાને વાસ્તવિક હક્ક કે સત્તા આપવામાં આવેલાં હોતાં નથી, એમાં ખોટા ઢોંગ અને ડોળ માલૂમ પડે છે. અને એમાં સુધારાવધારા માટે વિચાર કે કર્તવ્યને આચરણમાં મૂકવા કરતાં શબ્દોથી વિશેષ વાતો થાય છે.

આપણા પછાત અને પીડિત દેશમાં આજે તો રાજ્યબંધારણ જેવું કશું જ નથી. આપણા વૉઈસરૉય, ગવર્નરો અને સફેદ પ્રજાના પ્રતિનિધિઓ એમની ઈચ્છા અને એમના દેશની પ્રજાની ઈચ્છા અનુસાર આપણા ઉપર સત્તા ચલાવી રહ્યા છે અને આપણી સલાહ કે સંમતિની દરકાર વિના આપણા વહીવટ અને કારભાર એમના અંગત શ્રેય અર્થે જ ચલાવી રહ્યા છે. આપણી પ્રાંતિક ધારાસભાના દરવાજે તાળાં દેવામાં આવ્યાં છે, આપણી આજની મધ્યસ્થ ધારાસભા નકામી, નિર્બળ અને નપુંસક જેવી બની છે. આ ધારાસભાનું આયુષ્ય વરસે વરસે લંબાવવામાં આવે છે. એમાં હાજરી આપતા બુદ્ધિમાન સભાસદો એમનાં સમય અને શકિતનો નિરર્થક વ્યય કરી રહ્યા છે.

કારોબારીમાં પ્રધાનો બનેલા આપણા હિન્દીઓ આપણી પ્રજાના પ્રતિનિધિઓ નથી, આપણું રાજકીય શ્રેય કરવા એમનામાં શક્તિ નથી કે એમને અધિકાર નથી. સામ્રાજ્યવાદના અસ્તિત્વ માટે, યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવા અર્થે, હિન્દની પ્રજાના વિભાગ પાડી એમાં વ્યર્થ સંતોષ ઉત્પન્ન કરવા માટે, દુનિયાના અન્ય દેશોને ઉપરઉપરનો દેખાવ કરવા માટે, અને અસત્યના પ્રચાર અર્થે આપણા આજના કારોબારી મંડળની સ્થાપના કરવામાં આપી છે; અને આ ધ્યેયની સિદ્ધિઅર્થે આપણા આ અગ્રગણ્ય હિન્દીઓ જે સરકારના સાગરીતો છે એમને પ્રધાનપદાં આપવામાં આવ્યાં છે.

એટલે આપણા દેશમાં અત્યારે નથી પ્રજાતંત્ર, નથી લોકનિયુક્ત શાસન, નથી અમેરિકા, ઇંગ્લૅંડ, કૅનેડા, ઑસ્ટ્રેલીઆ કે દક્ષિણ આફ્રિકા જેવી રાજકીય અને આર્થિક સ્વતંત્રતા. જે કાંઈ છે તે તો સરમુખત્યારી છે. આપણા પર પાર્લામેન્ટ સાર્વભૌમ સત્તા ચલાવી રહી છે. હિન્દી વજીર હિન્દનો મહાન હિટલર છે. અને શ્રીમાન ગવર્નર જનરલ એ પાર્લામેન્ટ અને એ હિટલરની આજ્ઞાને અમલમાં મૂકી હિન્દ પર શાસન કરી રહ્યા છે.

મહાસાગરનું મંથન કરીને દેવોએ અમૃત આરોગ્યું અને જીવનને અમર બનાવ્યું પણ ભગવાન ભોળાનાથને તો વિષ પીવું પડયું. તેમ આપણા વિશાળ દેશ માટે રાજ્યતંત્રની શોધ કરવા ત્રણત્રણ ગોળમેજી પરિષદો ભરવામાં આવી. એ પરિષદોના મંથન પછી અંગ્રેજ લોકોએ એમના હિન્દી સામ્રાજ્યને અમર રાખવા સફલતા પ્રાપ્ત કરી અને એનાં વિષમ પરિણામો હિન્દને ભોગવવા હાકલ કરી.

આ પરિષદોમાં ઇંગ્લૅંડ અને હિન્દના મહાન બુદ્ધિશાળી વિખ્યાત પુરુષોએ હાજરી આપી. આ પરિષદોમાં સ્વાર્થ અને ઐહિક

સુખ માટે લડાઇઓ ચાલી — હિન્દ અને ઇંગ્લૅંડના પ્રખર મુત્સદ્દીઓ વચ્ચે; આ પરિષદોમાં વાગ્બાણુથી યુદ્ધો મંડાણાં—ઇંગ્લૅંડ અને હિન્દના ચાલાક અને ચપળ વક્તાઓ વચ્ચે, આ પરિષદોમાં અંગ્રેજોએ એમની કુનેહથી હિન્દીઓને હિન્દીઓ સાથે લડાવ્યા, રાજાઓને કૉંગ્રેસ સાથે લડાવ્યા, કૉંગ્રેસ સાથે લીગને લડાવી અને અંગ્રેજો જગતને પ્રચારકાર્યથી જણાવી શકયા કે આ પ્રજાના હિત માટે જ, એમના નિઃસ્વાર્થ પાલક પિતા તરીકે જ અમે હિન્દને રફ્તે રફ્તે સ્વતંત્રતા આપીએ છીએ, એમાં અમારી માત્ર દીર્ઘ દૃષ્ટિ છે, અમારો કશો યે સ્વાર્થ નથી.

ગોળમેજી પરિષદો પાછળ લાખો રૂપીઆના ખર્ચા કરવામાં આવ્યા અને એ મહાન અને અવિરત પ્રયાસનું પરિણામ એ આવ્યું કે કુનેહબાજ અંગ્રેજોએ એમના સ્વાર્થ અર્થે એમની બુદ્ધિનું અને એમના આત્માનું લીલામ કરીને આપણે માટે નકામું અને નિર્બળ સમૂહતંત્ર–સમવાયતંત્ર રચ્યું. વિચક્ષણ, ચતુર અને રાજ્યનીતિ-નિપુણ અંગ્રેજોએ હિન્દ માટે જે સમૂહતંત્ર યોજ્યું છે એની નબળાઇનો, એની પ્રત્યેક પ્રકારની સંપૂર્ણ અપૂર્ણતાનો, એની ખામી અને હાંસીનો આ જગતમાં બીજો કોઈ જોટો જડે એમ નથી. આ પરિષદો ભર્યાને તેરતેર વરસોનાં વહાણાં વહી ગયાં છતાં ય આપણા રાજ્યતંત્રમાં સુધારા કરવા આજે અંગ્રેજ બિરાદરો ઇચ્છતા નથી. આ આપણા અકથ્ય કમભાગ્યની વાત છે, બીજું કંઈ નથી.

આપણા દેશ માટે યોજવામાં આવેલું સમૂહતંત્ર આપણને સંપૂર્ણ રાજ્યસત્તા આપતું નથી, આપણને આપણો આર્થિક વિકાસ કરવા પૂર્ણ સ્વતંત્રતા આપતું નથી. આપણી આજની ગુલામીમાં કાંઈ ફરક પડવાનો નથી અને આપણે એક પણ અંશે સ્વતંત્ર બનવાના

નથી. આ સમૂહતંત્ર અનેક ગુંચવણો અને કિલષ્ટતાઓથી ભરેલું છે, એની અસ્પષ્ટતા પણ ઘણી છે.

સમૂહતંત્રની યોજના મુજબ મધ્યસ્થ ધારાસભાને કાંઈ સત્તા આપવામાં આવી નથી. પરદેશી રાજ્યનીતિમાં અને વહીવટમાં આ ધારાસભાને કોઈ પણ બાબતમાં માથું મારવાનો અધિકાર નથી. સંરક્ષણ ખાતામાં અને લશ્કરી બાબતમાં કોઈ પણ કાયદો ઘડવા કે કોઈ પણ વિકાસ કરવા એ અશક્ત છે. હિન્દના રેઈલવેખાતાના વહીવટમાં દરમ્યાનગીરી કરવા એને સત્તા નથી. હિન્દની રિઝર્વ બૅંક ઉપર દેખરેખ રાખવા આ ધારાસભાને કાંઈ સત્તા નથી. હિન્દના વહાણવટાના વિકાસ માટે આ ધારાસભા કાંઈ પણ કરવા સમર્થ નથી. હિન્દના વ્યાપારહુન્નરની પ્રગતિ અર્થે મનગમતા કાયદા આ ધારાસભાથી થઈ શકે એમ નથી.

એટલે સમવાયતંત્ર અનુસાર આ મધ્યસ્થ ધારાસભા કેવળ પુતળાસમાન છે. અમુક કાયદા કરતાં શ્રીમાન ગવર્નર જનરલ એને ગમે ત્યારે અટકાવી શકશે. અમુક મુસદ્દાને દાખલ કરવા આ ધારાસભાએ શ્રીમાન ગવર્નર જનરલની પરવાનગી માગવી પડશે. શ્રીમાન ગવર્નર જનરલ ધારાસભાએ પસાર કરેલા કાયદાને નામંજૂર જાહેર કરી રદ કરી શકશે. શ્રીમાન ગવર્નર જનરલ એમની ઈચ્છા અનુસાર નવા કાયદા ઘડીને ધારાસભાએ કરેલા કાયદા રદ કરી શકશે. કટોકટીમાં એ વડા હાકેમ શાંતિ, સુરાજકતા અને સુવ્યવસ્થા જાળવવા નવા ફતવા કાઢી શકશે અને એમ કરતા પહેલાં આ ધારાસભાની સંમતિ લેશે નહિ, એને પૂછશે નહિ કે એને અગાઉથી ખબર પણ આપશે નહિ. શ્રીમાન ગવર્નર જનરલ ધારાસભાએ પસાર કરવા કાયદા પોતાની પસંદગી કે વિચારણા વાસ્તે અનામત રાખી શકશે.

નાણાંકીય અને અંદાજપત્રની બાબતોમાં આ ધારાસભાને માત્ર વીસ ટકા જ અધિકાર છે. શ્રીમાન ગવર્નર જનરલ આ બાબતોમાં સર્વઅધિકારસંપન્ન છે. લઘુમતી કોમોનું રક્ષણ એમના હાથમાં છે, ધાર્મિક બાબતોમાં કોઇને માથું મારતાં અટકાવવા એમને અધિકાર છે, ઇંગ્લૅંડની પ્રજાના વ્યાપારઉદ્યોગને નુકશાન કરતાં ધારાસભાના કાયદાને રદ કરવા એમને સત્તા છે, આ શ્રીમાન-ની સત્તા એટલી બધી વિશાળ છે, એટલી બધી સર્વગ્રાહી છે અને એટલી બધી સર્વોપરિ છે કે એ સમૂહતંત્રમાં એમનું સ્થાન એમના આજના સ્થાનથી વધુ ઉત્તમ અને ઊંચું બનશે, અરે, એમનું સ્થાન સમ્રાટ અકબર, નેપોલિયન, લુઈ કે ઝારના સ્થાન જેવું બનશે. સમૂહતંત્રના ચક્રાવામાં આ શ્રીમાન શક્તિનું કેન્દ્રસ્થાન બનશે, આવા કેન્દ્રસ્થાનવાળા સમૂહતંત્રના ચક્રને હિન્દી વજીર અને પાર્લામેન્ટ એમની ઇચ્છા, એમના હિત અને સ્વાર્થ અનુસાર ચકડોળે ચડાવશે.

મધ્યસ્થ ધારાસભાથી આપણું કશું કે કોઈ પણ પ્રકારનું હિત થઈ શકે એમ લાગતું નથી. આ ધારાસભાને સમૂહતંત્રમાં કોઈ-પણ પ્રકારનો ફેરફાર કરવા અધિકાર નથી અને શ્રીમાન ગવર્નર જનરલે અનામત રાખેલાં ખાતામાં દરમ્યાનગીરી કરવા પણ અધિકાર નથી.

સમવાયતંત્ર અનુસાર યોજવામાં આવનારું કારોબારી મંડળ પણ એટલું જ નકામું અને નિર્માલ્ય છે. આ કારોબારીમંડળ ની રચના દ્વિરાજ પદ્ધતિના નિષ્ફળ નિવડેલા સિદ્ધાન્ત ઉપર રચવામાં આવી છે. કારોબારીના પ્રધાનો અને અનામત ખાતાંના વડા અધિકારીઓ વચ્ચે ઘર્ષણ ઉત્પન્ન થશે, શ્રીમાન ગવર્નર જનરલ વચ્ચે પડશે અને પોતાની ઇચ્છા મુજબ ખાનગી ચુકાદો

આપશે. આ પદ્ધતિથી રાજકીય અથડામણો વધશે અને આપણી પ્રગતિ થવાને બદલે આપણે પાછળ પડીશું.

સમૂહતંત્રની યોજનામાં આપણા રાજામહારાજાઓની સ્થિતિ આજદિન સુધી જેટલી સદ્ધર છે અને જેટલી આપખૂદ છે તેવી જ તેમની સ્થિતિ રાખવામાં આવી છે. સમૂહતંત્રમાં દાખલ થવું કે નહિ એ પ્રત્યેક રાજાની મુન્સફીનો સવાલ છે. સમૂહતંત્રમાં દાખલ થવા સાર્વભૌમ સત્તા એમને ફરજ પાડવાની નથી. એ તંત્રમાં દાખલ થવા આપણા રાજવીઓ એમની પ્રજાની ઇચ્છાને માન્ય રાખવા બંધાયેલા નથી. સમૂહતંત્રમાં દાખલ થઈને પણ એ એમના આજના અધિકાર, આજના વિલાસો અને જુલ્મો કાયમ રાખી શકે એમ છે. એમના રાજ્યમાંથી સમૂહતંત્રની મધ્યસ્થ ધારાસભામાં કોને સભાસદ તરીકે મોકલવા એ પણ રાજાઓની મરજીની વાત છે. આમ રાજાઓ નિરકુંશપણે રાજ્ય ચલાવશે. લોકશાસનનો થોડોક સિદ્ધાંત પ્રાન્તોમાં હશે જ્યારે રાજસ્થાનોમાં તો આપખૂદી જ ચાલુ રહેશે.

સમૂહતંત્રના ઉપર કરેલા અલ્પ વર્ણનથી આપણને જણાશે કે એ જડમૂળથી એટલું બધું ખરાબ છે કે આપણો કોઈ પણ પ્રકારનો ઉદ્ધાર આ તંત્રની સ્થાપના કરવાથી થવાનો નથી. એટલે હિન્દની તમામ રાજદ્વારી સંસ્થાઓએ આ ભાવિ તંત્રને અતિશય આકરી વાણીથી અવગણ્યું છે.

હિન્દની રાષ્ટ્રીય મહાસભાએ પ્રથમ દૃષ્ટિએ એને અવગણ્યું છે અને એનો તિરસ્કાર કર્યો છે; કારણ કે એની સ્થાપનાથી કોઇનો યે ઉત્કર્ષ થવાનો નથી. મુસ્લિમોને એ તંત્ર જોઈતું નથી; કારણ કે એમના અગ્રેસરોને સત્તાનાં સ્થાન મળવાનાં નથી અને એથી એમની કોમનું ઊંચું આવવાનું નથી, વિનીતોએ એમની વાણીથી

સાફસાફ જણાવી દીધું છે કે એમાં ફેરફાર કર્યા શિવાય એને સ્વીકારી શકાય એમ નથી. આપણા દેશી રાજવીઓ આ સમૂહતંત્રનું નામ સૂણતાં જ એટલા બધા બહાવરા બની ગયા છે કે એને સમઝવા એઓ અને એમના પ્રધાનો તનતોડ મહેનત કરી રહ્યા છે. રખેને એ તંત્રમાં જોડાવાથી એમના દરજ્જાને અને એમની આપખૂદ સત્તાને ધોકો પહોંચે એવા ભયની કલ્પનામાં અને વિચારમાં પડી ગયા છે.

આવું સમૂહતંત્ર છે; અને તે કોઈને જોઈતું નથી.

પ્રશ્ન એ ઊઠે છે કે બધાં ય દૂષણો વિનાનું કે અમેરિકાજેવું આદર્શ સમૂહતંત્ર આપણા દેશને શું અનુકૂલ નહિ આવે ? આપણા દેશને આશીર્વાદસમાન શું નહિ નીવડે ? ધારો કે આવતી કાલે અંગ્રેજ લોકો આ દેશને છોડીને ચાલ્યા જાય અને આપણા માટે આપણને અનુકૂલ રાજ્યબંધારણ રચવા સંપૂર્ણ સ્વતંત્રતા આપતા જાય તો શું આપણે અમેરિકા કે કૅનેડા જેવું સમવાયતંત્ર નહિ સ્થાપીએ ?

કોઈ પણ દેશનાં છૂટાંછવાયાં સંસ્થાનો કે પ્રાંતોને સંપૂર્ણ સ્વતંત્રતા મળે છતાંય એમની વચ્ચે સંપ, સંગઠન, રાષ્ટ્રીય ભાવના કાયમ રહે એ સમવાયતંત્રનો ભવ્ય અને મહાન આદર્શ છે. યુદ્ધમાં કે કોઈ આપત્તિકાળમાં પ્રત્યેક સંસ્થાન કે પ્રાન્તનું સંપૂર્ણ સંરક્ષણ થાય એ પણ સમવાયતંત્રનો સિદ્ધાન્ત છે. સમવાયતંત્રમાં સંયોજિત થયેલાં સંસ્થાનો એમની ખાસિયતો, ભિન્નતાઓ અને એમનું વ્યકિતત્વ કાયમ રાખી શકે છે અને એમ કરીને પ્રત્યેક સંસ્થાન સામાન્ય હિત માટે પ્રથમ લક્ષ આપે છે. સર્વને રાજકીય અને આર્થિક સ્વતંત્રતા આપ્યા છતાં ય એમનાં સમગ્ર રાજકીય અને આર્થિક હિતોને જરા પણ અવરોધ આવતો નથી. પ્રત્યેક સંસ્થાનની આંતરિક સ્વતંત્રતા ઉપર

એટલો જ કાબુ છે કે એ સંસ્થાન એના પાડોશી સંસ્થાનને નુકશાન ન કરી શકે કે સર્વસામાન્ય હિતને નુકશાન ન કરી શકે.

આ સંસ્થાનો વચ્ચે કેવો સંબંધ હોવો જોઈએ, એ કેવા કાયદા ઘડી શકે, એમની પરસ્પર શી ફરજ હોઈ શકે, સમવાયી મધ્યસ્થ મંડળના એમણે કેવા કેવા હુકમો પાળવાના હોઈ શકે — એને કેવી રીતે આજ્ઞાંકિત રહેવાનું છે, વગેરે, વિગતો રાજ્યતંત્ર રચતી વખતે નક્કી કરવામાં આવે છે અને એક વખત આવું સમૂહતંત્ર સ્થપાયા પછી એમાં ફેરફાર કરવા મુશ્કેલ બને છે.

હિન્દ વિશાળ દેશ છે, એમાં ભિન્નભિન્ન ભાષાઓ પ્રવર્તે છે, એ ભાષા માટે લોકો અભિમાન લે છે. આ દેશમાં પ્રાંતિક ભાવના, પ્રાંતિક અભિમાન અને અસ્મિતા કદાપી નાશ ન પામે એવાં પ્રબળ છે. વળી, આ દેશમાં દેશી રાજવીઓ છે અને તેઓ એમનું આધિપત્ય અમર રાખવા ઈચ્છી રહ્યા છે અને એ ઈચ્છાને પોષવા સાર્વભૌમ સત્તાની પ્રાથમિક ધાર્મિક ફરજ છે. આમ એક તરફ પ્રાંતિકવાદને પોષવા અને રાજવીઓની હસ્તીને અમર રાખવા અને બીજી તરફ હિન્દમાં રાજકીય અને આર્થિક એકતા સ્થાપવા હિન્દને માટે સમૂહ-તંત્રનો સિદ્ધાન્ત રાજ્યબંધારણના કેટલાક અભ્યાસકોને ઠીક લાગે છે.

પણ અમેરિકાનું સમૂહતંત્ર આદર્શ નથી. સમૂહતંત્ર એવું જ છે કે એ અપૂર્ણતાથી મુક્ત રહી શકે તેમ નથી. એની સૌથી મોટામાં મોટી ખામી એ છે કે સમૂહતંત્રમાં જોડાયેલાં સંસ્થાનો વચ્ચે ઘર્ષણ, હરિફાઈ, અવિશ્વાસ અને વેરઝેર ઉત્પન્ન થાય છે. એનાં ધારામંડળ, કારોબારીમંડળ અને ન્યાયમંડળ એકમેકથી તદ્દન સ્વતંત્ર હોવાને કારણે એમની વચ્ચે નિરંતર ઘર્ષણ ઉત્પન્ન થયા જ કરે છે. પ્રેસિડન્ટ અને એની કારોબારીને કૉંગ્રેસ સાથે અથડામણ થાય છે, કૉંગ્રેસ અને

ફેડરલ કૉર્ટ વચ્ચે અથડામણુ ઉત્પન્ન થાય છે. ફેડરલ કૉર્ટ અને કારોબારી વચ્ચે ઘર્ષણુ ઉત્પન્ન થાય છે.

આ પ્રકારના રાજ્યબંધારણુમાં રાજકીય કટોકટી અને પરસ્પર સંઘર્ષણુના એટલા બધા પ્રસંગો ઉદ્ભવે છે કે એથી રાજકીય કે આર્થિક પ્રગતિની રૂકાવટ થાય છે. કૉર્ટમાં તકરાર અને ઝગડાની પરંપરા વધતી જાય છે. એથી પૈસા અને પુરુષાર્થનો વ્યર્થ વ્યય થયા જ કરે છે. સમૂહતંત્રના રક્ષણુ અર્થે યોજવામાં આવેલી ન્યાયની કૉર્ટ રાજ્યતંત્રનું રક્ષણુ પ્રામાણિકતાથી પરન્તુ એટલી બધી સંકુચિતતાથી, એટલી બધી ઝીણવટથી અને એટલી બધી ચીકણાશથી કરે છે કે એ સર્વદેશીય વિકાસક્રમને અટકાવે છે. એટલે આ તંત્રની મહાન ખામી એ છે કે પરિવર્તન પામતા સમય અનુસાર એ પરિવર્તન પામતું નથી કે એમાં પરિવર્તન કરવું સહેલું નથી. એમાં નવીનતાને એકદમ સ્થાન મળતું નથી; સમય વહેતાં એ એવું જુનું અને જડ બને છે કે એનું સ્વરૂપ બદલવા એ ના પાડે છે, એતો એની એ જ અવસ્થામાં રહેવા ઈચ્છે છે, એને સુધારા માટે સૂગ છે.

માનવીઓએ રચેલું, કાગળમાં કોતરેલું, પરિવર્તનથી પર બનાવેલું આ સમૂહતંત્ર કુદરતનો મહાન વેગ સહી શકતું નથી. એને એનું સ્વરૂપ પરાણે બદલવું પડે છે. એની જડતા કે સ્થિરતા એ જ એના નાશનું કારણુ બને છે. એનો નાશ આમ કુદરત અનિચ્છાએ કરે છે. જ્યૉર્જ વૉશિંગ્ટનના સમયનું સમૂહતંત્ર આજે અમેરિકામાં રહી શક્યું નથી. જ્યૉર્જ વૉશિંગ્ટન કે અબ્રહામ લિંકન જેવો પ્રમુખ આજનો પ્રમુખ નથી. આજનો પ્રમુખ હિટલરની માફક સત્તાની માગણી કરી રહ્યો છે; અને એવી માગણી કરીને — એ માગણીની પ્રજાપાસે મંજૂરી મેળવીને યુદ્ધ જીતવાની અમેરિકન અને જગતની પ્રજાને આશા અને વચન આપે છે. યુદ્ધના દારુણ પ્રસંગે આ તંત્ર તદ્દન નિષ્ફળ નીવડ્યું છે. આ સત્ય સૌ કોઈ આ જાણે છે.

હિન્દને અંગ્રેજોએ આપવા ધારેલું સમૂહતંત્ર આપણને પસંદ નથી અને આપણને એની જરા પણ જરૂર નથી; અને અમેરિકા જેવું આદર્શ સમૂહતંત્ર અંગ્રેજો આપણને આપવા તત્પર થાય — જે આશા મૃગજળસમી મિથ્યા છે તોપણ એવું તંત્ર આપણા વિકાસક્રમને અટકાવનારું બનશે.

હિન્દને એક અને અવિભક્ત રાખવા, એમાં પ્રવર્તી રહેલી પ્રાન્તીય અસ્મિતાને અંકુશમાં રાખવા, એનાં સામાજિક રીતરીવાજો અને પ્રથાઓમાં એકતા સ્થાપવા અને આપણી રાષ્ટ્રીયતાનો સંપૂર્ણ, સત્વર આવિર્ભાવ કરવા આપણને અત્યારે તો એવું એક રાજ્યતંત્ર જોઇએ છે કે જેથી આપણો સર્વદેશીય વિકાસ યુરોપના કોઈપણ દેશ કરતાં સત્વર થાય. આવું રાજ્યબંધારણ ઘડવા લોકશાસનના આપણે કેટલાક સિદ્ધાન્તો સ્વીકારીશું, સમૂહતંત્રના કેટલાક સિદ્ધાન્તો સ્વીકારીશું, જર્મનીની અને રશિયાની સરમુખત્યારીનાં શ્રેયસ્કર તત્ત્વો પણ સ્વીકારીશું.

આ રાજ્યબંધારણમાં આપણા રાજવીઓની સ્થિતિ એમના નશીબે કદાચ આજના રાજા આઠમા એડવર્ડ જેવી તો રહેશે. એમની આજની આપખૂદ સત્તાનો જલદી અંત આવશે. પ્રજાના હિત ઉપર જ એમનું હિત અવલંબેલું છે, પ્રજાના હિતમાં જ એમનું અસ્તિત્વ છે— એ આદર્શ મરજિયાત કે ફરજિયાત રીતે આ રાજવીઓએ સ્વીકારવો પડશે. આજે એમનું અતિસ્ત્વ, એમના મોજશોખ સાર્વભૌમ સત્તાની મહેરબાની ઉપર અવલંબી રહ્યાં છે. આ સાર્વભૌમ સત્તાનું સ્થાન આપણી પ્રજા લેશે. પ્રજાની મહેરબાની ઉપર જ આપણા આજના રાજાઓનાં અસ્તિત્વ અને એમના મોજશોખ આધાર રાખશે.

આપણા દેશની પરિસ્થિતિ જોતાં, એમાં વર્તી રહેલાં રાજકીય ભેદભાવ અને ભિન્નભિન્ન માન્યતા અને અભિપ્રાય જોતાં, આપણા દેશ-

માં વધતો જતો કોમીવાદનો ઉકળાટ જોતાં, આપણા સામાજિક જીવન-માં અસ્તિત્વ ધરાવતી છિન્નભિન્નતા જોતાં, આપણે આપણી મધ્યસ્થ ધારાસભાને લંડનની પાર્લમેન્ટ જેવી સર્વસત્તાધીશ બનાવીશું, જેથી એ એના બંધારણને ફેરવી શકે, એના પર બાહ્ય કે આંતરિક અંકુશ ન હોય, એની આજ્ઞા ઉથાપવા કોઈ ન્યાયમંડળ કે કારોબારી-મંડળ સત્તાવાહી ન હોય, એમાં મુસ્લિમોને હક્ક અને હોદ્દા મળે,—અને છતાં ય એ ધારાસભામાં રૂઢિચૂસ્તોનું જોર ન હોય, એ ધારા-સભાની કાયદા કરવાની ઝડપ અપૂર્વ હોય—અને એમાં આમ-જનતાના પ્રતિનિધિઓના સભાસદો હોય—એવી સંપૂર્ણ પ્રતિનિધિત્વ ધરાવતી ધારાસભા આપણો અને આપણા દેશનો સારામાં સારો વિકાસ કરી શકશે.

સમૂહતંત્ર, સંસ્થાન, ફેડરલકૉર્ટ, આ બધામાંથી ઉત્પન્ન થતી ધમાલની જરૂર નથી. આ ધારાસભામાં હિન્દની પ્રજાના સર્વ પ્રતિનિધિઓ આવશે. એમાં રાજવીઓના રાજ્યોમાંથી ચૂંટાયેલા પ્રતિ-નિધિઓ આવશે અને આવી મધ્યસ્થ ધારાસભા અધિકાર અને સત્તાનું કેન્દ્રસ્થાન બનશે. આ ધારાસભામાંથી એક કારોબારી મંડળ ચૂંટાશે. એ કારોબારી મંડળ ધારાસભાને સંપૂર્ણ જવાબદાર રહેશે. આ કારોબારીના મુખ્ય પ્રધાન જવાહરલાલ કે સુભાષ બનશે. એ ધારાસભાને અને પ્રજાને જવાબદાર હશે તો પણ સરમુખત્યારીના કેટલાક જરૂરી અધિકાર એમને આપવા પડશે.

આપણા સ્વભાવને અનુકૂળ, આપણી સ્થિતિને અનુકૂળ, આપણી જરૂરિયાતોને પોષતું, આપણી ઇચ્છાઓને સંતોષતું, આપણામાં વિકાસભાવનાને ઉત્પન્ન કરતું, સમય સાથે પરિવર્તન સ્વીકારતું, સર્વને સરખા હક્ક અને ન્યાય આપતું, અને સર્વદેશીય વિકાસને પૂર્ણ ઝડપે કરતું — એવું અસામાન્ય અને અદ્વિતીય રાજ્યબંધારણ આપણે રચીશું અને એવું રાજ્યતંત્ર રચીને જ આપણે અને આપણો દેશ જગતમાં મહાન બનીશું.

# ફ્રેંચ વિપ્લવ

આ મહાન ક્રાંતિનાં બી સમ્રાટ લૂઈ ચૌદમાના સમયમાં રોપાયાં. આપણા અકબરસમ્રાટ જેવો આ રાજા મહાન, રાજ્ય-નીતિનિપુણ અને વિદ્વાન હતો. આ રાજવીની શરૂઆતની કારકીર્દી અત્યંત ઉજ્જ્વળ અને યશસ્વી હતી. એની શ્રેષ્ઠતા અને સર્વોપરિતા યુરોપખંડના સર્વે રાજાઓને માન્ય હતી. એની પ્રતિભા મોહક અને આકર્ષક હતી. એની રહેણીકરણી, એની બોલવાની રીતભાત, એનાં અધિકાર અને આજ્ઞા — આ સર્વથી યુરોપખંડમાં આ રાજવી બધા ય રાજવીઓ માટે આદર્શ રાજવી હતો, બધા ય સરમુખત્યારો માટે આદર્શ સરમુખત્યાર હતો, બધા ય મુત્સદ્દીઓનો મુત્સદ્દી હતો. યુરોપના પ્રત્યેક દેશની આંતરિક પરિસ્થિતિનું આ રાજાનું જ્ઞાન પ્રથમ પંક્તિનું હતું. યુરોપખંડમાં ફ્રાંસ દેશનું સ્થાન પ્રથમ જ હતું અને યુરોપખંડના બધા ય રાજાઓમાં આ રાજાનું સ્થાન પણ પ્રથમ જ હતું.

આપણા સમ્રાટ અકબરની કચેરી ભવ્ય અને આકર્ષક હતી. એમાં પંડિતો, સેનાપતિઓ, તત્ત્વજ્ઞાનીઓ, કવિઓ, ધર્મશાસ્ત્રીઓ વગેરે મહાન પુરુષો માટે સન્માનભર્યાં સ્થાન હતાં. એવી જ કચેરી હતી રાજા લૂઈની. આ રાજવીના સમયમાં ફ્રાંસદેશમાં સાહિત્ય, કળા, સ્થાપત્ય, વગેરે આબાદીના આકર્ષક શિખરે પહોંચ્યાં. આ સમ્રાટના સમયમાં ફ્રાંસમાં શેકસપીઅરજેવો મોલિયેર નામનો મહાન હાસ્યરસિક નાટ્યકાર થયો. એનાં રચેલાં હાસ્યરસિક નાટકોએ ફ્રાંસની અને યુરોપખંડના અન્ય દેશોની પ્રજાઓને સંસ્કાર, જ્ઞાન અને ઉલ્લાસ આપ્યાં. મોલિયેરે રચેલાં નાટકો શેકસપીઅરના નાટકોજેવાં આજે વિખ્યાત છે. એના સમયનું સામાજિક અને

રાજકીય જીવન આ લેખકે એનાં નાટકોદ્વારા આબેહૂબ રીતે ખડું કર્યું છે. આ લેખકની કૃતિ પાછળ લૂઈ ચૌદમાને સ્નેહ અને સન્માન હતાં અને એથી એના તરફ પ્રેમ અને પક્ષપાત પણ હતા.

આ સમ્રાટના સમયમાં ડેકાર્ટ અને પાસ્કલસમા મહાન તત્વવેત્તા થયા. આ સમ્રાટના સમયમાં કૉંદે, ત્યુરેન અને વૉબાં જેવા મહાન સેનાપતિઓ થયા. નાણાંકીય વિષયમાં સૌથી મહાન, ચતુર અને એ વખતનો નરરત્ન પુરુષ કૉલ્બેર હતો. એણે ફ્રાંસના નાણાંખાતામાં મહાન સુધારા કર્યા. કર, વેરા, આયપતવેરા, આયાત અને જકાત પરના વેરા એ સર્વ પ્રકારના કરમાં સુધારા કરીને ફ્રાંસમાં આબાદીનો નૂતન યુગ આ પુરુષે સ્થાપ્યો.

સમ્રાટ્ લૂઈ સર્વસત્તાધીશ બન્યો ત્યારે પણ ફ્રાંસની નાણાં-કીય પરિસ્થિતિ ઘણી જ ખરાબ હતી. એમાં વ્યવસ્થાની મહાન ખામી હતી. કર અને વેરામાં સમાનતા નહોતી. કર અને વેરા ઉઘરાવનારા જુલ્મી, લાંચિયા અને અપ્રામાણિક હતા. રાજ્યની આવક એકદમ ઘટી ગઈ હતી. આવી સ્થિતિમાં કૉલ્બેરે આખા ય નાણાંકીય ખાતાનો પુનરુદ્ધાર કર્યો. ફ્રાંસમાં આવતી પરદેશી વસ્તુઓ અને માલ ઉપર એણે આયાતકર નાંખ્યો. એમ કરીને ફ્રાંસના હુન્નર ઉદ્યોગને એક તરફ રક્ષણ અને સાહાય્ય આપ્યાં અને બીજી તરફ આયાતકર નાંખીને ફ્રાંસની રાજ્યતીજોરીની આવક વધારી.

વેપાર અને હુન્નરઉદ્યોગને સંરક્ષણ આપવાની આજની જે રાજ્યનીતિ સર્વ દેશોએ સ્વીકારી છે તે રાજ્યનીતિનો પ્રથમ ઉત્પાદક કૉલ્બેર જ હતો. કર અને વેરામાં એણે એકતા સ્થાપી, આ કર અને વેરા ઉઘરાવવા એણે નવાં સાધનો યોજ્યાં. અમલદારોની રીતભાત ઉપર સખ્ત દેખરેખ રાખીને એ બધાને ફરજિયાતપણે પ્રામાણિક બનાવ્યા, લાંચરુશ્વત અટકાવી. એમ કરીને ફ્રાંસના

રાજ્યવહીવટમાંથી એણે લાંચરુશ્વતને નાબૂદ કરી. હોલૅાંડ, ઇંગલૅંડ અને યુરોપના અન્ય દેશોમાંથી ફ્રાંસમાં આવતા કારીગરો અને કળાકારોને કોલ્બેરે સન્માનથી આદર આપ્યાં. એમને ઉત્તેજન આપી ફ્રાંસમાં હુન્નરઉદ્યોગની પ્રગતિની સ્થાપના કરી. આમ ફ્રાંસની આર્થિક ઉન્નતિ કરવામાં આ પુરુષનો પ્રયાસ ખરે જ પ્રશંસનીય હતો.

પણ આ રાજા જેટલો મહાન હતો તેટલો આપખૂદ હતો. પ્રજાશાસનના સિદ્ધાંતનો એ કટ્ટો વૈરી હતો. એના સમયમાં ફ્રાંસ દેશમાં પ્રજાશાસનના સિદ્ધાંત અનુસાર જે સંસ્થાઓ હતી તે સર્વ સંસ્થાઓને આ રાજાએ એની આપખૂદી નીચે લઈ લીધી. રાજ્ય-સત્તાનો એક પણ અંશ પ્રજાને કે અમલદારને આપવા આ રાજાની જરા પણ ઇચ્છા નહોતી. રાજ્યસત્તાનો રાજા સાથે કોઈ પણ ઉપભોગ કરે એ માટે પણ એની તૈયારી નહોતી. શ્રીકૃષ્ણે એમના વિરાટ સ્વરૂપમાં અર્જુનને અમર્યાદિત વિશ્વનું દર્શન કરાવ્યું તેમ આ સમ્રાટે જાહેર કર્યું કે ‘હું જ ફ્રાંસ દેશ છું, મારામાં જ ફ્રાંસ રાષ્ટ્ર સમાયેલો છે.’

એની આવી આપખૂદી છતાં ય એ ફ્રાંસમાં અપ્રિય ન બન્યો. એની શરૂઆતની રાજકારકીર્દી અત્યંત ઉજ્જ્વળ અને યશસ્વી રહી. પરન્તુ જ્યારે ફ્રાંસની ધાર્મિક બાબતોમાં એણે દરમ્યાનગીરી કરવાની શરૂઆત કરવા માંડી ત્યારથી એની ઉજ્જ્વળ અને યશસ્વી કારકીર્દીનો કરુણ અંત આવ્યો. પાર્થિવ બાબતોમાં એણે એની આપખૂદી અને સર્વોપરિતા સ્થાપી હતી અને તેવી જ આપખૂદી અને સર્વોપરિતા ધાર્મિક અને આધ્યાત્મિક બાબતોમાં એણે જાહેર કરી અને એની સ્થાપના કરવા તૈયારી કરી. એણે ઔરંગઝેબ જેવી મહાન ભૂલ કરી. એણે ધર્મના મહાન વડા પોપની સત્તા ઉલ્લંઘી, અને પોતે ધાર્મિક બાબતોમાં પોપથી સ્વતંત્ર છે, મુક્ત છે, અને મહાન છે એવી ઐતિહાસિક જાહેરાત કરી.

આ જાહેરાતથી પોપ ચમક્યો. એની સત્તા અને સર્વોપરિતા ઘવાતાં એના હૃદયને આઘાત લાગ્યો. પોતાની સર્વોપરિ સ્થિતિને અચલ અને અબાધિત રાખવા એણે બનતો મહાન પ્રયાસ કર્યો. રાજા લૂઈ સાથે વાગ્યુદ્ધ આરંભ્યું. સમ્રાટે તો અતિશય સખ્તાઈથી પોપ સાથે કામ લીધું; અને પોપ ઉપર પોતાની શ્રેષ્ઠતા અને સર્વોપરિતા સ્થાપી. રાજા અને પોપ વચ્ચેના આ ઝગડા અને તકરારે યુરોપખંડના રાજવીએ અને ધર્માચાર્યોને આકર્ષ્યા. લૂઈ સમ્રાટની આપખૂદીના યુરોપના રાજાઓ વખાણ કરી રહ્યા, ફ્રાંસના પોપની નબળાઈ જોઈ યુરોપખંડના ધર્માચાર્યો એને તિરસ્કાર અને ફિટકાર આપી રહ્યા.

એક તરફ આ રાજાએ રોમને કેથોલિક ધર્મસંપ્રદાય ઉપર પોતાની સર્વોપરિતા સ્થાપી અને બીજી તરફ પ્રોટેસ્ટન્ટ ધર્મ-સંપ્રદાય ઉપર સર્વોપરિતા સ્થાપવા એ ધર્મના અનુયાયીઓ ઉપર ત્રાસ અને જુલ્મ ગુજાર્યા. આ ધર્મના અનુયાયીઓની મિલ્કત જપ્ત કરી, એમના દેવળોનો નાશ કર્યો, એમને, એમનાં સ્ત્રી અને બાળકોને શિક્ષા કરી. પ્રોટેસ્ટન્ટ લોકોએ ફ્રાંસ છોડીને અન્ય દેશમાં ચાલ્યા જવા માંડ્યું. આથી ફ્રાંસની આર્થિક આબાદીને સખ્ત ફટકો પડ્યો; કારણ કે હુન્નર અને કળામાં આ લોકો નિપુણ હતા. ફ્રાંસે મહાન કારીગરો, હુન્નરઉદ્યોગમાં વિશારદ એવા ઉદ્યોગ-પતિઓ ગુમાવ્યા.

આપણા સમ્રાટ અકબરે લડાઈઓ લડીને સામ્રાજ્યની સ્થાપના કરી અને હિન્દને ઉજ્જ્વળ, કીર્તિવંત અને આબાદ બનાવ્યો. પણ ફ્રાંસના આ રાજવીએ લડાઈઓ લડવામાં ફ્રાંસનું ગૌરવ, ફ્રાંસની સત્તા અને કીર્તિનો નાશ કર્યો. સ્પેનની ગાદી સંપાદન કરવા ઈંગ્લૅંડ અને હોલૅંડ સાથે આ રાજાએ એની જિંદગીના અંત

સુધી અવિરત યુદ્ધો આદર્યાં અને પરિણામે ફ્રાંસનું લશ્કર લગભગ નાશ પામ્યું, ફ્રાંસની આર્થિક સ્થિતિ કોલ્બેર પહેલાં હતી તેવી ગંભીર અને ખરાબ બની. આ લડાઈઓ લડવામાં ફ્રાંસદેશ દેવાદાર બનવા લાગ્યો, એથી એની આબરૂ અને પ્રતિષ્ઠાને ફટકો પડયો. રાજા પ્રત્યે પ્રજાની પ્રેમ અને પૂજ્ય લાગણી નાશ પામી. પ્રજાને પ્રથમ વાર અનુભવ થયો કે હવે રાજા પ્રજાનો હિતેચ્છુ નહોતો હવે એ પ્રજાનો કટ્ટો વૈરી હતો અને તેથી હવે એનો અંત જલદી આવે એવી પ્રજાની ઇચ્છા હતી.

લડાઈનો અંત આવ્યો ત્યારે લૂઈની વૃદ્ધાવસ્થા વધી ગઈ હતી. આંતરિક અને આંતરરાષ્ટ્રીય બાબતો અને મુશ્કેલીઓ એના થાકેલા મન અને મગજને અતિશય અકળાવી રહી હતી. જીવનને આરે ઊભેલા આ રાજવી માટે નવાંનવાં સંકટો આવવાં લાગ્યાં. એના મરણ પહેલાં એનો સૌથી મોટો પુત્ર મરણ પામ્યો હતો. આ મોટા પુત્રનો મોટો પુત્ર અને એનો પણ મોટો પુત્ર — અને પ્રપૌત્રો લૂઈ પહેલાં જ મરણ પામ્યા હતા. આ બનાવે લૂઈના દુ:ખમાં વૃદ્ધિ કરી, એને અતિશય આઘાત લાગ્યો. જીવનમાં, રાજ્યમાં કાંઇ રસ રહ્યો નહોતો. આવી અશાન્ત અને વિષમ સ્થિતિમાં બે વરસના વારસને નીમી લૂઈએ આ દુનિયા ત્યાગી.

જે સમ્રાટે ગાદીએ આવતાં મહાન આશા આપી હતી, જેનાં વ્યકિતત્વ અને પ્રતિભા અપૂર્વ હતાં, જેનું રાજ્ય લાંબા સમય સુધી ચાલ્યું, એ રાજાનો આવો કરુણ અંત આવ્યો. ઔરંગઝેબના જીવનનો કરુણ અંત દેખી ઇતિહાસના અભ્યાસકને દુ:ખ અને કમ્પારી છૂટે છે, એવાં જ દુ:ખ અને કંપારી ફ્રાંસના ચૌદમા લૂઈના જીવન અને કારકીર્દીનો અભ્યાસ કરતાં ઉત્પન્ન થાય છે.

રાજાના મૃત્યુ સાથે યુરોપનો પુરાણો યુગ પૂર્ણ થયો. નવીન

યુગની સ્થાપના થઈ. આપખૂદી શું છે એ વસ્તુ એના રાજ્ય-વંશને, યુરોપના રાજવીઓને એ સમ્રાટે શીખવી. એથી એણે ફ્રાંસમાં મહાન ક્રાંતિનાં બી રોપ્યાં, અને એથી આખા ય યુરોપમાં હવે પછી ઉત્પન્ન થવાનાં વિપ્લવો, જુલ્મો, અરાજકતા, અહિંસા, વગેરે, ઉત્પન્ન થયાં અને તેથી એક સૈકા સુધી આખો ય યુરોપ અસંતોષ, અશાન્તિ અને અંધકારમાં આવી પડ્યો.

લૂઈ પંદરમો ગાદીએ આવ્યો. એનું ચારિત્ર્ય હલકી કોટીનું હતું. વિલાસ અને વનિતાનો એ મહાન રાગી હતો. માદામ દ પોંપાદૂર અને માદામ દુ બારી નામની પ્રખ્યાત સ્ત્રીઓના સંગમાં આ રાજવી એના ધર્મનું ભાન ભૂલ્યો, એની સત્તા અને અધિકાર ભૂલ્યો. આ સ્ત્રીઓના સહવાસમાં નિરંતર રહીને એ સ્ત્રીઓની સૂચના અને સલાહને સ્વીકારી રાજાએ રાજ્યકારભાર ચલાવવા માંડ્યો. આવા વિષયી અને નિર્માલ્ય રાજા પ્રત્યે પ્રજાના મનમાં કઈ રીતે સન્માન કે સ્નેહની લાગણી ચાલુ રહી શકે? પ્રજાએ રાજા અને એની રાણીઓને ફિટકારવા માંડ્યાં, પ્રજામાં આંતરિક અસંતોષની અગ્નિજ્વાળા ભભૂકવા લાગી.

આ રાજામાં લાંબી બુદ્ધિ કે કલ્પના નહોતી. ફ્રાંસદેશનું હિત એને હૈયે જરા પણ નહોતું. પ્રજાનાં એકપણ દુઃખની એને દરકાર નહોતી. એનામાં સ્વદેશ માટે પ્રેમ નહોતો, રાજદ્વારી કુનેહ નહોતી અને વિખ્યાત અને નિઃસ્વાર્થ પ્રધાનોમાં વિશ્વાસ નહોતો. એની આસપાસ સ્વાર્થી અને ખુશામદખોરો એને વિંટળાઈ વળ્યા હતા. રાજાને આનંદમાં, વિલાસમાં અને રમૂજમાં રાખી એ એમનો સ્વાર્થ સાધ્યે જતા હતા. ફ્રાંસનો રાજ્યકારભાર અને ફ્રાંસનું રાજકીય જીવન અનિશ્ચિત નાવમાં હેલે ચડ્યું. પ્રજાને હવે કોઈ ભાવિ ઉજ્જ્વળ આશા રહી નહિ, એનાં દુઃખની પ્રતિદિન વૃદ્ધિ થતી રહી.

અત્યાર સુધી ફ્રાંસની સત્તા હિન્દ અને કૅનેડામાં અબાધિત હતી. અત્યાર સુધી બ્રિટિશ સામ્રાજ્યની સ્થાપના સાથે ફ્રેંચ સામ્રાજ્યની સ્થાપના સ્પર્ધાથી થઈ રહી હતી. અંગ્રેજ લોકોની ઇચ્છા અને આબાદી સામે ફ્રાંસની પ્રજા વચ્ચે આવતી હતી. આ બન્ને દેશો એમના સામ્રાજ્યનો વિસ્તાર કરવા અવિરત પ્રયાસો કરી રહ્યા હતા. એમની વચ્ચે લાંબા સમય સુધી હિન્દ અને કૅનેડામાં વિગ્રહ ઉત્પન્ન થયા. અંતમાં ઇંગ્લૅંડનો વિજય થયો, ફ્રાંસનો પરાજય થયો.

ફ્રાંસના પરાજય માટે ફ્રાંસનો રાજા જવાબદાર હતો; એ વખતની એની નાલાયક અને નિર્માલ્ય સરકાર જવાબદાર હતી. આ રાજાએ હિન્દ અને કૅનેડામાં લડતા ફ્રેંચ સેનાપતિઓ અને સૈનિકો-ને કાંઈ પણ લશ્કરી સાહાય્ય ન મોકલી. હિન્દ અને કૅનેડામાં બનતા બનાવો પ્રત્યે દુર્લક્ષ આપ્યું. પરદેશી રાજ્યનીતિમાં આ રાજાએ અને એની સરકારે બુદ્ધિનું દેવાળું કાઢ્યું. ફ્રાંસે હિન્દ અને કૅનેડા જેવા વિશાળ અને મહાન દેશો ગુમાવ્યા. આથી ફ્રેંચ પ્રજાને રાજા પ્રત્યે અતિશય તિરસ્કાર અને અણગમો ઉત્પન્ન થયા. હિન્દમાં બહાદુરીથી અને વીરતાથી લડતો ફ્રેંચ સેનાપતિ ડુપ્લે એના દેશમાંથી લશ્કર આવવાની રાહ જોઈ રહ્યો. તેવી જ રાહ કૅનેડામાં લડતો ફ્રેંચ સેનાપતિ મોંકામ જોઈ રહ્યો. આ બન્ને સેનાપતિઓ મહાન હતા, એમનામાં તીક્ષ્ણ બુદ્ધિ ને દુશ્મનને દાવમાં મૂકવા શકિત હતી.

લૂઈ પંદરમાએ કદાચ એના વિલાસ અને વિષયને ઘડીભર તિલાંજલી આપીને આ સેનાપતિઓની જરૂરિયાત અને સૂચના વિચારી હોત, આ સેનાપતિઓને યોગ્ય સાહાય્ય કરી હોત, તો જરૂર હિન્દ અને કૅનેડામાં આજે અંગ્રેજ પ્રજાનું શાસન નહોત,

પણ ફ્રેંચ પ્રજાનું જ શાસન હોત. હિન્દ અને કેનેડામાં ફ્રેંચ સત્તાનો અંત આવતાં ફ્રેંચ સામ્રાજ્યને મહાન ફટકો પડ્યો. વિકાસ પામતું આ સામ્રાજ્ય પુનઃ હિન્દ કે કેનેડામાં વિસ્તાર ન પામી શકયું.

સામ્રાજ્યને આવી રીતે ફટકો પડતાં રાજાની આપખુદ સત્તા પર એટલો જ પ્રત્યાઘાત થયો. ફ્રાંસ દેશનાં ગૌરવ અને પ્રતિષ્ઠા નાશ પામતાં રાજાની કિંમત પ્રજાને મન કોડીથી પણ કમતી થઈ. આ રાજા એમને સુખ આપતો નહોતો, એમના દેશનું પતન કરી રહ્યો હતો. ફ્રાંસ દેશનાં માન અને મોભ્ભા અધઃપતન પામી રહ્યાં હતાં. આ દેશની આવી અધોગતિ માટે રાજા જ જવાબદાર હતો. પ્રજાને એવા રાજા માટે શી રીતે વફાદારી અને પ્રીતિની લાગણી હોઈ શકે ? વિપ્લવની શકયતા વધવા લાગી.

આમ રાજા અને પ્રજા વચ્ચે ઘર્ષણ ઉત્પન્ન થયું. ફ્રાંસની ધારાસભાએ સત્તાની માગણી કરી. ધાર્મિક બાબતોમાં ધારાસભાએ રાજાની સત્તા પોતાના હાથમાં લીધી. લૂઈ ચૌદમાની માફક લૂઈ પંદરમાએ પણ ધાર્મિક બાબતમાં સર્વ સત્તા સ્વાધીન રાખી હતી. ધારાસભાએ આ સત્તા રાજા પાસેથી છીનવી લીધી અને પોતાની ઈચ્છા મુજબ ધર્મ અને સંપ્રદાય માટે કાયદા ઘડવા માંડ્યા. રાજાએ નમતું આપ્યું અને પ્રજાએ પ્રથમ વિજય પ્રાપ્ત કર્યો.

કર અને વેરાની બાબતમાં ધારાસભાએ જ્યારે દરમ્યાનગીરી કરવા માંડી ત્યારે રાજાનો મિજાજ ગયો. એની પ્રિય પત્ની માદામ દુ બારીએ કહ્યું, “ જુઓ આ અંગ્રેજ રાજા ચાર્લ્સનું ચિત્ર, એની પેઠે આ ધારાસભા પણ તમારો શિરચ્છેદ કરશે. ” પત્નીના આ શબ્દો રાજાના મગજ અને હૃદયને સ્પર્શ્યા. એણે સખ્તાઈથી કામ લીધું. એણે ધારાસભાને બળજબરીથી બરતરફ કરી, ધારાસભાના સભ્યોને ગિરફતાર કર્યા, એમને દેશવટો દીધો. સત્તા અને

અધિકારનાં સ્થાનો એણે એના ખુશામદખોરોને આપ્યાં. રાજાના આવા આપખુદ કાર્યથી પ્રજાનો ક્રોધ વધવા લાગ્યો.

ફ્રાંસની આવી સ્થિતિમાં રાજા મરણ પામ્યો. સ્વભાવે એ ક્રૂર કે નિર્દય નહોતો. ફ્રાંસનું જાણીજોઈને અનિષ્ટ કરવાની એની ઈચ્છા પણ નહોતી. એનો એક જ દોષ મહાન હતો. અને તે એ કે એના અંગત મોજશોખ અને ભોગમાં એ એટલો બધો અંધ બન્યો કે એણે રાજ્યકારભારમાં કશી પ્રગતિ ન કરી. એના વિલાસ અને ભોગનું પરિણામ ભયંકર આવ્યું. એ પરિણામની પીડા ફ્રાંસની પ્રજાને વરસો સુધી ભોગવવી પડી અને મરણની છેલ્લી ઘડીએ એવા ભયંકર પરિણામની આગાહી કરતાં આ રાજાએ કહ્યું, કે મારા ગયા પછી તો આ દેશમાં ભયંકર અંધકાર જામશે. થયું પણ એમ જ. ફ્રેંચ વિપ્લવની શરૂઆત થઈ રહી.

દુર્ભાગી લૂઈ સોળમો ગાદીએ આવ્યો. સ્વભાવે આ રાજા ભલો હતો. એના વિચારો પણ ઉમદા હતા. પણ એનું ભાવિ એની પત્ની મારી આંતોઆનેટ સાથે સંકળાયેલું હતું. રાણી રાજા કરતાં હોશિયાર અને વિદ્વાન હતી. પણ એ ઑસ્ટ્રિયામાંથી આવી હતી. ફ્રેંચ પ્રજા એને પરદેશી તરીકે પિછાનતી હતી. રાણીને ફ્રેંચ પ્રજા માટે લાગણી નહોતી અને ફ્રેંચ પ્રજા માનતી કે રાણી જ ફ્રાંસનું અહિત કરનારી ફ્રાંસની મોટામાં મોટી દુશ્મન છે. આ રાણીની અસર રાજા પર અનિષ્ટ નીવડી. સ્વરૂપી સંયુક્તાના સંગે પૃથ્વિરાજે દિલ્હી ગુમાવ્યું, મારી આંતોઆનેટના સંગે લૂઈએ ફ્રાંસ ગુમાવ્યું અને ફ્રેંચ વિપ્લવની સ્થાપના થઈ. સ્ત્રીઓ પણ રાજ-પ્રકરણમાં અને વિપ્લવ કે ક્રાંતિમાં કેવો અગત્યનો ભાગ ભજવે છે તેનું આ જ્વલંત ઉદાહરણ છે.

લૂઈ સોળમાના સમયનું ફ્રાંસ કરુણ સ્થિતિમાં હતું. રાજા

પ્રજાનું આર્થિક શોષણ કરી રહ્યો હતો. પ્રજાનાં દુઃખ, ગરીબાઈ અને બેકારી વધી રહ્યાં હતાં. ફ્રાંસ તે વખતે મુખ્યત્વે ખેતીપ્રધાન દેશ હતો. સામાન્ય ખેડૂત અને ગણોતિયાની સ્થિતિ ગુલામ જેવી જ હતી. જમીનના માલીકો અને જમીનદારો સુખ અને વિલાસ ભોગવી રહ્યા હતા. કર, વેરા કે વિઘોટી એ સર્વનું ભારણ સામાન્ય ખેડૂત ઉપર જ હતું. રાજ્યને વેરા ભરવા આ ગણોતિયા જ જવાબદાર હતા. ખેડૂતોની સ્થિતિ દિવસે દિવસે ખરાબ થતી ગઈ. વિપ્લવની શરૂઆતમાં ભૂખે પીડાતા આ ખેડૂતોએ અગત્યનો ભાગ લીધો.

ફ્રાંસમાં એક વર્ગ એવો હતો કે તેને રાજ્ય માટે કાંઈ પણ કર કે વેરો આપવાનો નહોતો. આ વર્ગમાં મોટા જમીનદારો, મિલ્કતમાલીકો અને અમીરઉમરાવો હતા. જ્યારે પ્રજાનો ગરીબ અને તદ્દન મધ્યમ વર્ગ રાજ્યનો બધો જ ખર્ચો સહન કરી રહ્યો હતો ત્યારે આ વર્ગને રાજ્ય તરફ કાંઈ જ જવાબદારી હતી નહિ. આવી અસમાનતાના કારણે પ્રજાપ્રજા વચ્ચે વેર અને વૈમનસ્ય ઉત્પન્ન થયાં. ગરીબ અને હલકો વર્ગ સુખી અને સમૃદ્ધ વર્ગનો અત્યંત તિરસ્કાર કરી રહ્યો.

આવી અન્યાયી અને પક્ષપાતી પદ્ધતિનું કારણ રાજા અને એની રાજ્યપ્રથા હતાં. એ રાજા અને એની રાજ્યપ્રથાનો સત્વર નાશ કરવા પ્રજામાં ઉશ્કેરાટ અને જુસ્સો અપરિમિત પ્રમાણમાં ઉત્પન્ન થયા. ખેડૂતોએ અનુભવ્યું કે એમનાં બધાં જ દુઃખ અને હાડમારીનું કારણ સરકારના ત્રાસ અને જુલ્મ જ હતા. કર અને વેરા નાંખવામાં અને વસુલ કરવામાં ન્યાય કે સમાનતા જરાપણ નહોતાં. આ વેરા વસુલ કરનારા સ્વાર્થી અપ્રામાણિક, લાંચિયા અને હલકટ હતા. આમ જનતાનાં દુઃખો અવધિએ પહોંચવા લાગ્યાં.

ફ્રાંસનો રાજા અને એની સરકાર આપખૂદીમાં આગળ વધ્યે જ જતા હતા. આખા ય યુરોપખંડની તે વખતે જો સૌથી વધારે આપખૂદ સરકાર હોય તો તે ફ્રાંસમાં જ હતી. આપખૂદી કે સરમુખ્ત્યારીનો મહાન સિદ્ધાંત એ છે કે જ્યાંસુધી એ પ્રજાના હિતનાં કાર્યો કરે છે, જ્યાંસુધી પ્રજાનાં પ્રેમ અને લાગણી પ્રાપ્ત કરી શકે છે ત્યાંસુધી એનું અસ્તિત્વ અમર રહે છે, અને જ્યારે એ પ્રજાનાં હિતનાં કાર્યો કરતી નથી, જ્યારે એ પ્રજાનાં પ્રેમ અને સન્માન ગુમાવે છે ત્યારે એ આપખૂદી કે સરમુખ્ત્યારીનો કરુણ અંત આવે છે. ફ્રાંસદેશમાં આપખૂદી હવે લોકોના કલ્યાણ માટે નહોતી. એ આપખૂદી તો એના સંકુચિત સ્વાર્થ, વિલાસ અને ભોગ માટે હતી. એનો અંત કુદરતી અને આવશ્યક બન્યો.

ફ્રાંસના આપખૂદ રાજાઓએ ફ્રાંસની ધારાસભા બરખાસ્ત કરી હતી, પ્રાંતિક સંસ્થાઓનો નાશ કર્યો હતો, સ્થાનિક સંસ્થાઓમાં લોકશાસનના સિદ્ધાંતનો નાશ કર્યો હતો, કૅથોલિક, પ્રોટેસ્ટન્ટ અને અન્ય ધાર્મિક સંપ્રદાયો અને એમના અનુયાયી ઉપર સિતમ અને અને ત્રાસ ગુજાર્યા હતા. ફ્રાંસના છેલ્લા ત્રણ રાજવીઓએ એક પણ કાર્ય પ્રજાકલ્યાણનું કર્યું નહોતું, એક પણ લડાઈ જીતીને ફ્રાંસ માટે વિજય કે સફળતા પ્રાપ્ત કર્યાં નહોતા. કર્તવ્ય અને ફરજ-વિહોણી આ સરકાર દિવસે દિવસે નફ્ટ અને નાલાયક બની. એના રાજ્યવહીવટમાં અંધેર ચાલ્યું. એના અમલદારો સ્વાર્થી, ખુશામતિયા અને પ્રજાને જુલ્મ આપનારા નિર્દય બન્યા. આખું ય રાજ્યતંત્ર એના મૂળમાંથી સડી ગયું. એના વિનાશની નોબતો વાગી રહી.

હવે તો અમીર અને ઉમરાવને રાજા અને રાજતંત્ર અળખા-મણાં લાગ્યાં; કારણ કે એ રાજામાં લાયકાત રહી નહોતી; હવે તો

વેપારીવર્ગ પણ રાજાને તિરસ્કાર અને અપમાનથી જોવા લાગ્યો; કારણ કે એ રાજાની સરકાર એમના પર નવા કર નાંખી રહી હતી; અને હવે તો ખેડૂતો આખું ય રાજ્યતંત્ર ઉથલાવી પાડવા કમ્મર કસી રહ્યા; કારણ કે એમ કરીને જ એમનાં લાંબા સમયનાં દુઃખ અને પીડા દૂર થઇ શકે તેમ હતું. આખી ય ફ્રેંચ પ્રજા નવીન રાજતંત્ર રચવા અત્યંત આતુર અને અધીરી બની.

ફ્રાંસદેશ આવી વિષમ પરિસ્થિતિમાં હતો તોપણ તે વખતમાં વ્યાપી રહેલો બુદ્ધિવિકાસ અસ્તિત્વમાં ન આવ્યો હોત તો ફ્રેંચ વિપ્લવ કદાચ મોડો શરૂ થયો હોત. આ બુદ્ધિવિકાસના સર્જકોએ એમનાં વાણી અને વિચારનો વિનાસંકોચે સર્વ સ્થાને પ્રચાર કરવા માંડ્યો. આમ જનતાને એનાં દુઃખ, એની ગુલામી અને એની અધમ દશાનું એમણે એમના સાહિત્યદ્વારા ભાન કરાવ્યું. આ પંડિતો અને વિદ્વાનોએ સંપૂર્ણ સ્વતંત્રતા, સમાનતા અને ભ્રાતૃભાવનાની સ્થાપના માટે ઘોષણા કરી. આ પંડિતો અને વિદ્વાનોએ એમના વ્યક્તિત્વથી, એમનાં લખાણો અને ભાષણોના પ્રચારથી ફ્રાંસની જનતાને નૂતન દૃષ્ટિબિન્દુએ દેખતાં શીખવ્યું. આ આદર્શવાદી પુરુષોએ, આ ભાવનાવાદી અને કલ્પનાવિહારી પુરુષોએ ફ્રાંસની દુઃખી જનતાને દર્શાવી આપ્યું કે એમનાં બધાં દુઃખો અને સંકટોનું કારણ એમના સડેલા રાજ્યતંત્રને લીધે જ હતું, એમની અધમ દશાનું કારણ એમની સરકારનાં નિષ્ક્રિયતા, સ્વાર્થ, નિર્માલ્યતા અને આપખૂદી હતાં. આ પુરુષોએ આમ જનતાના અણુ યે અણુમાં રાજા અને સરકાર પ્રત્યે ઝનૂનભર્યાં વેર અને ઝેર ઉત્પન્ન કર્યાં. એમના રાજાઓ એક વખત પરમાત્મા હતા, પછી એ પ્રજાના પાલક અને પોષક પિતા બન્યા, પછી એ પ્રજાના હિત અર્થે સરમુખ્ત્યાર બન્યા પણ હવે એ રાજાઓ વિલાસી, ભોગી, આપખૂદ, જુલ્મી, ડાકુ અને લૂંટારા હતા.

આવાં શિક્ષણ અને સાહિત્યથી મહાન ક્રાંતિનો આરંભ કરવા આ આદર્શવાદીઓએ ફ્રાંસની જનતાને પ્રેરણા, બળ અને ઉશ્કેરાટ આપ્યાં. ફ્રાંસદેશને ભવ્ય અને ગૌરવશાળી બનાવવા, એને સુખી અને સમૃદ્ધ બનાવવા, એના માટે લોકનિયુક્ત શાસનની સ્થાપના કરવા અને ફ્રાંસને સ્વર્ગભૂમિ માફક રમ્ય અને રમણીય બનાવવા આ કલ્પનાવિહારીઓએ ફ્રાંસનાં નરનારીનાં મનમાં રંગબેરંગી અને સોનેરી કલ્પના ઉત્પન્ન કરી. આ લેખકો સ્વપ્નદ્રષ્ટાઓ હતા, એથી એ યુગસ્રષ્ટાઓ બન્યા. ફ્રાંસમાં નૂતન યુગની સ્થાપના કરવા એમના કોડ અપૂર્વ હતા.

માનવતાના સિદ્ધાંત ઉપર નૂતન સમાજ સ્થાપવાની એમણે હાકલ કરી. સમાનતા, સ્વતંત્રતા અને માનવતાના સિદ્ધાંત ઉપર ફ્રાંસમાં અને આખા ય જગતમાં નૂતન સરકાર, નૂતન કાયદા અને વ્યવસ્થા સ્થાપવા એમણે ઉપદેશ આપવા માંડ્યો; અને આવા મહાન ધ્યેય અર્થે, એ ધ્યેયના ઉજ્જ્વળ વિજય વાસ્તે હિંસાને એક સબળ અને આવશ્યક સાધન તરીકે સ્વીકારી. આ ધ્યેય અને એની સિદ્ધિ અર્થે તમામ વિરોધી તત્ત્વોનો નાશ કરવાનો હતો. ફ્રાંસને સ્વર્ગ બનાવવા ક્રાંતિની આડે આવતા પ્રત્યેક સ્ત્રીપુરુષ અને બાળકનો નિર્દયપણે સંહાર કરવાનો હતો. આમ ક્રાંતિઅર્થે જનતાને હિંસક કાર્યો આદરવા પ્રેરણા અને ઉશ્કેરાટ મળતાં ગયાં.

આ લેખકોએ એમના સમયની સામાજિક, ધાર્મિક અને રાજકીય સંસ્થા અને પદ્ધતિ સામે ઉગ્ર ટીકા કરી. ધાર્મિક બાબતોમાં પ્રજા ઉપર ગુજારવામાં આવતા જુલ્મો સામે એમણે પોકાર કર્યો. રૂઢિ અને હાનિકારક રીતરીવાજોના નાશ અર્થે ક્રાંતિ કરીને ઉજ્જ્વળ ભાવિની એમણે આશા આપી. પરિણામે ક્રાંતિની ભાવના, ક્રાંતિના વિચાર અને ક્રાંતિનું વાતાવરણ ફ્રાંસમાં સર્વસ્થળે સ્ફૂરાઈ રહ્યાં. નવીનતા સ્થાપવા સૌના ઉમંગ અને કોડ અવધિએ પહોંચ્યા.

આ સમયમાં વૉલટેર નામનો મહાન સાહિત્યસમ્રાટ થઈ ગયો. એના લખાણોદ્વારા એણે પ્રજામાં સંસ્કાર, રસિકતા, ભવ્ય ભાવના અને ઉચ્ચ આદર્શ સિંચ્યા. કાવ્યમાં, પદ્યમાં, નાટકમાં, તત્ત્વજ્ઞાનમાં આ સાહિત્યસમ્રાટે સંપૂર્ણ ખ્યાતિ સંપાદન કરી. એના સાહિત્યે અને વ્યક્તિપ્રભાવે પ્રજામાં ચેતન અને સ્ફૂર્તિ જાગ્રત કર્યાં. જીવનમાં પ્રગતિ અને વિકાસ પૂર્ણ ઝડપે કરવા પ્રજાને પ્રેરણા અને શિખામણ આપ્યાં. પરિવર્તન કરી નૂતન જીવન જીવવા એણે સૌને આશાવંત બનાવ્યા. ધાર્મિક બાબતોમાં સહનશક્તિ, ક્ષમા અને સંપૂર્ણ સ્વતંત્રતાનો ઉપદેશ આપ્યો. એણે પ્રજાના સુખને અર્થે પ્રાણ પાથરનાર, સંસ્કારી, જ્ઞાની આદર્શ અને નિઃસ્વાર્થી સરમુખ્ત્યારની કલ્પના ફ્રાન્સ માટે કરી.

આ સમયમાં રૂસો નામનો મહાન પુરુષ થઈ ગયો. આ પુરુષનું હૈયું લાગણી, ઊર્મિ, આવેશ અને દયાભર્યું હતું. એના સમયની રાજકીય, સામાજિક અને ધાર્મિક સંસ્થાઓ સામે એણે જેહાદ આદરી. ક્રિશ્ચિઆનિટીમાં વ્યાપી રહેલી અંધશ્રદ્ધા સામે એણે ટીકાના સખ્ત પ્રહાર કર્યા. આ પુરુષ જેટલો વિચારક હતો તેટલો સોનેરી સ્વપ્નાં સેવનારો કલ્પનાવાદી પણ હતો. સોશ્યલ કૉન્ટ્રૅક્ટ –Social Contract– નામનું એણે મહાન પુસ્તક લખ્યું. આ પુસ્તકમાં સમાજ અને સરકારની ઉત્પત્તિ કેમ થઈ એ રસભરી બીના રૂસોએ ઘણી જ લાક્ષણિક શૈલીથી એના પુસ્તકમાં રજુ કરી છે. પુસ્તકની શૈલી જેટલી લાક્ષણિક છે તેટલી જ આકર્ષક તેની ભાષા છે. આ પુસ્તકે જગતના વિદ્વાનોનાં અને રાજદ્વારી પુરુષોનાં માનસ પર અવર્ણનીય અસર કરી છે – અને આજે પણ એ પુસ્તક વાંચતાં આપણા પર એવી જ અસર ઉત્પન્ન થયા શિવાય રહી શકતી નથી. જો ગીતા એ જગતના સર્વ ધર્મગ્રન્થોનો પિતા છે

તો રૂસોનો આ મહાન ગ્રંથ, જગતમાં આજ સુધી ક્રાંતિ અંગે લખવામાં આવેલા ક્રાંતિગ્રન્થોનો મહાન પિતા છે. આ ગ્રન્થનો બારીક અભ્યાસ કરતાં આજના સમાજવાદ, સમૂહવાદ, રાષ્ટ્રીય સમાજવાદ અને પ્રજામતવાદ વગેરે સર્વ સંપૂર્ણ રીતે સમઝી શકાય છે.

આ મહાન ગ્રંથમાં રૂસોએ એના મહાન સિદ્ધાંતનું સરસ રીતે સંપૂર્ણ સમર્થન કર્યું છે. રૂસોનો સિદ્ધાંત એ છે કે તમામ સરકાર કે રાજ્યસત્તાનું અસ્તિત્વ પ્રજાની ઈચ્છા, સંમતિ પર અવલંબે છે. સરકારનું મૂળ પ્રજામાં જ છે, સરકારની સ્થાપના કે ઉત્પત્તિ કોઈ દૈવી સંકેત યા ઈશ્વરની ઇચ્છાથી થઈ નથી, સરકારની ઉત્પત્તિ રાજાના દૈવી અવતારને કારણે નથી, સરકારની સ્થાપના રાજા અને પ્રજા વચ્ચે ભૂતકાળમાં થયેલા કોઈ કરારને કારણે નથી. પરન્તુ રાજા, રાજ્યસત્તા અને સરકારની સ્થાપનાનું કારણ કે મૂળ પ્રજા અને પ્રજા વચ્ચે થયેલાં પરસ્પર સમઝ અને કરારને કારણે જ છે. બધી સત્તા આમજનતાની છે. આ આમજનતાએ જ સરકારની સ્થાપના કરી છે. સરકારનું અસ્તિત્વ આમજનતાની અનુમતિ અને ઈચ્છા પર અવલંબી રહ્યું છે, અને તેથી સરકાર કે રાજાનો અંત લાવવા આમજનતા સત્તાધીશ અને સમર્થ છે.

રૂસોના આ સિદ્ધાંત વિરુદ્ધ અગણિત ટીકાઓ કરવામાં આવી છે. પણ આ પુસ્તકમાં રૂસોએ પ્રજાશાસનના સિદ્ધાંતનાં જે સ્થાપના અને સમર્થન સચોટપણે કર્યાં છે તે સ્થાપના કે સમર્થન યુરોપના થોડાંક જ પુસ્તકોમાં જોવામાં આવે છે.

સૃષ્ટિની શરૂઆતમાં પ્રકૃતિના સ્વતંત્ર, સુખી અને ન્યાયી સામ્રાજ્યની જે કલ્પના આ લેખકે કરી છે, એ સામ્રાજ્યમાં પ્રજાનાં જે સુખ, સ્વતંત્રતા અને સહકારનાં જે ચિત્રો દોર્યાં છે, રૂસોની એ

કલ્પના અને એણે રજુ કરેલાં એ ચિત્રો કોઈને અસત્ય અને વ્યર્થ જણાય છે, કોઈને એમાં આ વિચારકની ગાંડાઈ કે ઘેલછા પણ જણાય છે. શરૂઆતનું પ્રકૃતિનું શાસન ગમે તેવું હોય પણ રૂસો એક મહાન સનાતન સત્ય સાબીત કરે છે. તે એ છે કે રાજા કે સરકાર પ્રજાની ઈચ્છા, અનુમતિ અને પસંદગી ઉપર અસ્તિત્વ ધરાવે છે. જે રાજા અને જે સરકાર પ્રજાની ઇચ્છાને આધીન થતાં નથી, પ્રજાની અનુમતિ પ્રાપ્ત કરીને સત્તા અને અધિકાર ભોગવતા નથી અને પ્રજાના હિત માટે શાસન અને રાજ્યકારભાર ચલાવતા નથી તે રાજા કે તે સરકાર વહેલે કે મોડે અવશ્ય નાશ પામે છે. આ રૂસોનું મહાન કથન છે.

ફ્રેંચ વિપ્લવ જગાડવામાં, વિપ્લવમાં પરિવર્તન કરવામાં, એની ગતિનો વેગ વધારવામાં આ પુરુષે અને એના આ મહાન પુસ્તકે અગત્યનો ફાળો આપ્યો છે. રૂસોનાં આદર્શ અને ભાવના ફ્રેંચ પ્રજામાં એટલા બધાં પ્રિય બની ગયાં કે વિપ્લવનો વેગ વધી ગયો.

લૂઈ સોળમાના સમયમાં ફ્રાંસની નાણાંકીય પરિસ્થિતિ અતિશય વિષમ બની ગઇ હતી. નાણાંશાસ્ત્ર કે અર્થશાસ્ત્રમાં નિપુણ પુરુષોને લૂઇએ રાજ્યસત્તામાંથી રૂખસદ આપી હતી. આ ખાતાં હવે રાજાના હજુરિયા અને ખુશામદખોરોના હાથમાં આવી પડ્યાં. રાજાના રાજ્યકારભારમાં અંધેર ઉત્પન્ન થયું. એની આવક ઘટી ગઈ, એની તીજોરી સાફ થઈ ગઈ. રાજા અને રાજ્ય દેવામાં ડૂબવા લાગ્યાં. રાજાને પૈસાની મહાન જરૂરિયાત ઊભી થઈ. એનો રાજ્યકારભાર ચલાવવા, એના અમલદારો અને નોકરોને પગાર આપવા, એનાં અંગત સુખ અને વિલાસ ચાલુ રાખવા, રાજાને પૈસા જોઈતા હતા. પૈસા પ્રાપ્ત કરવા રાજાએ નવીન કર પ્રજા પર નાંખ્યા, એ કર

એકઠા કરવા અને ઉઘરાવવા નવીન કાયદા કાઢ્યા અને તે જ વખતે ફ્રાંસની પ્રજાએ અને ફ્રાંસની ધારાસભાએ માથું ઊંચક્યું. રાજાના હૂકમોનો એમણે અનાદર કર્યો.

રાજા નિરુપાય બન્યો. ન છૂટકે, કચવાતે હૈયે, પૈસા મેળવવા વાસ્તે એણે ફ્રાંસદેશની ધારાસભા – States General – બોલાવી. આ ધારાસભામાં આમજનતાના પ્રતિનિધિઓનું જોર હતું. ધાર્મિક સંપ્રદાયના પાદરી સભાસદોએ આમજનતાના સભાસદોને સાથ આપ્યો. લૂઈ સોળમાને પૈસા આપવાને બદલે ફ્રાંસદેશ માટે યોગ્ય અને આદર્શ રાજ્યબંધારણ રચવાની આ ધારાસભાએ પોતાની ઇચ્છા જાહેર કરી. થોડાક સુધારા માન્ય રાખવા રાજા લૂઈએ પોતાની ઇચ્છા અને તત્પરતા પણ જણાવી. પોતાની નિર્બળતાને લીધે આ રાજાએ ધારાસભા બરખાસ્ત કરવા લશ્કરની જરા પણ સાહાય્ય ન લીધી. પોતાની આર્થિક વિટંબનાને લીધે રાજા અત્યાર સુધી તો નમતું આપ્યે ગયો.

પણ રાજાને લાગ્યું કે આવી રીતે પ્રજાને નમતું આપવાથી ભવિષ્યમાં એ પ્રજાનો માલીક બનવાને બદલે પ્રજાનો ગુલામ બનશે; એને લાગ્યું કે પ્રજાને નમતું આપવાથી એની સત્તા અને એનો મોભ્ભો કાંઈ પણ કિંમત વગરનાં બનશે. એના હજુરિયા અને એની રાણીએ ધારાસભા અને પ્રજા સામે સખ્તાઈથી વર્તવા એને ઉશ્કેર્યો. આથી લશ્કરની સાહાય્ય લઈને સ્વતંત્રતા અર્થેની પ્રજાની પ્રવૃત્તિને કચડી નાંખવા લૂઈએ નિશ્ચય કર્યો. એણે સારાસારા માણસોને અમલદારીમાંથી બરતરફ કર્યા. પ્રજાને પ્રથમ અનુભવ થયો કે રાજા સાથે હવે યુદ્ધમાં ઉતરવું પડશે.

રાજાના આવા કાર્યથી પૅરિસશહેરની પ્રજામાં ભયંકર ઉશ્કેરાટ અને આવેશ ઉત્પન્ન થયા. એક તરફ વર્સેલ્સમાં ધારાસભા

ફ્રાંસના ભાવિ રાજતંત્રનો વિચાર કરી રહી હતી ત્યારે બીજી તરફ પેરિસશહેરમાં લાખો માણસોનું ટોળું એકઠું થયું હતું. મહોલ્લે મહોલ્લે અને ગલીએ ગલીએ લોકોનાં ટોળાં એકઠાં થયાં હતાં. આ ટોળામાં રાજાનું લશ્કર સામેલ થયું. લશ્કર અને પ્રજા એકત્ર થયાં. હથિયાર અને યુદ્ધના સરંજામવાળા સ્થાન ઉપર એમણે પ્રથમ હલ્લો કર્યો. ત્યાંથી આમજનતાનાં આ ટોળાંએ બાસ્તીલના કિલ્લા પર હલ્લો કર્યો. આ કિલ્લો જૂનોપુરાણો હતો. ફ્રાંસના રાજાઓની આપખૂદીનો એ આવિર્ભાવ કરતો હતો; કારણ કે ઘણા જ જૂના સમયથી એમાં કેદીઓને લાંબા સમય સુધી રાખવામાં આવતા હતા. લોકોનાં ટોળાંએ કિલ્લો તોડ્યો, એ કિલ્લાનું રક્ષણ કરનારા સેનાપતિ અને એની હાથનીચેનાં માણસોનો વિશ્વાસઘાત કરીને કરુણ રીતે સંહાર કર્યો. કિલ્લામાં પૂરાયેલા કેદીઓને મુક્તિ મળી. રાજાની આપખૂદીને પ્રજાએ પ્રથમ ફટકો માર્યો. ફ્રાંસની પ્રજામાં ઝનૂન અને આવેશ વધી રહ્યાં.

ક્રાંતિનો વિજય થવા લાગ્યો. રાજાએ ગભરાઈને પાછું નમતું આપવા માંડ્યું. પ્રજાના પ્રતિનિધિઓને પ્રધાન તરીકે પાછા નીમ્યા. પણ પ્રજાનો ઉશ્કેરાટ વધતો જ ગયો. અત્યાર સુધી રાજા એના રાજકુટુમ્બ સાથે વર્સેલ્સના રાજમહેલમાં આનંદ કરી રહ્યો હતો. પ્રજા દુઃખી હોય તે વખતે રાજા રાજમહેલમાં પૂરાઈને આનંદ કરે, રાજ્યકારભારમાં લક્ષ ન આપે, પ્રજાનાં દુઃખ જાણવા કે જોવા દરકાર ન રાખે એ વસ્તુસ્થિતિ પ્રજાને અત્યંત અકળાવી રહી હતી. વર્સેલ્સના રાજમહેલમાં વિલાસ અનુભવતાં રાજદંપતીને પેરિસ શહેરમાં લાવીને, રાજકારભારમાં લક્ષ આપવા, અને પ્રજાની ઇચ્છાને અનુસરીને રાજ્યશાસન ચલાવવા પ્રજાએ નિશ્ચય કર્યો. લોકોનું મોટું ટોળું પેરિસથી વર્સેલ્સ ગયું. વર્સેલ્સના રાજમહેલ

આસપાસ એ ટોળું વિંટળાઈ ગયું. આ ટોળાએ રાજાને જણાવ્યું કે વર્સેલ્સ છોડીને પેરિસમાં સીધાઓ.

રાજા અને રાણીએ રાજમહેલની બારીએથી જોયું. એમણે જોયું કે હજારો માણસો એમના રાજમહેલની આસપાસ આવી ઊભાં હતાં. આ માણસો સ્વતંત્રતા માટે ઘોષણા કરી રહ્યાં હતાં. આ માણસોનું સમૂહબળ અજબ હતું. એમની ઇચ્છા અને આજ્ઞાનું ઉલ્લંઘન કરવા જતાં જાનનું જોખમ હતું; અને છતાં ય રાજા અને રાણી જાણતાં હતાં કે આ મહેલ છોડીને પેરિસ જવામાં એમની રાજ્યસત્તાનો અંત આવશે, એમનાં સુખ અને વિલાસનો અંત આવશે. એ પ્રજાના હાથમાં કેદી બનશે. પણ હવે કરવું શું? જાનનું રક્ષણ કરવા, આમજનતાની ઇચ્છાને સ્વીકારીને આ ફ્રાંસ-દેશનો સમ્રાટ એના વર્સેલ્સના રાજમહેલને ત્યાગીને, એની મહારાણી સાથે પેરિસ આવીને વસ્યો. પ્રજાનો વિજય થયો. રાજાનો સખ્ત પરાજય થયો. પ્રજાના સમૂહબળ આગળ રાજા શું કરી શકે? સમષ્ટિની ઇચ્છાને વ્યક્તિ કેમ રોકી શકે?

રૂસોએ સમર્થન કરેલું આ સત્ય એના જવલંત ઉદાહરણ સાથે આપણે દેખીએ છીએ. બધી જ સરકારનું અસ્તિત્વ પ્રજાની ઇચ્છા પર અવલંબે છે. આપણી આજની બેજવાબદાર સરકાર, આપણા આજના આપખૂદ અને વિલાસપ્રિય રાજવીઓ રૂસોએ સમર્થન કરેલું આ સત્ય જાણશે, લૂઈને એનો રાજમહેલ ત્યાગીને, વર્સેલ્સ છોડીને પેરિસ આવવું પડ્યું — એ અજબ ઐતિહાસિક સત્ય ઘટના જાણશે તો જરૂર આપણી બેજવાબદાર સરકાર અને આપણા વિલાસપ્રિય રાજવીઓ એમના માટે, એમના અસ્તિત્વ અર્થે અને આપણા માટે ઉપયોગી અને કલ્યાણકારક બોધ પ્રાપ્ત કરી શકશે.

રાજા પેરિસ આવ્યો. વર્સેલ્સમાં પ્રજાના પ્રતિનિધિઓ રાજ-

તંત્રની રચના કરી રહ્યા. આ ધારાસભાએ રૂસોના સિદ્ધાંત અનુસાર મનુષ્યના મૂળભૂત અધિકારનું મહાન અને ઐતિહાસિક નિવેદન જાહેર કર્યું. આ ધારાસભાએ જાહેર કર્યું કે બધા ય મનુષ્યો જન્મથી સરખા છે. કોઈ ઊંચ કે નીચ નથી; બધાને એક જ સરખા હક્ક છે, કોઈને વિશેષ હક્ક અને કોઈને ઓછા હક્ક નથી; બધા ય સંપૂર્ણ-પણે સ્વતંત્ર છે, કોઈ કોઇનો ગુલામ કે તાબેદાર નથી. જગતની તમામ સરકારનું એક જ ધ્યેય છે અને તે પ્રજાનાં જાન અને માલનું રક્ષણ કરવાનું, પ્રજાની સંપૂર્ણ સ્વતંત્રતાને અબાધિત રાખ-વાનું. રાજકીય ક્ષેત્રમાં, નૂતન કાયદા અને નિયમો ઘડવામાં પ્રત્યેક વ્યકિતને એકસરખો ભાગ લેવા અને હક્ક ભોગવવા સંપૂર્ણ અધિકાર છે અને સર્વોપરિ, છેવટની સત્તા તો આમજનતાની જ છે. જે પ્રજાનું ખરેખરું પ્રતિનિધિત્વ ધરાવતી નથી એવી એક પણ સરકાર, એવો એક પણ રાજા સત્તાધીશ ન જ બની શકે.

આ ઐતિહાસિક નિવેદને યુરોપખંડના પ્રત્યેક દેશમાં ખળ-ભળાટ ઉત્પન્ન કર્યો. આ નિવેદનથી યુરોપખંડના પ્રત્યેક દેશમાં પ્રજાએ એમના સ્વાર્થી અને આપખૂદ રાજાઓ સામે સ્વતંત્રતા-અર્થે લડત આદરી. આ ઐતિહાસિક નિવેદને અવર્ણનીય અસર યુરોપના અને જગતનાં નરનારીનાં મનમાં ઉત્પન્ન કરી. સ્વતંત્રતાની ઘોષણા ચોમેર ઉત્પન્ન થઈ. આ નિવેદને યુરોપખંડમાં નવીનયુગ સ્થાપવા અત્યંત સાહાય્ય કરી.

લૂઈ સોળમો રાજકીય બાબતમાં પ્રજાની ઇચ્છાને નમતું આપવા તૈયાર હતો. પણ વર્સેલ્સની ધારાસભાએ જ્યારે ધાર્મિક બાબતોમાં માથું મારવા માંડ્યું, રાજાની ધાર્મિક બાબતોમાં જે સત્તા હતી તે પણ ઝૂંટવી લેવા જ્યારે ધારાસભાએ એનો ઇરાદો જાહેર કર્યો ત્યારે રાજા અને પોપ ગંભીર મૂંઝવણમાં પડી ગયા. તે વખતે

ધાર્મિક બાબતોમાં હક્ક અને સત્તા છોડવી એ રાજા કે પોપ માટે સહેલું કાર્ય નહોતું. રાજ્યસત્તા ત્યાગવા એણે પોતાની તત્પરતા દર્શાવી પણ પ્રજાએ ધાર્મિક બાબતમાં પણ રાજાના દરેક અધિકાર લઈ લેવા ઇચ્છા વ્યકત કરી એટલે રાજાનો મિજાજ ગયો.

આપખૂદ રાજાઓ કે સરકાર સરળતાથી સત્તા કેવી રીતે છોડી શકે? એ જાણે છે કે સત્તા એમનાં સુખ, સન્માન અને વિલાસનું એક જ સાધન છે, એ જાણે છે કે સત્તા છોડતાં એમની સ્થિતિ પરતંત્ર બનશે, એમણે પ્રજાને પરાધીન રહેવું પડશે, પ્રજાની હાએ હા અને પ્રજાની નાએ ના પાડવી પડશે. આ રાજાઓ સત્તામાં જન્મે છે, સત્તામાં રહીને જીવનભર એનચેન અનુભવે છે, અને સત્તામાં જ જીવન પૂર્ણ કરે છે. એવી સત્તાને છોડતાં એમને કેટલું દુઃખ, કેટલો આઘાત અને કેટલી કંપારી ઉત્પન્ન થાય?

ધનનો મોહ ધનિકોને છૂટતો નથી, મદિરાનો મોહ વ્યસનીને મટતો નથી, વિષયનો સ્વાદ લંપટને ત્યજતો નથી તેમ સત્તાનો દોર સત્તાવાદી અને આપખૂદને છોડતો નથી. ધનના મોહમાં ધનિકનું જીવન વ્યર્થ બને છે, મદિરાના મોહમાં વ્યસનીનું જીવન અધમ બને છે, વિષયના સ્વાદમાં લંપટના જીવનનો નાશ થાય છે — પણ સત્તાના દોરમાં તો જીવન વ્યર્થ બને છે, જીવન અધમ બને છે. અને જીવનનો નાશ પણ આવશ્યક થાય છે. કારણ કે જ્યાં સત્તા છે ત્યાં મદિરા અને વિષયને આવતાં સમય લાગતો નથી.

રાજા અને પોપ ધાર્મિક બાબતોમાં એમનું સર્વોપરિ સ્થાન કાયમ રાખવા એક થયા. પોપે ધારાસભાના પ્રતિનિધિઓને બહિષ્કાર કર્યાના ફતવા કાઢ્યા. ફતવા પર રાજાએ સહી કરી. પ્રજા અને આમ જનતાના આવેશ અને ઉશ્કેરાટ અતિશય વધી રહ્યા. સ્વતંત્રતા અને પ્રજાશાસનની ભાવના પ્રજાના દિલમાં ઊછળી રહી.

સૌને રાજાનો દોષ મહાન અને અક્ષમ્ય જણાયો. સૌ ક્રાંતિનો મહાન દુશ્મન રાજાને માનવા માંડ્યા. સૌને રાજાનું નિકંદન કાઢવા ક્રોધ ઉત્પન્ન થયો. અત્યારે તો પ્રજાની ઝનૂની બનેલી ઇચ્છાને, પ્રજામાં ઉત્પન્ન થયેલા વિરાટ સમૂહબળને દાબવા કે અટકાવવા નહોતો રાજા સમર્થ, નહોતો પોપ સમર્થ કે નહોતું રાજાનું લશ્કર સમર્થ.

આવી વિપરીત પરિસ્થિતિમાં, જ્યારે પૅરિસની પ્રજા વિફરી હતી, જ્યારે એ પ્રજામાં રાજા પ્રત્યે ક્રોધની ભયંકર જ્વાળા પ્રગટી હતી ત્યારે રાજાને પ્રતીતિ થઈ કે પ્રજાની એ ક્રોધજ્વાળા એક દિન એનો ભોગ લેશે, એના કુટુમ્બનો નાશ કરશે. પોતાની અને પોતાની પ્રિય પત્નીની સલામતી માટે પૅરિસ છોડી નાસી જવાની રાજાએ છૂપી યુક્તિ આદરી. જ્યારે એ એની પત્નીને લઈને પૅરિસ છોડીને નાસભાગ કરતો હતો ત્યારે એને અને એની રાણીને પ્રજાએ પકડ્યાં અને એમને પાછા પૅરિસમાં લાવવામાં આવ્યાં. પ્રજાએ એ વખતે કરેલું રાજારાણીનું અપમાન, રાજારાણીએ એ ક્ષણે અનુભવેલી નિર્માલ્યતા, નિરાધારી અને શરમ, એમની આસપાસ ઉભેલાં લોકોનાં ટોળાંએ રાજારાણી પ્રત્યે ઉચ્ચારેલા શબ્દો અને કરેલાં હાસ્ય અને સ્મિત — એ સર્વ આપણી દૃષ્ટિ સમક્ષ આજે પણ એક એવું દૃશ્ય ખડું કરે છે કે તેથી એ રાજા અને એ રાણી પ્રત્યે આપણાં દિલના એક ભાગમાંથી દુઃખ, દયા અને સહાનુભૂતિની લાગણી ઉત્પન્ન થયા શિવાય રહી શકતી નથી.

રાજા પ્રજાનો કેદી બન્યો. અરાજકતા વધી પડી. ધારાસભાએ રચેલું રાજતંત્ર રાજાને સમઝાવવામાં આવ્યું. એણે એ સ્વીકારવાની હા પણ પાડી. પ્રજાશાસનની સ્થાપના ફ્રાંસમાં થઈ. બધાને લાગ્યું કે હવે વિપ્લવ પૂર્ણ થયો, હવે રાજાની આપખૂદીનો અંત આવ્યો, હવે ફ્રાંસમાં નૂતન યુગનાં મંડાણ થયાં અને હવે ફ્રાંસનાં બધાં ય દુઃખ દૂર થયાં.

પણ વિપ્લવની ખરેખરી શરૂઆત તો હવે થઇ. ફ્રાંસની ધારાસભા — Constituent Assembly–એ રચેલું રાજ્યબંધારણ અનેક ખામીઓ અને અપૂર્ણતાઓથી ભરપૂર હતું. એ રાજ્યબંધારણનો અમલ થઈ શકે એમ નહોતું. રાજાએ જાહેર તે કર્યું કે એ રાજ્યબંધારણને અનુસરીને રાજ્યવહીવટ ચલાવશે. પણ એના દિલથીતો બંધારણને વફાદાર રહેવા એની જરા પણ ઇચ્છ નહોતી. આ બંધારણ પ્રતિ રાણીને અત્યંત તિરસ્કાર હતો. એણે રાજાના તિરસ્કારમાં વધારો કર્યો. વળી, વિપ્લવની શરૂઆતમ પ્રજાએ જે આશા અને ભાવના રાખી હતી તે આશા અને ભાવન આ રાજ્યબંધારણથી સિદ્ધ કે સફળ થઇ શકે એમ નહોતાં. એટલે રાજ્યબંધારણ નહોતું જોઈતું રાજાને કે નહોતું જોઈતું પ્રજાને. પ્રજાને વિશેષ હક્ક અને સ્વતંત્રતા જોઈતાં હતાં, રાજાને હક ે સ્વતંત્રતા આવવા ખરેખરી ઇચ્છા નહોતી. એટલે ક્રાંતિએ ભયંક સ્વરૂપ ધારણ કર્યું.

ફ્રાંસનું આંતરિક વાતાવરણ ક્રોધ, અસંતોષ અને તિરસ્કારથ ભરપૂર બન્યું હતું. રાજા અને પ્રજા વચ્ચે ઉત્પન્ન થયેલા વિખવા ફ્રાંસમાં અશાન્તિનું સામ્રાજ્ય ચોમેર ઉત્પન્ન કર્યું હતું. આ વખતે ફ્રાંસની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ગંભીર અને ભયજન બની હતી. ફ્રેંચ વિપ્લવના મહાન સિદ્ધાંતો સાંભળી યુરોપન રાજવીઓ ભડકી ઊઠ્યા હતા. ફ્રાંસની પ્રજાએ એના રાજાને નમાવ્યો ત્યાં સુધી યુરોપના રાજ્યોને સારું લાગ્યું. પરંતુ ફ્રાંસન વિપ્લવવાદીઓએ સંપૂર્ણ સમાનતા, સંપૂર્ણ સ્વતંત્રતા અને સંપૂ ભ્રાતૃભાવનાની સ્થાપના ફ્રાંસ તેમ જ યુરોપના પ્રત્યેક દેશમાં કરવા જાહેરાત કરી ત્યારે યુરોપખંડના રાજાઓ મૂંઝવણમાં પડી ગય એમને ભવિષ્યની આગાહી થઈ કે એમના પણ દિવસો હવે ભરા ચુકયા હતા, એમની પ્રજા પણ એક દિન એવો જ બળવો જગવશે

એટલે ફ્રાંસના ક્રાંતિકારી તત્ત્વોનો નાશ કરવા, ફ્રાંસના આંતરિક ઝગડા અને કલહમાં માથું મારવા આ વિદેશી રાજાઓએ નિશ્ચય કર્યો.

જર્મની અને ઑસ્ટ્રિયાએ ફ્રાંસ સામે યુદ્ધ આરંભ્યાં. આ યુદ્ધમાં ફ્રાંસનો પરાજય થયો. આ પરાજયની જવાબદારી ફ્રાંસની વિપ્લવવાદી પ્રજાએ રાજાને શિરે ઢોળી. કારણ કે હવે તો પ્રજાની હારમાં રાજાનો વિજય હતો અને પ્રજાની જીતમાં રાજાના પરાજય અને અંત હતા. ફ્રાંસમાં અરાજકતા, જુલ્મ અને અશાન્તિ અવધિએ પહોંચ્યાં. બહારના દેશો ફ્રાંસને ડરાવી રહ્યા. આખો ય ફ્રાંસ દેશ છિન્નભિન્ન થઈ જતો જણાયો. પ્રજાને એના આવેશમાં જણાયું કે આ રાજા જ બધા જુલ્મો, અરાજકતા, ત્રાસ અને અસ્તવ્યસ્ત પરિસ્થિતિનું કારણ હતો, આ રાજાએ જ પરદેશી રાજાઓને ફ્રાંસદેશ જીતીને તાબે કરવા ઇચ્છા રાખી હતી.

રાજાનું અને એના કુટુમ્બનું સમૂળું નિકંદન કાઢવા ફ્રાંસના ઉદ્દામ વિપ્લવવાદીઓએ નિશ્ચય કર્યો. જેકોબૅ નામના ક્રાંતિકારી મંડળે રાજાને શિક્ષા કરવા પ્રતિજ્ઞા લીધી. દાન્તો નામના બૅરિસ્ટરે આ કામમાં અગ્રગણ્ય ફાળો આપ્યો. એના અગ્રેસરપણા નીચે લોકોનાં ટોળાંએ રાજાના મહેલ ઉપર હુમલો કર્યો. આ મહેલનું રક્ષણ સ્વિટ્ઝરલૅંડના બળવાન રક્ષકો કરતા હતા. લોકોના ટોળાંએ આ રક્ષકોને રહેંસી નાંખ્યા, એમના દેહના ટૂકડે ટૂકડા કરી નાંખ્યા, રાજાને ગિરફતાર કર્યો, એને પદભ્રષ્ટ જાહેર કર્યો.

ફ્રાંસમાં સૌથી ઉદ્દામ અને ક્રાંતિકારી પક્ષ સત્તા પર આવ્યો. ફ્રાંસને 'રિપબ્લિક' તરીકે આ પક્ષે જાહેર કર્યું. ન્યાયની કૉર્ટદ્વારા લૂઈ સોળમા ઉપર કામ ચલાવવામાં આવ્યું. એના ઉપર રાજદ્રોહ અને પ્રજાનો વિશ્વાસઘાત કર્યાનો આરોપ મૂકવામાં આવ્યો. આ રાજાએ એના ઉપર મૂકવામાં આવેલા આક્ષેપો શાન્તિથી સાંભળ્યા.

એ આક્ષેપોનો એણે એવી જ શાન્તિ અને નમ્રતાથી જવાબ આપ્યો. દેહાંતદંડની શિક્ષા જાહેર કરવામાં આવી. આ દેહાંતદંડની સજા પણ એણે શાન્તિથી સ્વીકારી. જ્યારથી એ પ્રજાનો કેદી બન્યો હતો ત્યારથી એણે મરણ માટે તૈયારી કરવા માંડી હતી. મરણને શાન્તિથી આ રાજવી ભેટયો. ફ્રાંસના ઉદ્દામપક્ષે આ રાજાને ફાંસીએ ચડાવ્યો.

ઈતિહાસની આ અત્યંત કરુણ ઘટના છે. આ રાજાએ એના રાજામહેલમાં સુખ અને વિલાસો માણ્યાં હતાં. એની રાણી ઑસ્ટ્રિયાના રાજકુળમાંથી આવેલી હતી. એ રાણી પરદેશી છતાં ય પ્રેમાળ હતી. આ પ્રેમાળ પત્ની અને બાળકોને ત્યાગી રાજા ફાંસીએ ચડ્યો. પ્રજાના દિલમાં ભય અને અરેરાટી ઉત્પન્ન થયાં.

રાજાના વધ પછી ભય, ત્રાસ, જુલ્મ અને કાપાકાપીનું રાજ્ય આખા ય ફ્રાંસમાં શરૂ થયું. રાજ્યસત્તા જેકોબૈ નામના ઉદ્દામ-વાદીપક્ષના હાથમાં આવી. એક તરફ ફ્રાંસ એના પાડોશી રાજ્યો સાથે યુદ્ધમાં સંડોવાયું હતું — ત્યારે અન્ય તરફ ફ્રાંસમાં ક્રાન્તિકારક મંડળો વચ્ચે આંતરિક લડાઈ ઉત્પન્ન થઈ હતી. ફ્રાંસમાં સ્થાપવામાં આવેલા રિપબ્લિક રાજબંધારણ સામે ખેડૂતોએ બળવો આદર્યો. લાયોન અને ટુલોનમાં પ્રજાએ ઠેર ઠેર બંડ જગાવ્યું. બ્રિટન, હૉલૅંડ અને સ્પેન આ ત્રણ દેશો સામે ફ્રાંસ, એકલો ઝઝુમી રહ્યો. શરૂ-આતમાં ફ્રાંસનું લશ્કર પરાજય પામ્યું અને આખા ય ફ્રાંસદેશનું પતન નજીક દેખાવા લાગ્યું.

પૅરિસમાં ક્રાંતિકારક મંડળની સ્થાપના કરવામાં આવી. આ મંડળ એ કાંઈ ન્યાયની કચેરી નહોતી. ક્રાંતિનો જરા પણ વિરોધ કરનારાને આ મંડળે શિક્ષા કરવા માંડી. દિવસે દિવસે ફાંસીએ મોકલવામાં આવતાં માનવોની સંખ્યા વધી રહી. રાજા પછી રાણીનો

સમય આવ્યો. આ રાણીએ હિમ્મત અને બહાદુરીથી પોતાનો બચાવ કર્યો. પતિ ગયા પછી જીવનમાં એને જરાપણ રસ કે પ્રેમ નહોતાં. પતિની માફક મરણને ભેટવા એ સ્ત્રી તત્પર બની હતી. ફાંસીને માંચડે ચડાવવા આ રાણીના હાથ એની પીઠ પાછળ બાંધ્યા, એને એક સામાન્ય ગાડામાં બેસાડી — અને સામાન્ય માણસ માફક એના પ્રત્યે વર્તાવ કરી એને ફાંસી આપી. રાણી પછી પણ કેટલા ય નિર્દોષ પુરુષોની આવી જ દશા થઈ. અમીર અને ઊમરાવો ફાંસીએ ચડ્યા, ધનપતિ અને ધર્મગુરુઓ ફાંસીએ ચડ્યા, ક્રાંતિના શુભેચ્છકો પણ ફાંસીને માંચડે ચડ્યા.

સત્તા સંપાદન કરવા જેકોબૅ પક્ષના માણસો હવે પરસ્પર લડવા માંડ્યા. ઉદ્દામવાદીઓ પરસ્પર લડવા માંડ્યા. દાન્તો અને હેબર એ બે અગ્રેસર અને એમના અનુયાયીઓ લડવા લાગ્યા. આ ઉદ્દામ પક્ષે નવીન વર્ષની — નવા શકની સ્થાપના કરી. મહિનાનાં નામ બદલી એમને નવીન નામ આપ્યાં, સાત દિવસના અઠવાડિયાને બદલે દસ દિવસનું અઠવાડિયું નક્કી કર્યું. ક્રિશ્ચિયન ધર્મને ફ્રાંસમાંથી નાબૂદ કરવા જાહેરાત કરી અને એ ધર્મના પાલનને બદલે બુદ્ધિમાતાનું પૂજન – Worship of Reason – ની સ્થાપના કરી.

બુદ્ધિમાતાની પૂજાની સ્થાપના કરતાં ફ્રાંસના એ સમયના ઉદ્દામવાદીઓએ જાહેર કર્યું કે પ્રજા એ જ પરમાત્મા છે. એ શિવાય ક્યાંય સ્વર્ગભૂમિ કે મોક્ષમંદિર નથી. આત્મા કે આધ્યાત્મિક જગત નથી. મનુષ્ય દેવ છે. કુદરત એ જ ધર્મ છે. સમાનતા, સ્વતંત્રતા અને ભ્રાતૃભાવનાની સ્થાપના એ જ એકલું કર્તવ્ય છે.

ક્રાંતિકારક મંડળો વચ્ચે ભીષણ યુદ્ધ મંડાણાં. અંતમાં રોબેસ-પીએર નામનો રૂસોનો અનુયાયી વિજેતા બન્યો. એ ફ્રાંસનો

સમ્રાટ સરમુખ્ત્યાર બન્યો. એણે પણ હિંસા અને જુલ્મ આદરવામાં વિવેક ન વાપર્યો. એણે પણ એના પ્રતિસ્પર્ધીઓને અને ક્રાંતિના દુશ્મનોને ફાંસીને માંચડે ચડાવ્યા. રોબેસપીએરે પ્રજાની સ્વતંત્રતાના આદર્શને ઠોકરે મારી સર્વસત્તાધીશ બનવાનો પ્રયાસ કર્યો. કોઈ રાજદ્વારી હરિફને સાંખવા એનામાં સહનશક્તિ અને વિશાલ ભાવના નહોતી. એના આવા વર્તનથી એના દુશ્મનો અને વિરોધીઓની સંખ્યામાં વૃદ્ધિ થઈ. વધતા જતા વિરોધીઓ અને દુશ્મનોનો નાશ કરવા એણે ફાંસીનો ઉપયોગ વિશેષ પ્રમાણમાં કર્યો અને પરિણામે એના દુશ્મનોએ એની સામે મહાન કાવતરું યોજ્યું; અને જે ફાંસીએ એણે ફ્રાંસનાં હજારો સ્ત્રીપુરુષોને ચડાવ્યાં હતાં — એ ફાંસીએ ચડવા એનો પણ સમય આવ્યો. આમ મહાન અરાજકતા, અવ્યવસ્થા ફ્રાંસદેશમાં વ્યાપી રહી.

પછી ફ્રાંસમાં અરાજકતા અવધિએ પહોંચી. ફ્રાંસને અનુકૂલ કોઈ યોગ્ય રાજતંત્ર વિપ્લવવાદીઓ ન સ્થાપી શકયા. એમણે રચેલા રાજ્યબંધારણનો અમલ એ ન કરી શકયા. પ્રજાની વચ્ચે મારામારી અને કાપાકાપી શરૂ થઈ. ચોરી, લૂંટફાટ અને ખૂનના બનાવોની પરંપરા જામી. જાન અને માલનું જે કાંઈ રક્ષણ કરવામાં આવતું હતું તે તદ્દન અટકી પડ્યું. ક્રાંતિના વિરોધી અને દુશ્મનોનો કરુણ રીતે સંહાર કરવામાં આવ્યો. સ્ત્રીઓ, બાળકો, અમીરો અને ઉમરાવો, રાજાના સ્નેહીઓ, સોબતીઓ, સાગરીતો અને ખુશામતખોરો, ધર્મગુરુઓ — આ બધાંને ફાંસીને માંચડે ઉદ્દામ વિપ્લવવાદી મંડળે મોકલ્યાં. ભય, ત્રાસ અને કાળો કેર સમસ્ત ફ્રાંસમાં ફેલાઈ રહ્યા. સર્વત્ર હાહાકાર વર્તી રહ્યો.

પૅરિસનું સ્થાનિક મંડળ કે જેનું નામ—The Commune of Paris – હતું – એવી આ પૅરિસની મ્યુનિસિપલ કાઉન્સિલે

પ્રજા પર અનહદ ત્રાસ ગુજાર્યો. મારો નામનો પુરુષ આ સંસ્થાનો અગ્રેસર હતો. આ કાઉન્સિલે નક્કી કર્યું કે ક્રાંતિવિરોધી જે કોઈ પુરુષ, સ્ત્રી કે બાળક ફ્રાંસમાં હોય, રાજાનો એક પણ મિત્ર કે હિતેચ્છુ હોય, કાઉન્સિલ વિરુદ્ધ એક પણ આદમી હોય — તે બધાનો નાશ કરવો. આ સ્થાનિક મંડળે આવા માણસોને ફ્રાંસના ખૂણેખાંચરેથી શોધવા માંડ્યા — એમનાં ઘર ઉઘાડીને એમની મિલ્કત જપ્ત કરી. એમને ગિરફ્તાર કર્યા અને એમનો ઘાતકી અને ક્રૂર રીતે નાશ કર્યો.

લગભગ એક અઠવાડિયા સુધી આ જંગલી કાર્ય કાઉન્સિલે ચલાવ્યા કર્યું. એ દિવસોમાં લગભગ પંદરસો સ્ત્રી અને પુરુષોનો સંહાર કરવામાં આવ્યો. આવી કમકમાટી ઊપજાવતી માનવહત્યા કરતા પહેલાં આ કાઉન્સિલના થોડાક અગ્રેસરોએ વિવેકબુદ્ધિ અને માનવતાને એક કોરે મૂકી દીધી. આવી ભયંકર હત્યાનો કાર્યક્રમ આ રાક્ષસી પુરુષોએ અગાઉથી જ નક્કી કર્યો હતો. ક્રાંતિનાં ધ્યેય અને સિદ્ધિ અર્થે આવી કરુણ માનવહત્યા આટલા પ્રમાણમાં કરવાની જરા પણ જરૂર નહોતી.

પણ જ્યાં અરાજકતાએ અવધિ ઓળંગી હતી, જ્યાં ઘોર તિમિર ફેલાઈ રહ્યું હતું, જ્યાં સ્વતંત્રતાના નામે સ્વચ્છંદતા એના નગ્નસ્વરૂપમાં ખડી થઈ હતી, જ્યાં પ્રજાશાસનની સ્થાપનાને બદલે જુલ્મી, ચોર લૂંટારા અને ગુંડાઓના હાથમાં રાજ્યસત્તા સરી પડી હતી, જ્યા ક્રાંતિને અર્થે પ્રત્યેક પ્રકારનાં અસત્ય અને અન્યાયી, હિંસક અને પાશવી કર્મોની આવશ્યકતા સ્વીકારવામાં આવતી હતી ત્યાં કોણ સુખી હોય ? ત્યાં કોનાં જાન અને માલ સલામત રહે ?

આ વિપ્લવમાં શ્રીમંતોને અતિશય આપદા સહેવી પડી. વિપ્લવવાદીઓને શ્રીમંતો તરફ ઘૃણા અને તિરસ્કાર હતાં; કારણ કે

એમને લીધે ફ્રાંસની પ્રજામાં સમાનતા સ્થાપવી શકય નહોતી. આ શ્રીમંતો જ ફ્રાંસમાં પ્રવર્તી રહેલી અસમાનતાનું મુખ્ય કારણ હતા, આ શ્રીમંતો પ્રજાનું લોહી ચૂશી રહ્યા હતા. નવીન યુગ સ્થાપવા આ ધનિકોનો નાશ કરવા, એમની મૂડી અને મૂડીવાદનો નાશ કરવા વિપ્લવવાદીઓએ નક્કી કર્યું. આ શ્રીમંતોની શ્રીમત્તાનો નાશ કરવા એમને મહાન દંડની શિક્ષા કરી, એમનાં માલ અને મિલ્કત જપ્ત કર્યાં, એમને કેદખાનામાં ધકેલ્યા અને કેટલાકને ફાંસીએ પણ ચડાવ્યા. આવી જ સ્થિતિ બની ઝમીનદારોની અને ઊમરાવોની.

રોબેસપીએરના પતન પછી ફ્રાંસમાં વર્તી રહેલા કાળા કેરનો અંત આવ્યો. ફ્રાંસની આંતરિક અને આંતરરાષ્ટ્રીય મુશ્કેલી અને ગુંચવણમાં, ફ્રાંસનાં અરાજકતા અને અંધેરમાંથી બહાદુર નેપોલીઅન પ્રગટ થયો. એણે ફ્રાંસમાં આંતરિક વ્યવસ્થા સ્થાપી અને ફ્રાંસની સ્થિતિને અનુકૂલ રાજતંત્ર સ્થાપ્યું.

જગતમાં આજ દિન સુધી જે કાંઈ વિપ્લવો અને ક્રાંતિઓ થયાં છે તેમાં ફ્રેંચ વિપ્લવનું સ્થાન અજોડ છે. ક્રાંતિ શી વસ્તુ છે એનો ખરેખરો ખ્યાલ ફ્રેંચ વિપ્લવ આપણને આપે છે.

આ મહાન ક્રાંતિમાંથી પ્રથમ સત્ય આપણે એ જાણીએ છીએ કે જુલ્મ, ત્રાસ, અન્યાય અને શોષણ લાંબો સમય અસ્તિત્વમાં રહી શકતાં નથી. એમનો નાશ અવશ્ય આવવાનો જ છે.

બીજું સત્ય આપણે એ જાણીએ છીએ કે મનુષ્ય રાજ્યકારણમાં દાખલ થતાં એ મહત્ત્વાકાંક્ષી, અભિમાની, સ્વમાની અને સ્વાર્થી પણ ઘણી વાર બને છે. એનાથી કોઈ હરિફ સહન થઈ શકતો નથી, એને સત્તા કોઈની સાથે ભોગવવી ગમતી નથી, — અને એ પણ રાજા જેવો જ સત્તાલોભી અને આપખૂદ બની જાય છે.

આમ આદર્શની સિદ્ધિ અર્થે, સમાજની સેવા અર્થે રાજકારણમાં દાખલ થયેલો પુરુષ એનાં સ્વાર્થ અને સ્વમાન અર્થે આદર્શ ત્યજી દે છે. એટલે રાજકારણ એ ગંદી વસ્તુ છે એમ આ વિપ્લવના અભ્યાસ ઉપરથી જણાય છે.

ત્રીજું સત્ય આપણે એ જાણીએ છીએ કે ક્રાંતિનાં પરિણામો વિષમ જ આવે છે. હિંસાના પરિણામો હિંસા જ લાવે છે.

ચોથું સત્ય એ છે કે ક્રાંતિ કરવી એ કાંઈ સહેલી વાત નથી. એ માટે તો પ્રજાના મોટા ભાગની તૈયારી હોવી જ જોઈએ. વળી ક્રાંતિ કરનારા અગ્રેસરો ડાહ્યા, વિવેકી, ન્યાયી અને નિઃસ્વાર્થી હોવા જોઈએ. ક્રાંતિ દરમ્યાન અરાજકતા ઉત્પન્ન ન થાય, વ્યર્થ ત્રાસ કે જુલ્મ ન કરવામાં આવે, બીજી જરૂરી હિંસા ન કરાય, એ બધું આ વિપ્લવવાદી અગ્રેસરોએ જોવું જોઈએ.

પાંચમું સત્ય એ છે કે જે ધ્યેય અને સિદ્ધિ અર્થે ક્રાંતિ આદરવામાં આવી હોય તે ધ્યેય અને સિદ્ધિ પ્રાપ્ત કરવાને બદલે ક્રાંતિ પહેલાં હતી તેવીને તેવી જ યા તેથી પણ વિશેષ ખરાબ પરિસ્થિતિ પાછી ઉત્પન્ન ન થાય તે પણ વિપ્લવના સર્જકોએ જોતા રહેવું જોઇએ.

છઠ્ઠું સત્ય એ છે કે સમૂહબળ જ્યારે આવેશમાં આવી જાય છે ત્યારે એ બળ, વિવેક કે સારાનરસા પરિણામનો વિચાર કરી શકતું નથી. એ બળની ગતિ પર દેખરેખ કે કાબૂ ન રખાય, એ બળને યોગ્ય અને લાભકારક પ્રવાહમાં ન ખેંચી જવાય તો એ બળ વ્યર્થ અને અયોગ્ય વિનાશ કરે છે અને આવા વિનાશથી સર્વને પીડા સોસવી પડે છે.

સાતમું સત્ય એ છે કે ક્રાંતિના સમય પછી પ્રજાશાસન કે લોકનિયુક્ત બંધારણની સ્થાપના થવાને બદલે સરમુખ્ત્યારીની જ

હંમેશાં સ્થાપના થતી આવી છે. ચાર્લ્સની જગ્યાએ ક્રૉમવેલ આવ્યો. લૂઈની જગ્યાએ નેપોલીઅન આવ્યો. ઝારની જગ્યાએ લેનિન આવ્યો. કૈસરની જગ્યાએ હિટલર આવ્યો. આલફૉંઝોની જગ્યાએ ફ્રાંકો આવ્યો.

આઠમું સત્ય એ છે કે ક્રાંતિ એ કુદરતનો નિયમ છે. જ્યાં સુધી માનવી એનાં સુખ અને સત્તા પર અંકુશ રાખતો નથી ત્યાં સુધી ક્રાંતિ અમર રહેવાને સર્જાયેલી છે. ફ્રેંચ વિપ્લવનાં દૂષણો અનેક છે, એની અનેક પ્રકારની ટીકાઓ કરવામાં આવી છે, એ વિપ્લવના સર્જકો અને અગ્રેસરોને અવગણવામાં અને નિન્દવામાં આવ્યા છે છતાં ય જગતની આમજનતાને અને જગતના શાસકોને આ મહાન વિપ્લવ પુનઃ પુનઃ શિખામણ આપે છે કે તમે બધા એવું રાજ્યતંત્ર રચો, તમે બધા એવું સમાજબંધારણ સ્થાપો, તમે બધા પરસ્પર એવી રીતે રહો કે તેથી કુદરતના વેગ અને પ્રગતિને તમે ઝીલી શકો, તેથી પરસ્પર એકમેકને સાહાય્યરૂપ નિવડો, તેથી વ્યક્તિ અને સમષ્ટિનાં શ્રેય થાય એવાં કાર્યો આદરો, તેથી અન્યાય, અસમાનતા, નિર્દયતા અને પક્ષપાતનો નાશ થાય, તેથી આખી ય માનવજાત એક બને. આવો છે ફ્રેંચ વિપ્લવનો મહિમા. આપણા દેશી અને પરદેશી શાસકો આ મહિમા ખરેખરી રીતે જાણશે તો આપણું પારાવાર શ્રેય તેઓ કરી શકશે; અને આપણા શ્રેયમાં જ એમનું શ્રેય સમાયેલું છે એ સત્ય આ વિપ્લવ સચોટ રીતે સર્વને દર્શાવી રહ્યો છે.

